पू. आचार्य श्री विजयदानसूरीश्वरजी जैन ग्रन्थमाला, गोपीपुरा, सुरत
* ग्रन्थांक २२ *



# श्री सुरसुंदरीनो रास

वि. दानसूरि जैन ग्रंथमाला

પ્રત્યેક જૈનને—

જેના વાંચનથી પોતાના જૈનત્વને નિર્મલ બનાવી શકે છે, અને મોંઘા માનવભવને સફલ કરી શકે છે;

તે

દર રવિવારે પ્રગટ થતું,

# શ્રી જૈન પ્રવચન

એટલે

પૂજ્યપાદ, પરમ શાસનપ્રભાવક, આખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ

શ્રીમદ્

## વિજયરામચંદ્રસૂરીશ્વરજી

મહારાજાનાં

શ્રી જિનાજ્ઞાસાર ગર્ભિત પ્રવચનોનું સારભૂત અવતરણ પ્રગટ કરનાર સાપ્તાહિક

*

● વાર્ષિક લવાજમ ●

હિન્દમાં રૂા. ૩-૧૨-૦ ટપાલખર્ચ સાથે

[illegible]

पू. आचार्य श्रीविजयदानसूरीश्वरजी जैन ग्रन्थमाला
ग्रन्थांक – २२

પંડિતપ્રવર શ્રીમદ્ વીરવિજયજી – વિરચિત

# શ્રી સુરસુંદરીનો રાસ

: આર્થિક સહાયક :

જામનગરનિવાસી ધર્મપ્રેમી સ્વ૦
શેઠ પરશોત્તમ આણંદજીના પુણ્યસ્મરણાર્થે
પરશોત્તમ આણંદજી એન્ડ સન તરફથી ભેટ-મુંબઈ

: પ્રકાશક :

પૂ. આ. શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા
તરફથી શા. મે. માસ્તર હીરાલાલ રણછોડદાસ
ગોપીપુરા-સુરત

Printed by Keshavlal Sankalchand at
The Vir Vijaya P. Press, Salapas Cross Road, Ahmedabad.

શ્રી વીર સંવત ૨૪૬૬ • વિક્રમ સંવત ૧૯૯૬

# —: શુદ્ધિપત્રક :—

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૪ | ૪ | પરિધિનો | પરિધિના |
| ૮ | ૯ | પિંગલ | રપિંગલ |
| ૧૧ | ૨૮ | ગાઅં | ગોઅ |
| ૧૮ | ૧૨ | નાહ | નહિ |
| ૧૯ | ૨૧ | વિધવા | નિધવા |
| ૩૧ | ૪ | ભયા | ભયો |
| ૩૨ | ૧૧ | પરદેશ | પરદેશે |
| ૩૨ | ૨૩ | આરો | આર |
| ૩૪ | ૨૩ | આભપ્રાયને | અભિપ્રાયને |
| ૪૪ | ૨ | ગયા | રહ્યો |
| ૪૫ | ૧૭ | વાતડા | વાતડી |
| ૬૫ | ૧૮ | તાણુ | નિણુ |
| ૭૫ | ૧૭ | નાહ | નહિ |
| ૯૩ | ૧૦ | દુર્વંશા | દુર્વંશો |
| ૯૭ | ૧૩ | દ્વાપાયન | દ્વૈપાયન |
| ૧૦૪ | ૧૭ | ગાતમ | ગૌતમ |
| ૧૧૦ | ૨૬ | नन्छामि | नेच्छामि |
| ૧૨૦ | ૨૦ | વશાખ | વૈશાખ |
| ૧૩૦ | ૨૨ | એહને | એહનં |
| ૧૩૬ | ૨૩ | વિધાહે | વિવાહે |
| ૧૪૮ | ૫ | निशान्चरपति | निशाचरपतिः |
| ૧૪૮ | ૬ | निह्वक् | कोल्हक् |
| ૧૪૮ | ૮ | मत्प्रश्नोत्तरं पु– | मत्प्रश्नोत्तरमं पु – |
| ૧૪૮ | ૧૬ | गृहेश. | गृहेशः |
| ૧૪૯ | ૨૩ | राजानि: | राजाने |
| ૧૫૮ | ૨૩ | ઉદ્દેશ્ય | ઉદ્દેશ |
| ૧૬૦ | ૨૦ | ૧૧ | ૧૦ |
| ૧૬૦ | ૨૨ | ૧૨ | ૧૧ |
| ૧૭૦ | ૧૩ | [illegible] | [illegible] |
| ૧૭૧ | ૨૦ | વણુ | વિણુ |
| ૧૭૧ | ૨૧ | પ્રીત | પ્રીતિ |
| ૧૭૨ | ૨૨ | શ્રત | શ્રુત |
| ૧૮૦ | ૯ | સદ્દહણા | સદ્દહણા |
| ૧૮૩ | ૧૪ | આદ | આદિ |
| ૧૮૭ | ૨૦ | કહ્યા | કહ્યો |
| ૧૯૦ | ૧૪ | ચારિત્રચાર | ચારિત્રાચાર |
| ૧૯૪ | ૨૪ | વિજ્ઞામ | વિજ્ઞપ્તિ |

# પ્રકાશકનું વક્તવ્ય :



પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ૦ આચાર્યદેવ શ્રીમદ્ **વિજય-દાનસૂરીશ્વરજી** મહારાજના પુણ્ય-નામથી અંકિત થયેલી આ ગ્રન્થમાલાને, બહુજ સામાન્ય પ્રકારે શરૂ કરવામાં આવી હતી, પરન્તુ દિવસે દિવસે તેનો સુન્દર વિકાસ થતો જાય છે. સ્વ. ગુરૂદેવના પરમ ભક્તોને ફાળે જ આ ગ્રન્થમાળાના વિકાસનો સુયશ જાય છે. તેઓની મમતાભરી સહાય વિના આટલો અને આવો વિકાસ અશક્ય જ હતો. આ ગ્રન્થમાળાને સુવ્યાપક અને પદ્ધતિસરની સંસ્થા તરીકે કાર્ય કરતી બનાવવાને તેઓ અને બીજાઓ તત્પર બનશે, એવી આશા રાખીએ છીએ.

ગ્રન્થમાળાનાં અન્ય પ્રકાશનોની જેમ આ પ્રકાશન પણ, ઉદારદીલ ગૃહસ્થની આર્થિક સહાયતાને જ આભારી છે. એ ઋણ અદા કરવાને માટે મુખપૃષ્ઠ ઉપર તેમનું નામ આપવામાં આવ્યું છે. તેમને આ રીતિએ સહાયક બનવાની પ્રેરણા કરનારમાં મુનિરાજ શ્રી **કનકવિજયજી** મહારાજ મૂખ્ય છે, કે જેઓ સ્વ. ગુરૂદેવના પટ્ટાલંકાર પૂ. સિદ્ધાન્તમહોદધિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજના પટ્ટપ્રભાકર, પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજના એક વિદ્વાન શિષ્યરત્ન છે.

સં. ૧૯૯૫માં પૂ. મુનિરાજ શ્રી **સુમતિવિજયજી** મહારાજ આદિએ અમદાવાદ-કાળુશાની પોળના ઉપાશ્રયમાં ચાતુર્માસ કરેલું. તે દરમ્યાન બપોરના વ્યાખ્યાનમાં આ રાસ વાંચેલો અને એ વખતે જ આ રાસને છપાવવાની પ્રેરણા મળેલી.

આ ગ્રન્થ છપાવવા માટે તેની છપાએલી પ્રથમ આવૃત્તિનો તેમજ **શ્રી ડાહ્યુશાની પોળના ભંડારની** તથા **શ્રી વીરના ઉપાશ્રયની**–એમ બે હસ્તલિખિત પ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. હસ્તલિખિત પ્રતો આપવા બદલ તે બન્નેયના કાર્યવાહકોનો આભાર માનવામાં આવે છે.

આ ગ્રન્થને જેમ બને તેમ શુદ્ધ છપાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આમ છતાં મતિદોષ, પ્રેસદોષ કે અનુપયોગ આદિ કારણે અશુદ્ધતા રહી જવા પામી હોય એ શક્ય છે. છપાયા પછી પણ જે અશુદ્ધિઓ નજરે ચઢી, તેનું સૂચન આપવામાં આવ્યું જ છે : છતાં જે કોઇ અશુદ્ધિઓ રહી જવા પામી હોય તે બદલ 'મિચ્છામિ દુક્કડં' જાહેર કરીએ છીએ.

આ ગ્રન્થને વધુ ઉપયોગી અને ઉપકારક બનાવવાના હેતુથી, આ ગ્રન્થમાં રચના અને પ્રકાશનના ઉદ્દેશને સ્પષ્ટ કરી, તે ઉદ્દેશને વ્યાજબી પૂરવાર કરનારી તેમજ શ્રી સુરસુન્દરીના રાસ સંબંધી પણ કેટલીક અગત્યની બીનાઓ પૂરી પાડનારી વિસ્તૃત **પ્રસ્તાવના** આપવામાં આવી છે. એ પછી '**કવિ અને તેમની કૃતિઓ**' એ મથાળા નીચે રાસરચયિતા મહાત્માના જીવનનો અને તેમની કૃતિઓનો પણ કાંઇક પરિચય અપાયો છે. એમાં જેમનાં લખાણોનો ઉપયોગ થયો છે, તેમનો પણ આભાર માનવામાં આવે છે.

મહાસતી શ્રીમતી **સુરસુન્દરીની કથા** પણ **ગદ્ય** રૂપે તે પછી રજૂ કરવામાં આવી છે. રાસનો અભ્યાસ કરવામાં એ પણ સહાયક નિવડ્યા વિના નહિ જ રહે.

આ ગ્રન્થમાળા તરફથી 'પ્રભાવના–પુસ્તિકા–શ્રેણિ' વિભાગ પણ શરૂ થયો છે. એ વિભાગમાં '**૧–કુબેરદત્તા, ૨–રાજર્ષિ પ્રસન્નચન્દ્ર, ૩–આદર્શ આર્યા અને ૪–ભગવાન શ્રી મહાવીરદેવ**'–એમ ચાર પુસ્તિકાઓ પ્રગટ થઇ છે, જેની હજારો નકલો ખપી ગઈ છે. એક પણ પુસ્તિકાની સાડાસાત હજારથી ઓછી નકલો ખપી નથી અને પ્રથમ પુસ્તિકાની તો બીજી આવૃત્તિ પ્રગટ કરવાની ફરજ પડેલી. એ પુસ્તિકાઓના લેખક ભાઈ **શ્રીકાન્તે** જ આ પુસ્તકની **પ્રસ્તાવના** આદિ લખી આપેલ છે. આ ગ્રંથમાં બીજા પણ પૂજ્યોની સહાય મળી છે, પણ તેઓશ્રીએ નામ પણ નહિ આપવાની શરતે કામ કરેલ હોઇ, તેમનો વિના નામે જ આભાર માની વિરમીએ છીએ.



# પ્રસ્તાવના

## ઉદ્દેશનું સ્પષ્ટીકરણ

### જીવનમાં ધર્મની જરૂર શી છે?

આજના અનેક ચર્ચાત્મક પ્રશ્નો પૈકીનો આ એક પ્રશ્ન છે. આ ગ્રન્થના પ્રકાશનની સફલતા કિંવા નિષ્ફલતાનો નિર્ણય પણ, આ પ્રશ્નના નિર્ણય ઉપર જ નિર્ભર છે. ધર્મ આવશ્યક છે, પરમ આવશ્યક છે, અનિવાર્ય છે—એના વિના જીવન નિષ્ફલ છે, નુકશાનકારક છે અને એના દ્વારા જ સર્વ અર્થોની સિદ્ધિ છે,—એમ પૂરવાર થયા વિના આ ગ્રન્થની વાસ્તવિક ઉપયોગિતા સમજાય એ શક્ય નથી. ધર્મ બીનજરૂરી ઠરે, તો કવિનો રચનાનો અને પ્રકાશકનો પ્રકાશનનો શ્રમ નિરર્થક જ ઠરે. પછી તો વાંચકોએ આવા ગ્રન્થોને વાંચવા, એનો પણ વિશેષ અર્થ નહિ રહે. સમયનો દુરૂપયોગ ભાસે તો ય તે સહજ છે.

પરન્તુ કવિશ્રીએ જ્યારે આ ગ્રન્થ રચ્યો છે અને પ્રકાશક જ્યારે આ ગ્રન્થને પ્રકટ કરી રહેલ છે, ત્યારે એ વાત તો નિર્વિવાદ છે કે—તેઓ ધર્મની જરૂર સ્વીકારે છે: એટલું જ નહિ, પણ તેમનો આ પરિશ્રમ અન્યોને પણ ધર્મની જરૂરીયાત સમજાવી ધર્મના આરાધક બનાવવા માટેનો જ છે.

આ ગ્રન્થની પ્રસ્તાવના લખી આપવાનું જ્યારે મને સોંપવામાં આવ્યું, ત્યારે મને લાગ્યું કે–રાસરચયિતા મહાત્માના અને પ્રકાશકના આ ઉદ્દેશને જો વાંચકોની આંખ સામે ધરી શકાય અને તેમને આછી પણ ખાત્રી કરાવી શકાય કે–' ધર્મ એ જીવનની અનિવાર્ય વસ્તુ હોઈને, ધર્મની આરાધનામાં જીવનની જેટલી ક્ષણો જાય તે જ સાર્થક છે. '–તો આવા ધાર્મિક ગ્રન્થની પ્રસ્તાવના લખી આપી એ સફલ છે.

આથી આપણે સૌથી પહેલો પ્રશ્ન એ જ વિચારીશું કે–' જીવનમાં ધર્મની જરૂર શી છે ? ' બેશક, આ પ્રસ્તાવના છે એટલે બની શકે તેટલા ટૂંકાણમાં જ આપણે આ પ્રશ્નને વિચારીશું. અન્યથા, પ્રશ્ન ગહન છે, સુવિસ્તૃત છે, વિશદ વિવેચનની અપેક્ષા રાખે એવો છે : જેમ જેમ છણાય તેમ તેમ નવીન નવીન ઉકેલો માગે એવો છે : સારોય દર્શનવાદ આ પ્રશ્ન ઉપર કેન્દ્રિત થયેલો છે. આત્મા અને પુદ્‌ગલના સ્વરૂપ વિષેની સઘળી જ ચર્ચાઓનું ધ્યેય આ પ્રશ્નમાં સમાવિષ્ટ થઈ જાય છે. સમર્થ વિદ્વાન અને પરમ ત્યાગી મહાપુરૂષોએ પણ ચેતન અને જડનું સ્વરૂપદર્શન કરાવવામાં જે અથાગ પરિશ્રમ સેવ્યો છે, તે આ પ્રશ્નને જ આભારી છે. ધર્મની આવશ્યકતા સમજાવી, જગતને ધર્મમાર્ગે દોરવા માટે જ ચેતન અને જડના સ્વરૂપ વિષેની વિપરીત માન્યતાઓનું પુણ્યપુરૂષોએ ખંડન કર્યું છે. વિવાદ, એ એ મહાપુરૂષોનો શોખ નહિ હતો. વિદ્વત્તાનું પ્રદર્શન, એ એ તારકોનું ધ્યેય નહિ હતું. વિવાદનો શૉખ કે વિદ્વત્તાનું પ્રદર્શન કરવા જેવી ક્ષુદ્ર મનોદશાની એવા તારકો માટે કલ્પના કરવી, એ અતિ ક્ષુદ્રોનું દુર્ભાગ્ય જ ગણાય. એ તારકો તો પરમ ઉપકારની પરમ ભાવનામાં રમતા હતા. જગતના જીવો

ચેતન અને જડના યથાર્થ સ્વરૂપથી સુપરિચિત બની, ચેતનની સાચી ઉન્નતિને પીછાને, ચેતનની સાચી ઉન્નતિના સાધક માર્ગને પીછાને અને એ ઉન્નતિને સાધવા એ માર્ગના આસેવનમાં જ જીવનનું સમર્પણ કરે, એવી એ પરમ તારકોની પરમ ભાવના હતી. આવા વિશાલ પ્રશ્નને છણવા માટે વિશદ જ્ઞાન જોઈએ, તીક્ષ્ણ બુદ્ધિ જોઈએ, વિસ્તારમાં અવરોધ ન જોઈએ અને પવિત્ર ભાવના જોઈએ. એ જ્ઞાન અને એ બુદ્ધિનો અભાવ હોવા છતાં અને રખે વિસ્તાર ન થઈ જાય એવો ડર સ્થાપિત હોવા છતાં પણ, કેવળ સાહસિકતાથી જ આ પ્રશ્ન છણાય છે. પવિત્ર ભાવના એ જ એક આલંબન છે.

**ધર્મ ભૂલાવાનું કારણ :**

ધર્મભૂમિ સમા ગણાતા આર્યદેશમાં–'જીવનમાં ધર્મની જરૂર શી છે ?'-એ પ્રશ્નને સ્થાન હોઈ શકે ? ધર્મભૂમિમાં તો એ જ પ્રશ્નને સ્થાન હોય કે–' આ જીવનમાં ઉત્તમમાં ઉત્તમ ધર્મની વધુમાં વધુ આરાધના કયી રીતિએ થઈ શકે ? ' ધર્મ તરીકે પ્રચલિત અનેક ધર્મોમાં વાસ્તવિક ધર્મ કયો અને એ ધર્મની આરાધના કેમ થાય ?–એવા પ્રશ્નોની વિચારણા આર્યદેશમાં ગુંજતી હોય. પણ આજે તો એ વસ્તુ લગભગ વિસારે પડી છે. ધર્માચરણો આચરનારા હજુ ખૂટી ગયા નથી, પણ ધર્મની જરૂર સમજનારાઓનો તો દુકાળ જ પડયો છે. જીવનની પ્રત્યેક પળે ધર્મની જરૂર છે, મનુષ્યની એક પણ પ્રવૃત્તિ ધર્મની બાધક નહિ જ હોવી જોઈએ, જ્યાં ધર્મ નથી ત્યાં માનવતા નથી, આ બધી સત્ય અને યથાર્થ પણ વાતો આજે લગભગ વાતો જ રહી ગઈ છે. એ વાતો કરનારાઓમાં પણ એવા તો વિરલ જ છે, કે જેઓના હૈયામાંથી આ વાતોનો

ઉદ્દગમ થયો હોય. એટલે આજે ધર્મને નહિ આચરનારા અગર તો ધર્મ વિષે નહિ વિચારનારાઓનો પ્રશ્ન અલગ રાખીએ, તો પણ ધર્માચરણને આચરનારા અને ધર્મ વિષે વિચારનારાઓ પૈકીનો પણ ઘણો ભાગ નિરાશા ઉપજાવે એવો છે.

આર્યદેશની આ એક અતિશય કરૂણ હાલત ગણાય. આવા સંયોગોમાં-'ધર્મની જીવનમાં જરૂર શી છે?'-એવો પ્રશ્ન ઉદ્દભવે, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. પણ આ સ્થિતિ જન્મી શાથી? શું ભૂલાયું, કે જેથી ધર્મ ભૂલાયો? આ પ્રશ્નનો જવાબ સહેલો છે. સાધારણ બુદ્ધિને પણ ગમ્ય છે. જ્યારે આત્મા અને આત્માનો પરલોક ભૂલાય છે ત્યારેજ ધર્મ ભૂલાય છે.

**સૌ દુ:ખી છે :**

આ સંસારમાં સુખની કામના કોને નથી? તમે કહેશો કે-'સૌને છે.' કારણ? કારણ એ જ કે-આ સંસારમાં સૌ દુ:ખી છે. શું રાય કે શું રંક, સૌ કોઈ દુ:ખી છે. કોઈ પાસે ધન હશે, તો તેને સંતાન સંબંધી દુ:ખ સતાવતું હશે. ધન અને સંતાન સંબંધી સુખ હશે, તો તેને શારીરિક બીમારી સતાવતી હશે. ધન, સંતતિ અને શરીરસ્વાસ્થ્યનું સુખ હશે, તો તેને કીર્તિની લાલસા સતાવતી હશે. ધન, સંતાન, શારીરિક સ્વાસ્થ્ય અને કીર્તિ પણ હશે, તો તેને કાં સ્વજનોની પ્રતિકૂળતા હશે, કાં સંપત્તિના સંરક્ષણની ચિન્તા હશે અને કાં તો અધિક અધિક ધન અને કીર્તિ આદિની કામના સતાવતી હશે. વિસ્તૃત સામ્રાજ્યના માલિકો અને સર્વ રીતિની અનુકૂળતા પામનારા સમ્રાટો પણ પરરાજ્યના આક્રમણ, પોતાની પ્રજાના પોકાર કે આંતરિક ખટપટો આદિથી મુંઝાતા હોય છે. આ બધામાંનું

કોઈ દુ:ખ ન હોય એમ પણ અતિ પુણ્યવાન માટે બને, પણ તેને ય વૃદ્ધાવસ્થાનું અને અન્તે મરણનું દુ:ખ તો છે જ. આમ શુદ્ધ દૃષ્ટિએ વિચારાય તો આપણને જરૂર લાગે કે–'આ સંસારમાં સૌ કોઈને કાંઈ ને કાંઈ દુ:ખ તો છે જ.'

**દુઃખ કોઇનેય પસંદ નથી :**

આ સંસારમાં દરેકને દુ:ખ છે એ જેમ સુનિશ્ચિત છે, તેમ દુ:ખ એ કોઈની પણ પસંદગીનો વિષય નથી એ વાત પણ સુનિશ્ચિત જ છે. જરા પણ મુંઝવણ વિના, લેશ પણ દીનતા વિના, ધીરતા અને આનન્દપૂર્વક આપત્તિ માત્રને સહનારા વિરલ આત્માઓ આ સંસારમાં જરૂર મૌજૂદ છે, પણ તેઓને ય દુ:ખ પસંદ છે એમ તો નથી જ. સુખ એ જ તેઓનું સાધ્ય છે. આ સંસારમાં દુ:ખ ભોગવનારાઓ બે પ્રકારના છે. એક વર્ગ નિરૂપાયે દુ:ખ ભોગવે છે અને બીજો વર્ગ સુખના હેતુથી દુ:ખ ભોગવે છે. આ બન્ને વર્ગ પૈકીના એકને પણ દુ:ખ પસંદ નથી, એ વાત નિર્વિવાદ છે : કારણ કે–સૌ કોઈ દુ:ખથી મુક્ત બનવાની અને સુખમાં સુસ્થિત બનવાની અભિલાષાવાળા છે.

દુ:ખનાશ અને સુખપ્રાપ્તિના હેતુથી જ આ સંસારમાં જીવ માત્રની પ્રવૃત્તિ છે. આ સંસારમાં જીવ માત્ર પોતપોતાની શકયતા મુજબ મન–વચન–કાયાના યોગો દ્વારા કરવા, કરાવવા અને અનુમોદવા રૂપે જે પ્રવૃત્તિ કરી રહેલ છે, તેના ઉંડાણમાં ઉતરીને તપાસીએ, તો માલૂમ પડે છે કે–સર્વનો હેતુ એક જ છે અને તે એજ કે–પોતાના સર્વ દુ:ખને દૂર કરી એકાન્ત સુખને પ્રાપ્ત કરવું. કોઈ ધન માટે, કોઈ કીર્તિ માટે, કોઈ પત્ની માટે, કોઈ સંતતિ માટે અને કોઈ શારીરિક સ્વાસ્થ્ય આદિ

માટે પ્રયત્નશીલ છે: કોઇ માલીકને ખૂશ કરવાના કામમાં, કોઈ સંગીતમાં, કોઈ બીજી કળામાં, કોઈ પત્નીને, પરસ્ત્રીને કે વેશ્યા આદિને રીઝવવામાં અને કોઈ સુરાપાન આદિમાં મસ્ત છે: કોઈ બીજાને ફના કરવામાં, કોઈ બીજાને ઉપકારક બનવામાં અને કોઈ બીજાને છેતરવા આદિમાં મશ્ગુલ છે: આમ સંસારમાં એટલા બધા પ્રકારની પ્રવૃત્તિઓ એટલા બધા પ્રમાણમાં ચાલી રહી છે, કે જેની ગણના શકય નથી. જીવ અનન્ત અને અનન્ત જીવોમાં પણ પ્રત્યેક જીવની પ્રવૃત્તિમાં વિવિધતા, એટલે એ પ્રવૃત્તિઓની પૃથક્ પૃથક્ રૂપે ગણના અશકય જ છે. પરન્તુ આ સઘળા પાછળ એક જ પ્રધાન ધ્યેય ડોકીયાં કરે છે અને તે એ જ કે–દુ:ખ ટળે અને સુખ મળે. આટલા ઉપરથી પણ આપણાથી સમજી શકાય તેમ છે કે–આ સંસારમાં દુ:ખ કોઇને જ પસંદ નથી અને સૌ કોઈ દુ:ખથી મુક્ત બની સુખના ભોક્તા બનવાને ઇચ્છે છે.

**જીવોની પસંદગીવાળું સુખ:**

આ રીતિએ દુ:ખનાશ અને સુખપ્રાપ્તિના હેતુથી પ્રયત્નશીલ બનેલું જગત્ જે સુખને ઇચ્છી રહ્યું છે, તેના સ્વરૂપનો પણ વિચાર કરી લઇએ. આ માટે સૌથી પહેલો પ્રશ્ન એ છે કે–'જગતનો કોઈ પણ જીવ દુ:ખમિશ્રિત સુખને ચાહે છે કે નહિ?' તમારે આ પ્રશ્નનો ઉત્તર 'ન'કારમાં જ આપવો પડશે. બેશક, દુ:ખના અંશથી રહિત સુખના અભાવમાં, કેવળ દુ:ખ ભોગવવું પડે એના કરતાં દુ:ખમિશ્રિત પણ સુખ મળે તો સારૂં અગર તો જેના યોગે દુ:ખરહિત સુખને પામી શકાય તેમ હોય તેવું દુ:ખમિશ્રિત સુખ પણ સારૂં–આવી માન્યતા જગતના જીવોની છે: પણ જગતના જીવો ઇચ્છે છે

તો એવા જ સુખને, કે જે દુ:ખરહિત જ હોય. એ જ કારણ છે કે–દુ:ખમિશ્રિત સુખને પામેલા આત્માઓના હૈયામાં પણ તેટલા દુ:ખનો નાશ સાધવાની ઇચ્છા સતત રમ્યા જ કરે છે. હવે બીજો પ્રશ્ન. 'જગતના જીવો દુ:ખના અંશ માત્રથી પણ રહિત એવા અપૂર્ણ સુખને ચાહે છે કે નહિ?' આ પ્રશ્નના ઉત્તરમાં પણ તમારે 'ન'કાર જ ભણવો પડશે. સુખની અપૂર્ણતા હંમેશાં શેષ સુખને પામવાની ઇચ્છા કરાવ્યા જ કરે છે. અપૂર્ણ સુખિને પરિપૂર્ણ સુખી બનવાની ઇચ્છા રહ્યા જ કરે છે. અપૂર્ણ સુખ કેટલીક વાર તો અન્ય વિશેષ સુખી પ્રત્યે ઇર્ષ્યા પણ જન્માવે છે. પરિપૂર્ણ સુખની ઇચ્છા છતાં અપૂર્ણ સુખને સંતોષપૂર્વક અને પરિપૂર્ણ સુખ પમાય એવી રીતિએ તો વિરલ આત્માઓ જ ભોગવી શકે છે. એવા પણ ઉત્તમ આત્માઓ અપૂર્ણ સુખને ચાહનારા તો હોતા જ નથી. આ રીતિએ નિશ્ચિત થાય છે કે–જગતના જીવો દુ:ખના અંશથી પણ રહિત એવા પરિપૂર્ણ સુખને ઇચ્છે છે. આ પછી પણ એક પ્રશ્ન ઉભો જ રહે છે અને તે એ કે–'દુ:ખરહિત અને પરિપૂર્ણ એવું પણ સુખ જો અમૂક કાળે પણ જવાનું જ હોય, તો એ જગતના જીવોને પસંદ છે કે નહિ?' આ પ્રશ્નના ઉત્તરમાં પણ તમારે એ જ કહ્યે છૂટકો છે કે–જગતના જીવો દુ:ખરહિત અને પરિપૂર્ણ એવું સુખ અનન્તકાલે પણ ન જાય એમ જ ઇચ્છે છે. ઉત્તમમાં ઉત્તમ કોટિનું સુખ પણ અમૂક કાલે જવાનું છે, એ વિચાર જ માણસને વિહ્વલ બનાવવાને સમર્થ છે. ફાંસીએ લટકવાનું નિશ્ચિત થયા બાદ, તમે એ માણસને ગમે તેવાં અને ગમે તેટલાં સુખદ સાધનો પૂરાં પાડો, પણ એ માણુસ એ સાધનોને મસ્ત બનીને ભોગવી શકશે

નહિ. દુનિયામાં કોઇ પણ જીવ જ્યાં પોતાના દુઃખમિશ્રિત અને અપૂર્ણ એવા ય સુખનો અન્ત આવે એમ ચાહતો નથી, ત્યાં એ દુઃખરહિત અને પરિપૂર્ણ એવા સુખનો અન્ત આવે, એમ તો કેમ જ ઇચ્છે ? આ બધી વિચારણા દ્વારા એ જ નિશ્ચિત થાય છે કે–જગતના જીવોની કામના તો એવા જ સુખને પામવાની છે, કે જે સુખ દુઃખના અંશથી પણ રહિત, પરિપૂર્ણ અને અન્તવિનાનું હોય. આનો અર્થ એ નથી કે–જગતના જીવો દુઃખમિશ્રિત, અપૂર્ણ કે અન્તવાળા સુખને નિભાવી લેતા નથી અગર તો એવા પણ સુખનો નાશ જ ઇચ્છે છે : દુઃખના અંશવાળા, અપૂર્ણ અને અન્તવાળા સુખનેય જગતના જીવો નિભાવી તો લે છે જ : પણ એનું કારણ એ જ છે કે–તેઓને તેવા પણ સુખથી નિભાવી લીધા વિના છૂટકો નથી : કારણ કે–દુઃખ તો લેશ પણ પસંદ નથી.

**જગતે સુખને યોગજન્ય માન્યું છે :**

જગતના જીવો જે સુખને ઇચ્છે છે, તેના આ પ્રકારના સ્વરૂપને જાણ્યા બાદ, એ પ્રશ્ન સહજ રીતિએ ઉપસ્થિત થઈ જાય છે કે–'આવું દુઃખરહિત, પરિપૂર્ણ અને અન્ત વિનાનું સુખ ક્યાં છે અને તે મળે શી રીતિએ ?' આ પ્રશ્નના નિરાકરણ માટે જગતના જીવોની વર્તમાન પ્રવૃત્તિ વિષે પહેલાં વિચારવું જોઈએ. જગતના જીવો દુઃખનાશ અને સુખપ્રાપ્તિના હેતુથી વર્તમાનમાં જે પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે પ્રવૃત્તિ દ્વારા કોઈ પણ કાળે દુઃખરહિત, પરિપૂર્ણ અને શાશ્વત સુખ પ્રાપ્ત થાય એ શક્ય છે ? જગતના જીવોએ જે જે સાધનોને સુખનાં સાધનો માન્યાં છે, તે શું વાસ્તવિક રીતિએ સુખનાં સાધનો છે ? આ એક ગંભીર પણ ઉપયોગી પ્રશ્ન છે.

આજે જગતના જીવો દુઃખનાશ અને સુખપ્રાપ્તિના હેતુથી જે જે પ્રવૃત્તિઓ કરી રહ્યા છે, તેનો કયાસ કાઢીએ તો આપણને માલૂમ પડી આવશે કે–જગતના જીવોએ સુખને યોગજન્ય માન્યું છે. કોઈ પણ વસ્તુનો મનગમતો સ્પર્શ થાય, એને જગત સુખનું સાધન માને છે: કોઇ પણ વસ્તુ જીભને મીઠી લાગે એવી મોંઢામાં આવે, એને જગત સુખનું સાધન માને છે : નાકને રૂચિકર લાગે એવી કોઇ પણ વસ્તુની ગંધ આવે, એને જગત સુખનું સાધન માને છે : કોઇ પણ વસ્તુ જોતાં આંખ ઠરે એવી મળી જાય, એને જગત સુખનું સાધન માને છે: પોતાની અને પોતાનાંઓની પ્રશંસા તેમજ પોતાને અણગમતાઓની નિન્દા સાંભળવા આદિનો યોગ પ્રાપ્ત થઇ જાય, એને જગત સુખનું સાધન માને છે: અને પૈસો, કે જે આવા કામસુખને જન્માવનારાં સાધનોની પ્રાપ્તિમાં એક કારણભૂત છે, તેના યોગને પણ જગત સુખનું સાધન માને છે. આ રીતિએ જગત સુખને યોગજન્ય માનેલું હોવાના કારણે, જગત 'ધર્મ, અર્થ, કામ અને મોક્ષ'–એ ચાર પુરૂષાર્થો પૈકીના કેવળ 'અર્થ અને કામ' એ બે પુરૂષાર્થોનું જ ઉપાસક બન્યું છે.

**યોગજન્ય સુખ દુઃખરહિત, પરિપૂર્ણ કે અન્તશૂન્ય ન જ હોય:**

આ રીતિએ સુખને યોગજન્ય માનનારાઓ જો બુદ્ધિશાલી હોય, તો તેઓએ વિચારવું ઘટે છે કે–યોગજન્ય સુખ, દુઃખના અંશ માત્રથી પણ રહિત, પરિપૂર્ણ અને અન્તવિનાનું હોઇ શકે ખરૂં ? કેવળ જડ અગર તો સચેતન જડ વસ્તુઓના યોગથી જ સુખના ઉત્પાદનને માનનારાઓ, જો બુદ્ધિપૂર્વક વિચાર કરે તો તેમને ખાત્રી થઈ જાય કે–યોગજન્ય સુખ

દુઃખના અંશથી રહિત હોય એય સંભવિત નથી, પરિપૂર્ણ હોય એય સંભવિત નથી અને અન્તવિનાનું હોય એ પણ સંભવિત નથી. કેવલ જડ અગર તો સચેતન જડ વસ્તુઓના યોગથી નિષ્પન્ન થતું સ્પર્શાદિનું સુખ, તેના ભોગવટાના કાળમાં પણ અલ્પાધિક દુઃખનું જનક જ હોય છે. સ્પર્શસુખ, રસસુખ, ગંધસુખ, દર્શનસુખ અને શ્રવણસુખ આદિ મેળવવાને માટે જેમ અનેકવિધ તકલીફો ભોગવવી પડે છે, તેમ તે સ્પર્શસુખાદિ ભોગવતાં ય અનેકવિધ તકલીફો ભોગવવી પડે છે. આ રીતિએ કેવલ જડ અગર તો સચેતન જડ વસ્તુઓના યોગથી નિપજતું સુખ પરિપૂર્ણ પણ હોઇ શકતું નથી : કારણ કે-જેનો સ્પર્શ આદિ સુખદ બને એવી સઘળી જ વસ્તુઓ દુનિયામાં છ ખંડના અધિપતિ ચક્રવર્તિને ય મળતી નથી અને દેવોના સ્વામી ઇન્દ્રોને ય મળી શકતી નથી. ચક્રવર્તિઓ અને સુરેશ્વરો જે સામગ્રી પામે છે, તેમાં ય અપૂર્ણતા તો હોય જ છે, એટલે કેવલ જડ કે સચેતન જડના યોગથી નિષ્પન્ન થતું સ્પર્શાદિનું સુખ કોઈ પણ રીતિએ 'પરિપૂર્ણ સુખ 'ની કોટિમાં આવી શકતું નથી. એજ રીતિએ યોગજન્ય સુખ શાશ્વત પણ હોઈ શકતું નથી. મનગમતા સ્પર્શસુખને પમાડનારી વસ્તુઓ પ્રાપ્ત થયા બાદ, અલ્પાધિક કાળમાં તો તેનો વિયોગ થઇ જ જાય છે અને કોઇક વિરલ જીવ પાસે તે ટકી રહે છે તોય અન્તે તો એ વસ્તુઓ અહીં જ રહે છે અને તે તે વસ્તુઓના યોગથી પોતાના શરીર અને મન દ્વારા સુખને ભોગવનારા આત્માને પરલોક તરફ પ્રયાણ કરી જવું પડે છે. કામસુખની જેમ અર્થસુખની પણ એ જ સ્થિતિ છે. પૈસો મેળવવામાં ઓછી કે વધુ પણ તકલીફ તો ખરી જ. મળેલા

પૈસાને સાચવવામાંય ઓછી કે વધુ પણ તકલીફ તો ખરી જ. વળી સાચવવાના ઘણા ઘણા પ્રયત્નો કરવા છતાં પણ મળેલો પૈસો ચાલ્યો ન જ જાય એવો નિયમ નહિ અને કોઇકની પાસે મળેલો પૈસો ટક્યો જ રહે, તોય એને પોતાને એ પૈસાને અહીં જ મૂકીને પરલોકના માર્ગે પ્રયાણ કરી ગયા વિના તો ચાલતું જ નથી.

ભાગ્યની આધીનતા :

આ ઉપરાન્ત, જગતે જે જે વસ્તુઓના યોગમાં સુખની કલ્પના કરી છે, તે સઘળી જ વસ્તુઓ મળવી, મળ્યા પછી પણ ટકવી અને એ ટકવા છતાં પણ તે તે વસ્તુઓનો યોગ પ્રાપ્ત કરી સુખ અનુભવવું,–એ શું જીવની આ ભવની ઇચ્છાને કે જીવના આ ભવના પરિશ્રમને આધીન છે? નહિ જ. યોગ-જન્ય સુખને દેનારી વસ્તુઓને મેળવવાની ઇચ્છા લગભગ સૌની હોવા છતાં પણ, સૌને તે તે વસ્તુઓની પ્રાપ્તિ થતી નથી, એ સૌના અનુભવનો પણ વિષય છે. એજ રીતિએ તે તે વસ્તુઓ જે કોઈ તેને માટે પરિશ્રમ કરે છે, તે સર્વને જ મળે છે એવું નથી, એ પણ સૌનાય અનુભવનો વિષય છે. કેટલાય જીવો જીવનભર ઇચ્છામાં ને ઇચ્છામાં રીબાય છે, છતાં તેમને ઇચ્છેલામાંનું કાંઈ જ મળતું નથી, જ્યારે કેટલાકોને મળે છે તોય તે ઇચ્છાના પ્રમાણમાં ઘણું જ અલ્પ! બીજી તરફ તે તે વસ્તુઓની ઇચ્છાને આધીન બની, રાત-દિવસ કાળી મજુરી અને કાળાં કર્મો કરવા છતાં પણ, ઘણા જીવોને ઇચ્છિત વસ્તુઓ મળતી નથી અગર અલ્પ પ્રમાણમાં મળે છે, જ્યારે કેટલાકોને કોઈની મહેનતે અગર તો સામાન્ય મહેનતે એ વસ્તુઓ ઠીક ઠીક પ્રમાણમાં પ્રાપ્ત થઈ જાય છે.

એટલે વર્તમાન ભવની ઈચ્છા કે મહેનત માત્રથી યોગજન્ય સુખને પમાડનારા તે તે પદાર્થોની પ્રાપ્તિ થઈ જાય છે, એમ તો કોઈ જ બુદ્ધિશાલી કહી શકે તેમ નથી. વળી આ સંસારમાં કેટલાકોને તેવી વસ્તુઓ જન્મતાંની સાથે જ પ્રાપ્ત થઇ જાય છે, જ્યારે કેટલાકોને વહેલી–મોડી મળે છે. મળેલી તે તે વસ્તુઓ કોઈની પાસે થોડો કાળ ટકે છે, તો કોઈની પાસે વધુ કાળ ટકે છે. તે તે વસ્તુઓ મળવા અને ટકવા છતાં પણ કેટલાકોને એવી સ્થિતિ પ્રાપ્ત થઈ જાય છે, કે જેથી આંખ સામેની અને પોતાના અધિપતિપણા નીચેની પણ વસ્તુઓને ભોગવી શકવાની અશક્તિને કારણે તેઓને, તે તે વસ્તુઓને જોઈને રીબાવું પડે છે! કેટલીક વાર શરીર એવા એવા વ્યાધિઓથી ગ્રસ્ત બની જાય છે કે–ગમે તેવી સુન્દર પણ વસ્તુને સ્પર્શવી, ખાવી કે સાંભળવી એ વિગેરે કેવળ દુઃખનું જ કારણ બને. રક્તપિત્ત, કેન્સર અને એવા બીજા વ્યાધિઓથી પીડાનારા શ્રીમન્તોની દશાનો ખ્યાલ કરતાં આ વસ્તુ સહજમાં સમજી શકાય એવી છે. આથી એ વાત પણ સુનિશ્ચિત જ છે કે–જગત જે જે વસ્તુઓના યોગને સુખનું સાધન માની રહ્યું છે, તે તે વસ્તુઓ મળવી, ટકવી કે ભોગવાવી, એ માણસની માત્ર ઇચ્છા કે મહેનતને આધીન નથી જ. એને માટે તેવા પ્રકારના ભાગ્યની અનિવાર્ય અપેક્ષા રહે છે. તેવા પ્રકારના પુણ્યોદય વિના યોગજન્ય સુખની સામગ્રી મળવી, ટકવી કે ભોગવાવી એ અસંભવિત જ છે. પુણ્યોદય વિના જે ન મળે, ન ટકે કે ન ભોગવાય, એવી વસ્તુઓના યોગમાંથી નિપજતું સુખ દુઃખમિશ્રિત, અપૂર્ણ અને અન્તવાળું હોય તે સ્વાભાવિક જ છે. આમ છતાં, જગતના જીવો દુઃખરહિત, પરિપૂર્ણ અને

અન્તવિનાનું સુખ પ્રાપ્ત કરવાને માટે અર્થ અને કામની ઉપાસનામાં રત બન્યા છે, એ કેટલી બધી નિર્વિચારકતા છે? જગતના મોટામાં મોટા વિદ્વાનો અને કુશળમાં કુશળ મુત્સદ્દીઓ પણ આ અતિ ભયંકર નિર્વિચારકતાથી પર નથી.

**પુણ્ય છે તેમ પાપ પણ છે:**

આ રીતિએ પુણ્યનો સ્વીકાર કર્યા વિના જેમ ચાલી શકે તેમ નથી, તેમ પાપનો સ્વીકાર કર્યા વિના પણ ચાલી શકે તેમ નથી. દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિ માટેની ઈચ્છા હોવાથી, તે હેતુથી જગતના જીવો જે પરિશ્રમ સેવે છે-તે પરિશ્રમ પુણ્યોદયના અભાવે જેમ નિષ્ફલ નિવડે છે, તેમ તે જ પરિશ્રમના પરિણામે કેટલીક વાર જીવને અનિષ્ટ વસ્તુઓનો યોગ થઈ જાય છે એમ પણ બને છે અને એ વસ્તુ પણ પાપોદયની સૂચક છે. ધન મેળવવા માટે દુકાન કરી કે વ્યાપાર ખેડયો, પણ પાપોદયે બેયમાં નફાને બદલે ખોટ જ ભોગવવાનો વખત આવે. ભોગસુખ માટે લગ્ન કર્યું, પણ સ્ત્રી કાં માંદલી, કાં વઢકાણી, કાં દુરાચારિણી આદિ મળી, એટલે એ જ સાધન સુખને બદલે દુઃખ દેનારૂં બન્યું. એવી જ રીતિએ પુત્ર મળતાં ખૂશી થયા, પણ તે એવો ઉદ્ધત, વ્યસની અને અનાચારી પાકયો કે-કમાએલા ધનને ઉડાવી દે, કુલને દૂષણ લગાડનારાં કર્મો કરે, હિતશિક્ષા દો તો લાકડી પણ લે અને બીજી પણ અનેક રીતિઓએ દુઃખી કરે. આ બધું પાપોદયે બને છે. પાપોદયના કારણે, યોગજન્ય સુખના હેતુથી કરેલા પરિશ્રમનું આવી આવી સેંકડો રીતિઓએ વિપરીત પરિણામ આવે છે. આથી સમજી શકાય તેમ છે કે-પુણ્યોદયે અનુકૂળ વસ્તુઓનો યોગ પ્રાપ્ત થાય છે અને પાપોદયે પ્રતિકૂળ

વસ્તુઓનો યોગ પ્રાપ્ત થાય છે. પુણ્યોદયે મળેલી અનુકૂળ વસ્તુઓ પણ પાપોદયના યોગે ભોગવી શકાતી નથી. મેળવવામાં જેમ મળવાજોગા પુણ્યની અપેક્ષા રહે છે, તેમ ભોગવવામાં ભોગવવાજોગા પુણ્યની અપેક્ષા રહે છે. તે તે પ્રકારનો પુણ્યોદય અને પાપોદય તે તે પ્રકારની અનુકૂળતાઓને અને પ્રતિકૂળતાઓને જન્માવે છે.

**પરભવ પણ છે જ :**

આ રીતિએ પુણ્ય અને પાપની હયાતી અને અસરનો સ્વીકાર કરનારાઓને, પરલોકના અસ્તિત્વનો સ્વીકાર કર્યા વિના ચાલી શકે તેમ નથી. ઉદયગત પુણ્ય કે પાપ, એ કાંઈ આ લોકની જ—આ ભવની જ કરણીનું પરિણામ નથી. તરતનું જન્મેલું નિર્દોષ પણ બાળક કેટલીક વાર કારમા રોગથી પીડાતું અનુભવાય છે. કેટલાંક બાળકો એવી ખોડો લઈને જન્મ્યાં હોય છે, કે જેથી તેમનું મુખ જોતાં પણ કંપારી છૂટે. વળી કેટલાંક બાળકોને જન્મ્યા પછી સુવાના ધાગાનાય સાંસા હોય છે, જ્યારે કેટલાંક બાળકો અતિ મુલાયમ સુખશય્યા અને બીજી પણ ઘણી અનુકૂળ સ્પર્શાદિવાળી સગવડોને પામ્યાં હોય છે. કેટલાંક બાળકો જન્મથી એવાંય સુરૂપસંપન્ન હોય છે કે—એને સૌ પ્રેમથી જૂએ. કેટલાંક રૂપસંપન્ન બાળકો પણ અન્યોના પ્રેમને પાત્ર નથી થતાં અને કેટલાંક સામાન્ય રૂપવાળાં બાળકો ઉપર પણ અન્યોને ખૂબ જ હેત ઉપજે છે. આ બધાં આ જન્મમાં ક્યારે પુણ્ય કે પાપ કરવા ગયાં ? વળી બુદ્ધિ અને ઇન્દ્રિયો સમ્બન્ધી તરતમતા પણ જન્મથી જ હોઈ શકે છે અને એ પણ પરલોકના અસ્તિત્વને પૂરવાર કરે છે. એટલે આ ભવમાં જે પુણ્ય અને પાપના ઉદયનો અનુભવ થાય છે,

તે પૂર્વભવો દરમ્યાન આપણા આત્માએ કરેલી કરણીનું જ ફલ છે. આમ જ્યારે આપણે આ ભવમાં પૂર્વભવોની કરણીનું ફલ અનુભવવું પડે છે, તો શું આ ભવની કરણીનું ફલ આપણે આગામી ભવોમાં નહિ ભોગવવું પડે? ભોગવવું જ પડશે. અને જ્યારે આ ભવની કરણીઓનું ફલ ભોગવવું જ પડશે, તો પછી દુઃખને નહિ પસંદ કરનારા અને સુખને મેળવવાની કામનાવાળા આપણે આ ભવમાં એવું જ જીવન જીવવાને મથવું એ ડહાપણભર્યું ગણાય, કે જે જીવનના પરિણામે દુઃખનો અન્ત આવે અને સુખની પ્રાપ્તિ થાય.

**દિશાપરિવર્તનની જરૂર :**

આ વિચારના ઉદ્‌ગમમાં જ ધર્મનો ઉદ્‌ગમ રહેલો છે. ધર્મભૂમિ સમા આર્યદેશમાં પણ 'ધર્મની જીવનમાં જરૂર શી છે?' એવો પ્રશ્ન ઉદ્‌ભવવાજોગી સ્થિતિ, આત્મા અને આત્માનો પરલોક ભૂલાયો છે એજ કારણે ઉત્પન્ન થઈ છે, એમ અહીં સાબીત થઇ જાય છે. પરલોક વિદ્યમાન છે અને આપણે અહીંથી મૃત્યુ પામીને અન્ય કોઈ સ્થલે જન્મવાનું છે તેમજ એ રીતિએ જન્મ-મરણ કરતાં આપણે આ ભવની કરણીઓના ફલને પણ ભોગવવાનું જ છે, આટલું પણ જો આપણા હૈયામાં સારી રીતિએ નિશ્ચિત થઇ જાય, તો આપણામાં સહજ રીતિએ એ વિચાર ઉદ્‌ભવે કે-આપણા આગામી ભવોને સુધારવાને માટે આપણે શું કરવું જોઇએ? આપણો આત્મા આ સંસારમાં અનન્તકાલ થયાં પરિભ્રમણ કરી રહ્યો છે. અનન્તકાલથી આપણે દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ મેળવવાને ઇચ્છીએ છીએ તેમજ એ હેતુથી બનતી મહેનત પણ નથી કરી એમ નહિ. આમ છતાં, અનન્તકાલની

ઈચ્છા અને મહેનત હોવા છતાંય, આપણે અદ્યાપિ પર્યન્ત તેવા સુખને પામી શક્યા નથી અને દુ:ખ આપણો પલ્લો છોડતું નથી. આથી એક વાત નિશ્ચિત થાય છે કે–આપણા પ્રયત્નની દિશામાં જ ખામી છે. દુ:ખના સાધનને સુખનું સાધન માની, આપણે સુખાભાસની પાછળ પાગલ બન્યા છીએ. આ જાતિનો સુન્દર વિચાર કરવાની તક આપણને આ ભવમાં મળી છે અને આપણે તેનો ઉપયોગ કરી લેવો જોઈએ. આ ભવમાં આપણે આપણા પ્રયત્નની દિશા ફેરવવી જોઈએ. એ દિશાપરિવર્તન આપણે એટલા વિવેકપૂર્વક કરવું જોઈએ, કે જેથી ઓલામાંથી નીકળી ચૂલામાં પડવા જેવી આપણી સ્થિતિ થવા પામે નહિ.

**જ્ઞાનિની નિશ્રા જરૂરી છે :**

એ માટે દુ:ખના લેશથી પણ રહિત, પરિપૂર્ણ અને શાશ્વત સુખ કયી અવસ્થામાં સંભવે અને એ પામવાનો વાસ્તવિક માર્ગ કયો હોઈ શકે, એનો આપણે નિર્ણય કરી લેવો જોઈએ. આ નિર્ણય આપણે સ્વતન્ત્રપણે કરી શકીએ, એ શક્ય છે? નહિ જ. આ નિર્ણય કરવામાં પૂર્વના ભવોનું અને આગામી ભવોનું જ્ઞાન આવશ્યક છે અને તેવું જ્ઞાન આપણે ધરાવતા નથી એ નિશ્ચિત છે. આ જ કારણે, આ વિષયના નિષ્ણાતો ઉદ્‌બોધે છે કે–સાચા સુખના અર્થિઓએ ત્રિકાલજ્ઞાનિની નિશ્રા સ્વીકારવી જોઈએ. રાગ, દ્વેષ અને મોહથી સર્વથા મુક્ત બનનારા આત્માઓ જ સર્વજ્ઞ બની શકે છે. વીતરાગતા અને સર્વજ્ઞતાને પામેલા આત્માઓમાં લેશ પણ અસત્ય કિંવા અવાસ્તવિકતાને સ્થાન હોતું નથી. વીતરાગતાને પામેલા આત્માઓને અસત્યવાદનું કોઈ પ્રયોજન જ હોતું નથી અને

સર્વજ્ઞતાને પામેલા હોઈ તેઓ અજાણતાં બોલાતા અસત્યના દોષથી પણ સર્વથા મુક્ત હોય છે. આ રીતિએ વીતરાગતા અને સર્વજ્ઞતાને પામનારા પુણ્યાત્માઓ પૈકી કેટલાક આત્માઓ એવા તો અનુપમ પુણ્યપ્રાગ્ભારના સ્વામી હોય છે, કે જેઓ એ પુણ્યના પ્રતાપે સુખના સાચા માર્ગ રૂપ શાસનના સંસ્થાપક બને છે. એવા તારકોને શ્રી જિનેશ્વરદેવો તરીકે પણ પીછાની શકાય છે. શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા એજ ધર્મ. ધર્મ શ્રી જિનાજ્ઞાથી પ્રતિબદ્ધ છે. દુ:ખરહિત, પરિપૂર્ણ અને શાશ્વત સુખના અર્થિઓએ સૌથી પ્રથમ શરણ કરવા યોગ્ય કોઈ હોય, તો તે આ શ્રી જિનેશ્વરદેવના આત્માઓ જ છે. એ તારકોની નિશ્રા સ્વીકારનારા આત્માઓ દુ:ખથી સર્વથા મુક્ત અને પરિપૂર્ણ તથા શાશ્વત સુખના ભોક્તા બન્યા વિના રહેતા જ નથી. આ કારણે, આ ભવમાં આપણે આ જ દિશાનો સ્વીકાર કરવો જોઇએ. એ તારકોની આજ્ઞા મુજબ વર્તવું, એનું જ નામ ધર્મ છે. હવે જો આપણે આપણી એક પણ પ્રવૃત્તિને દુ:ખનું કારણ નહિ બનવા દેતાં, આપણી સઘળી જ પ્રવૃત્તિઓને સાચા સુખનું કારણ બનાવવા ઇચ્છતા હોઈએ, તો જીવનની દરેક પળે આપણને ધર્મની જરૂર છે: જરૂર છે એમ નહિ, પણ અનિવાર્ય જરૂર છે, એમ આપણે સ્વીકારવું જ જોઈએ.

**સુખ યોગજન્ય નહિ પણ વિયોગજન્ય છે:**

આ રીતિએ જીવનમાં ધર્મની જરૂર છે, એ સમજ્યા બાદ, સાચું સુખ કયી અવસ્થામાં સંભવે, એ સમજવું પણ આવશ્યક છે. આપણે પહેલાં જ જોઇ આવ્યા છીએ કે–જગત સુખને યોગજન્ય માની રહ્યું છે, પણ યોગજન્ય સુખ અવશ્યમેવ દુ:ખમિશ્રિત, અપૂર્ણ અને અન્તવાળું હોય છે. આ ઉપરાન્ત,

એવા સુખની ઈચ્છા, એને પ્રાપ્ત કરવાની મહેનત, એનો રસપૂર્વકનો ભોગવટો અને એ ભોગવટા પછી ય એવા ભોગ-સુખની પ્રાપ્તિ થવા બદલ થતો આનંદ,–એ સઘળું દુઃખનું જ કારણ છે. સુખ પામવા માટેની અનન્તકાલથી ચાલુ મહેનત ન ફળી અને દુઃખ ગયું નહિ; એનું કારણ એજ છે કે–જે કલ્પિત યોગજન્ય સુખ પરિણામે પણ દુઃખનું જ કારણ છે, તેની જ સાધનામાં આપણે અદ્યાપિ પર્યન્ત રચ્યા–પચ્યા રહ્યા છીએ. આ જ કારણે વિષયસુખોની લાલસાને છોડાવવાને ઈચ્છતા જ્ઞાનિઓ ફરમાવે છે કે–

"આપતરમ્યાઃ પરિણામદારુણાઃ ।"

પ્રારંભમાં રમ્ય એવા વિષયો પરિણામમાં દારૂણ છે. જ્ઞાનિઓ એજ ફરમાવે છે કે–સાચું સુખ યોગજન્ય નથી પણ વિયોગજન્ય છે. સંયોગ એ જ દુઃખનું કારણ છે અને વિયોગ એ જ સુખનું કારણ છે.

"संजोगमूला जीवेण पत्ता दुःखपरंपरा ।"

જીવને પ્રાપ્ત થયેલી દુઃખની પરંપરાનું મૂળ સંયોગ જ છે. કયો સંયોગ? આત્મા સાથેનો કર્મનો સંયોગ. આત્મા અનાદિકાલથી કર્મના સંયોગવાળો છે અને જ્યાં સુધી એ સંયોગથી તે સર્વથા મુક્ત ન બને, ત્યાં સુધી તેને દુઃખના અંશથી પણ રહિત, પરિપૂર્ણ અને શાશ્વત એવા સુખની પ્રાપ્તિ થાય એ અસંભવિત છે. આથી જ આપણે કહીએ છીએ કે–સુખ એ સંયોગજન્ય નથી પણ વિયોગજન્ય છે. ધર્મના માર્ગે આવવા ઈચ્છનારે સૌથી પહેલાં એ ભ્રમણાથી મુક્ત બનવું જોઈએ કે–'સુખ સંયોગજન્ય છે.' કારણ કે–

સુખને યોગજન્ય માનનારાઓ તો દુઃખના કારણુને જ સુખનું કારણુ માની રહ્યા છે.

**કર્મસંયોગથી મૂકાવામાં સુખ :**

સુખ સંયોગજન્ય નથી પણુ વિયોગજન્ય છે, એ વાતનો સાક્ષાત્કાર આપણે આ ભવમાં પણુ કરી શકીએ છીએ પરિગ્રહ-ધારીને જે સુખનો અનુભવ નથી થતો, તે સુખનો અનુભવ નિષ્પરિગ્રહીને થાય છે. ધન, ધાન્યાદિ પરિગ્રહથી તેમજ દુન્યવી કોઈ પણુ પદાર્થની મમતાથી રહિત નિર્ગ્રન્થોનું આ લોકનું સુખ પણુ અનિર્વચનીય છે. આત્મામાં જ સાચું સુખ રહેલું છે, એનો તેવા નિર્ગ્રન્થ આત્માઓને વિશિષ્ટ સાક્ષાત્કાર થાય છે. નિર્ગ્રન્થ મહાત્માઓ કર્મના સંયોગથી સર્વથા મુક્ત નહિ હોવા છતાં પણુ, જ્યારે ચક્રવર્તી અને દેવેન્દ્રથી પણુ અધિક સુખ આ લોકમાં અનુભવી શકે છે, તો જ્યારે તેઓ કર્મના સંયોગથી સર્વથા મુક્ત બની જાય ત્યારે અનન્ત સુખના સ્વામી બને, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. આવી નિર્ગ્રન્થતા કર્મનો સંયોગ પ્રમાણુમાં અલ્પ અને શિથિલ બન્યા વિના પ્રાપ્ત થતી નથી, એટલે કર્મનો સંયોગ જેમ જેમ પ્રમાણુમાં અલ્પ અને શિથિલ બનતો જાય છે, તેમ તેમ જ સાચા સુખનો અનુભવ થતો જાય છે. આ રીતિએ જ્યારે કર્મના સંયોગથી સર્વથા મુક્ત બનાય, ત્યારે સિદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે. આવી સિદ્ધાવસ્થાને પામેલા આત્માઓ પણુ સુખના અર્થિઓ માટે શરણુ રૂપ છે: કારણુ કે–શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ વર્તવાના પરિણામે કેવી અનુપમ સુખમય અવસ્થા પ્રાપ્ત થાય છે, એનો ખ્યાલ પામવા કે આપવાને માટે એ સિદ્ધાત્માઓ અનુપમ ઉદાહરણુ રૂપ છે.

**પાપત્યાગ અને ધર્માદરનો હેતુ :**

હવે વિયોગજન્ય અને સ્વાભાવિક સુખ પામવાને માટે, શું તજવાની અને શું આદરવાની, શ્રી જિનેશ્વરદેવોએ આજ્ઞા ફરમાવી છે એ વિચારીએ. શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવ્યું છે કે–વિયોગજન્ય સ્વાભાવિક સુખ પામવાને માટે હિંસા, અસત્યવાદ, અદત્તાદાન, મૈથુન અને દુન્યવી પદાર્થોની મમતા રૂપ તથા ધન–ધાન્યાદિ રૂપ પરિગ્રહનો પરિત્યાગ કરવો એ જેમ આવશ્યક છે, તેમજ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર અને સમ્યક્તપ રૂપ ધર્મનો આદર કરવો એય આવશ્યક છે. હિંસાદિ પાપનો ત્યાગ અને સમ્યગ્દર્શનાદિ ધર્મની આરાધના કરનારો આત્મા ક્રમે ક્રમે પોતાના આત્માની સાથેના કર્મના સંયોગને અલ્પાતિઅલ્પ બનાવતો જાય છે અને અન્તે કર્મના સંયોગથી સર્વથા મુક્ત બને છે. આ વસ્તુમાં પાપત્યાગ અને ધર્માદરના હેતુનું પણ સ્પષ્ટીકરણ થઈ જ જાય છે. હિંસાદિનો ત્યાગ અને સમ્યગ્દર્શનાદિની આરાધના કર્મસંયોગથી આત્માને સંપૂર્ણપણે મુક્ત બનાવવાના હેતુથી જ કરવી જોઈએ. યોગજન્ય સુખને માટે હિંસાદિનો ત્યાગ અને સમ્યગ્દર્શનાદિની આરાધના, એ તો આત્માના કર્મસંયોગને ઘટાડનારી નથી પણ વધારનારી જ છે. એ રીતિએ ધર્મને આચરનારાઓ પરિણામે હિંસાદિને જ વધારનારા બને છે અને સમ્યગ્દર્શનાદિનો અનન્તકાલ પર્યન્ત પણ વિરહ ભોગવનારા બની જાય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ નિર્જરાધર્મ અને પુણ્યધર્મ એમ ઉપદેશેલ છે, પરન્તુ જ્યાં પુણ્યધર્મના આરાધકોએ પણ પોતાના પુણ્યધર્મને નિર્જરાધર્મના કારણભૂત બનાવવાનું લક્ષ્યમાં રાખવાનું છે, ત્યાં નિર્જરાધર્મની આરાધના

કરનારાઓએ તો એક મુક્તિના જ ધ્યેય ઉપર કેન્દ્રિત થવું જોઈએ, એ અતિશય સ્પષ્ટ વાત છે.

**ધાર્મિકતાનું માપ કાઢવાનો માર્ગ:**

હિંસાદિના ત્યાગ અને સમ્યગ્દર્શનાદિના સેવન રૂપ ધર્મ, ધર્મ રૂપે આરાધાય છે કે નહિ અગર તો તે ધર્મ આપણુને મુક્તિની નિકટમાં લઈ જાય છે કે નહિ, એનું આપણે પણ માપ કાઢી શકીએ, એવો ય માર્ગ ઉપકારી જ્ઞાનિઓએ દર્શાવ્યો છે. તે માર્ગ એ છે કે–

૧–શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ–એ પાંચ વિષયોનો રાગ જાય અને વિષયો પ્રત્યેનો વિરાગ વૃદ્ધિ પામ્યા કરે.

૨–ક્રોધ, માન, માયા અને લોભ–એ ચાર કષાયો દિન–પ્રતિદિન નબળા પડતા જાય–ક્ષીણુ થતા જાય. વિદ્યમાન કષાયો પણ અપ્રશસ્તતાને તજી પ્રશસ્તાને પામતા જાય: અર્થાત્–યોગજન્ય સુખના સ્થાને વિયોગજન્ય સુખની સાધનામાં જ કષાયોનો પણ ઉપયોગ થાય.

૩–આત્માના અનન્તજ્ઞાનાદિ ગુણો પ્રત્યેનો રાગ વધતો જાય. એ ગુણોના આર્વિભાવની અભિલાષા તીવ્ર બનતી જાય. અને–

૪–આત્માના જ્ઞાનાદિ અનન્ત ગુણોને પ્રગટાવનારી સમ્યગ્દર્શનાદિની આરાધના રૂપ જે ક્રિયાઓ, તેની આચરણામાં અપ્રમત્તતા આવતી જાય.

**લોકોત્તર મિથ્યાત્વ:**

આ જાતિનું પરિણામ, યોગજન્ય સુખની અભિલાષાથી સદ્ધર્મનાં અનુષ્ઠાનોને આચરનારાઓ પામી શકતા નથી. તેઓનું ધ્યેય વિષયસુખ હોઇને, તેઓનો વિષયરાગ ઘટવાને

બદલે વધે જ છે. જે આત્માનો વિષયરાગ વધતો જાય, તેના કષાયો ઘટતા જાય એ શક્ય જ નથી. વિષયરાગ, એ કષાયત્યાગ-નો કટ્ટર શત્રુ છે. વિષયરાગ તો કષાયોને અપ્રશસ્ત બનાવનાર તથા વૃદ્ધિ પમાડનાર છે. આ કારણે, યોગજન્ય સુખના ઇરાદે ધર્માચરણોને આચરનારાઓ જેમ વિષયવિરાગ રૂપ વિયોગજન્ય સુખના કારણને પામી શકતા નથી, તેમ કષાયત્યાગ રૂપ વિયોગજન્ય સુખના કારણને પણ પામી શકતા નથી. આવા આત્મામાં આત્મગુણોનો અનુરાગ પ્રગટે નહિ અને પ્રગટ્યો હોય તો તેય નાશ પામી જાય તેમજ એથી આત્મગુણોને પ્રગટાવનારી ક્રિયાઓમાં અપ્રમત્તતા આવે જ નહિ, એ પણ સ્વાભાવિક છે. આ કારણે, આત્માના વિયોગજન્ય સ્વાભાવિક સુખને પામવાની અભિલાષાથી જ સદ્ધર્મની આરાધનામાં પ્રવૃત્ત થવું જોઇએ. યોગજન્ય સુખ એ વસ્તુત: સુખજ નથી અને ભયંકર દુ:ખનું કારણ છે, એ વસ્તુને સમ્યગ્દૃષ્ટિ આત્માઓ સમજી શકે છે : આ જ કારણે સમ્યગ્દૃષ્ટિ આત્માઓને માટે ઉપકારિઓ ફરમાવે છે કે–

" સુર-નર-સુખ જે દુ:ખ કરી લેખવે, વંછે શિવસુખ એક ! "

દેવલોકનાં અને મનુષ્યલોકનાં યોગજન્ય સુખો એ વસ્તુત: સુખો તો નથી જ, પણ દુ:ખનાં કારણો છે–એ વસ્તુ દુનિયાના અજ્ઞાન આત્માઓને નથી સમજાઇ, એટલે તેઓ યોગજન્ય સુખોને ઇચ્છે, એ સુખોને મેળવવા માટે મથે અને એ સુખોનો રસપૂર્વક ભોગવટો પણ કરે એ શક્ય છે, પણ જેને એ સુખો દારૂણ દુ:ખનાં કારણો તરીકે ઓળખાયાં હોય, તે કેમ જ એને ઇચ્છે ? શું તે દુ:ખનો અર્થી છે ? નહિ જ. આ સંસારમાં કોઇ જ એવો નથી, કે જેને દુ:ખ પસંદ હોય. આથી પણ સમજી શકાય તેમ છે કે–ધર્મની આરાધનામાં યોગજન્ય સુખની

અભિલાષા ન આવી જાય, એની પણ કાળજી રાખવી જોઈએ. ઉપકારિઓ એને લોકોત્તર મિથ્યાત્વ રૂપ ગણાવે છે અને સમ્યક્ત્વના પાંચ અતિચારો પૈકીના બીજા કાંક્ષા નામના અતિચારમાં એનો સમાવેશ કરે છે.

**પુણ્યકર્મના બે પ્રકારો :**

આમ છતાં, વિયોગજન્ય સ્વાભાવિક સુખની અભિલાષાથી આચરેલા સદ્ધર્મ યોગે પુણ્યકર્મ બંધાતું જ નથી એમ તો નહિ: પણ એમાં અને યોગજન્ય સુખની અભિલાષાથી સેવાએલા ધર્મ આદિના યોગે બંધાતા પુણ્યકર્મમાં મોટો ભેદ રહે છે. પાપાનુબંધી અને પુણ્યાનુબંધી—એમ પુણ્યના બે પ્રકારો છે. બન્નેય દ્વારા આત્માને પૌદ્ગલિક સામગ્રીની પ્રાપ્તિ થાય છે, પણ પુણ્યાનુબંધી પુણ્યના પ્રતાપે જે જાતિની ઉત્તમ સામગ્રી પ્રાપ્ત થઈ શકે છે, તે જાતિની ઉત્તમ સામગ્રી પાપાનુબંધી પુણ્યના પ્રતાપે પ્રાપ્ત થઈ શકતી નથી. વધુમાં, પાપાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થએલી સામગ્રી આત્માને મુંઝવે છે, મોહમસ્ત બનાવે છે, પાપકર્મમાં પ્રેરે છે: જ્યારે પુણ્યાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થએલી સામગ્રી આત્માના વિરાગભાવને વધારી ધર્મકર્મમાં પ્રેરે છે. આ જ કારણે, વિયોગજન્ય સ્વાભાવિક સુખને જ વાસ્તવિક સુખ રૂપે જણાવનાર શ્રી જૈનશાસને પુણ્યને કથંચિદ્ ઉપાદેય તરીકે પણ વર્ણવેલ છે.

**નિન્દા અને સંસ્તવનામાં કારણભૂત :**

આ વસ્તુને નહિ સમજનારા, નહિ માનનારા અગર તો આનાથી બેદરકાર અને યોગજન્ય સુખના ધ્યેયથી ધર્માચરણોને સેવનારાઓ પણ ધર્મને નિન્દાવામાં કારણ રૂપ અને

છે. પૌદ્ગલિક સુખની અભિલાષાથી ધર્માનુષ્ઠાનોને આચરનારાઓ, ધર્મને મન્દિર અને ઉપાશ્રય પૂરતો બનાવી મૂકે છે. તેઓનું વર્તન એવું હોય છે કે–અન્ય સ્થલે તો ગમે તેમ વર્તી શકાય. આવા ધર્મક્રિયાશીલોનો વ્યવહાર અશુદ્ધ અને અનીતિ આદિથી દૂષિત હોય એય સ્વાભાવિક છે : કારણ કે–ધર્મક્રિયાઓ દ્વારા તેઓ જે પૌદ્ગલિક સુખને મેળવવા ઈચ્છતા હોય છે, તે સુખ જો તેમને અનીતિ આદિ દ્વારા પ્રાપ્ત થતું હોય, તો તેને તેઓ જતું ન જ કરે એ સ્વાભાવિક છે. આ રીતિએ બજાર આદિમાં અનીતિથી અને દયાહીનતાથી વર્તનારાઓને અમુક અમુક સમયે ધર્મક્રિયાઓ કરતા જોઇને, અજ્ઞાન લોક સહજ રીતિએ ધર્મની નિન્દા કરવાને પ્રેરાય છે. એવા આત્માઓને તેઓ ધર્મઠગ માને છે અને ધર્મસ્થાનોમાં અગર ધર્મગુરૂઓ સમક્ષ તેમને આગેવાન બનતા જોઇને, તેઓ ધર્મસ્થાનો તથા ધર્મગુરૂઓ તરફ પણ ઈતરાજી બતાવે છે.

વિયોગજન્ય સ્વાભાવિક સુખના હેતુથી ધર્મની આચરણા કરવામાં આવે, તો આત્મા જેમ વિષયવિરાગ આદિને પામી શકે છે, તેમ ધર્મસંસ્તવન આદિના લાભને પણ પામી શકે છે. આથી શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલાં ધર્મનાં અનુષ્ઠાનો કેવળ મોક્ષના જ એક ધ્યેયથી આચરવાં જોઈએ. પૌદ્ગલિક ધ્યેયથી ધર્માનુષ્ઠાનોને આચરનારો, વસ્તુતઃ, શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ વર્તનારો નથી, પણ શ્રી જિનાજ્ઞાની વિરાધના કરનારો છે : કારણ કે–અનન્તઉપકારી અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા પૌદ્ગલિક સુખની અભિલાષાનેય તજવાની છે : કારણ કે–'અમૃત' રૂપ બને તેવાં અનુષ્ઠાનોને પણ પૌદ્ગલિક હેતુ 'વિષ' અને 'ગરલ' રૂપ બનાવી દે છે.

**સાધુધર્મ અને ગૃહસ્થધર્મ :**

આ રીતિએ મુક્તિના ધ્યેયમાં સુનિશ્ચિત બનવાપૂર્વક શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલી રીતિએ હિંસાદિનો ત્યાગ કરવાનો છે અને સમ્યગ્દર્શનાદિની આરાધના રૂપ અનુષ્ઠાનોની આચરણા કરવાની છે. સર્વ આત્માઓ હિંસાદિનો સર્વથા ત્યાગ કરી શકે અને એકાન્ત સમ્યગ્દર્શનાદિની આરાધનામય જીવન જીવી શકે—એ અશક્ય હોવાથી, શ્રી જિનેશ્વરદેવોએ સાધુધર્મ અને ગૃહસ્થધર્મ એમ બે પ્રકારો દ્વારા ધર્મારાધન ઉપદેશ્યું છે. હિંસાદિનો સર્વથા ત્યાગ કરી, એકાન્તે સમ્યગ્દર્શનાદિની આરાધનામય નિર્ગ્રન્થ જીવન જીવવાની પ્રતિજ્ઞા કરી, તે મુજબ વર્તવાને ઉદ્યમશીલ બનેલા આત્માઓ, એ સાધુધર્મના ઉપાસકો છે : અને થોડા પ્રમાણમાં હિંસાદિનો ત્યાગ તથા સમ્યગ્દર્શનાદિની આરાધના કરનારા આત્માઓ, એ ગૃહસ્થધર્મના ઉપાસકો છે. ગૃહસ્થધર્મના ઉપાસકો સાધુધર્મની ઉપાસના માટે અશક્ત હોવાના કારણે જ ગૃહસ્થધર્મનો સ્વીકાર કરનારા હોય છે, એટલે તેઓની લાલસા તો ગૃહસ્થધર્મની આરાધના દ્વારા પણ સાધુધર્મને પામવાની હોય છે. જેઓને સાધુધર્મની લાલસા નથી, તેઓ તો વસ્તુતઃ ગૃહસ્થધર્મના પણ ઉપાસકો નથી : પણ જેઓમાં વિયોગજન્ય સ્વાભાવિક સુખને પ્રાપ્ત કરવાની સાચી અભિલાષા પ્રગટી છે, તેઓ ગૃહસ્થધર્મના ઉપાસક હોય તોય સાધુધર્મની લાલસાવાળા અવશ્યમેવ હોય છે : કારણ કે—આત્મા સાથેના કર્મસંયોગનો નાશ સાધવામાં શુદ્ધ સાધુધર્મના જેવું એક પણ બીજું પ્રબલ કારણ નથી. આ જ કારણે પ્રથમ શરણ્ય તરીકે શ્રી જિનેશ્વરદેવોને અને બીજા શરણ્ય તરીકે શ્રી સિદ્ધભગ-

વંતોને ફરમાવ્યા બાદ, ત્રીજા શરણ્ય તરીકે ઉપકારિઓ શ્રી સાધુભગવંતોને ફરમાવે છે. આ પછી, ચોથા અને છેલ્લા શરણ્ય તરીકે ઉપકારિઓ શ્રી જિનભાષિત ધર્મને ફરમાવે છે. સાધુભગવંતોમાં પણ યોગ્યતાભેદે શ્રી આચાર્ય અને શ્રી ઉપાધ્યાય આદિ હોઈ શકે છે.

**શ્રી નમસ્કાર મહામંત્ર :**

શ્રી જૈનશાસનમાં જે પાંચ પરમેષ્ઠિઓ ગણાય છે, તે આ જ છે: ૧–શ્રી અરિહંત, ૨–શ્રી સિદ્ધ, ૩–શ્રી આચાર્ય, ૪–શ્રી ઉપાધ્યાય અને ૫–શ્રી સાધુભગવંતો. શ્રી નવકાર મંત્રમાં આ પાંચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરવામાં આવ્યો છે. આ પાંચને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશક હોઇને સઘળાં જ મંગલોમાં પ્રથમ સ્થાન ભોગવે છે અને એથી જ કહેવાય છે કે–શ્રી નમસ્કાર મહામંત્ર એ સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ મંત્ર છે. આ મહામંત્રની આરાધના આરાધકની આ લોક સંબંધી વિપત્તિઓને ટાળે છે, પરલોકમાં ઉત્તમ કોટિની સુખસંપદાઓને પમાડે છે અને અન્તે તેને કર્મના સંયોગથી સર્વથા મુક્ત બનાવી દુઃખરહિત, પરિપૂર્ણ અને શાશ્વત એવા સુખનો ભોક્તા બનાવે છે. આજ સુધીમાં અનન્તા આત્માઓએ આ મહામંત્રની આરાધના કરી છે, વર્તમાનમાં પણ સંખ્યાબંધ આત્માઓ આ મહામંત્રની આરાધના કરી રહ્યા છે અને ભવિષ્યમાં પણ અનન્તા આત્માઓ આ મહામંત્રની આરાધના કરશે.

**વાંચકો ઉદ્દેશને અપનાવે :**

આ રાસના રચયિતા મહાત્મા જગતના જીવોને આ મહામંત્રના આરાધક બનાવવાના અભિલાષી હોઇને, તેમણે આ રાસની

રચના કરી છે. એ માટે તેમણે શ્રીમતી સુરસુન્દરી નામની મહાસતીના જીવનનું આ રાસમાં વર્ણન કર્યું છે: કારણ કે-એ મહાસતીએ પણ શ્રી નમસ્કાર મહામંત્રની સુન્દર પ્રકારે આરાધના કરી હતી. આથી જ આ રાસના પ્રથમ ખણ્ડની પહેલી ઢાલમાં જ રચયિતા મહાત્મા ફરમાવે છે કે—

શ્રી યુગાદિદેવે પ્રકાશીયો, જસ ધ્યાને હોયે પુષ્ટિ; સુ૦
મંત્ર અનાદિ આદિ કો નવિ લહે, તેહિજ પંચપરમેષ્ઠી. સુ૦ શ્ર૦
જેણે એક ચિત્તે આગે આરાધીઓ, ઇહ-પરભવ-સુખ પાયો; સુ૦
સુરસુન્દરી સતીએ આરાધીયો, તવ તસ કષ્ટ પુલાયો. સુ૦ શ્ર૦

રાસના અન્ત ભાગમાં પણ કવિશ્રી કહે છે કે—

એ સુરસુન્દરીની કથા, વ્યથા ભવાબ્ધિ નિવાર;
ભવિયણ શ્રવણે સાંભળી, પામો ભવનો પાર. ૧
શીયલ ધરો ભવિ પ્રાણીયા, પરમેષ્ઠી નવકાર;
સમરો એક ચિત્તે કરી, કમલ-કર્ણિકાકાર. ૨

આ શ્રી અરિહંતાદિ પાંચ પરમેષ્ઠિઓની મહત્તા સમ્યગ્દર્શનાદિને અંગે જ છે, એમ કહીએ તો ચાલી શકે. સમ્યગ્દર્શનાદિ એ ગુણ છે અને પરમેષ્ઠિઓ એ ગુણી છે. ગુણની આરાધનામાં ગુણિની અને ગુણિની આરાધનામાં ગુણની આરાધનાનો સમાવેશ થઈ જાય છે, એટલે પાંચ પરમેષ્ઠિઓનો આરાધક એ શ્રી નવ પદનો આરાધક પણ કહેવાય છે. આથી જ આ રાસના ચોથા ખણ્ડની અઢારમી એટલે છેલ્લી કલશની ઢાલમાં પણ રાસરચયિતા મહાત્મા કહે છે કે—

શ્રી નવ પદનો મહિમા મોટો, સુરમાં ઇન્દ્ર કહાવો;
શૈલગણે જિમ સુરગિરિ મોટો, તરૂમાં સુરતરૂ પાવો રે. સુ૦ ૩

તિમ નવ પદ ગુરૂ મંત્ર સયલમાં, હૃદયકમલમાં લાવો;
આતમ અનુભવ ભાવ જગાવો, પાપસમસ્ત હરાવો રે. સુ૦ ૪
સંત સુલાયક શિવસુખદાયક, ત્રાયક ભવજલ નાવો;
પંચ પરમેષ્ઠી સમરણ શુદ્ધે, પંચમ ગતિએ સધાવો રે. સુ૦ ૫

આટલા ઉપરથી પણ આ રાસની રચના કરવામાં કવિશ્રીનો શો ઉદ્દેશ છે, એનો ખ્યાલ આવી શકે તેમ છે. આ રાસના વાંચકોએ કવિશ્રીના આ ઉદ્દેશને પોતાના હૃદય-કમલમાં સ્થાપિત કરવો જોઇએ. આ ઉદ્દેશ હૃદયમાં સંસ્થાપિત કર્યા વિના જ વાંચનારાઓ જો અર્થ-કામના રસિયા હશે, તો તેમને યોગજન્ય સુખની સામગ્રી મેળવવાને માટે જ શ્રી નમસ્કાર મહામંત્રની આરાધના કરવાનું મન થશે. એમ થાય તો સકલ-સિદ્ધિદાયક એવા શ્રી નમસ્કાર મહામંત્રને પણ તેઓ પોતાને માટે ભયંકર દુઃખના કારણ રૂપ બનાવનાર બને, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. આજે જડવાદનો વાયુ પૂર જોસમાં વિસ્તરી રહ્યો છે અને એથી યોગજન્ય સુખની લાલસા એટલી બધી વધી ગઈ છે કે-ધર્મ ભૂલાયો છે, એટલે આ પ્રસ્તાવનાનો મોટો ભાગ—ઘણો ખરો ભાગ, કર્ત્તાના ઉદ્દેશને સ્પષ્ટ અને વ્યાજબી તરીકે પૂરવાર કરવામાં રોકવાનું સમુચિત ધાર્યું છે. સાચી વાત તો એજ છે કે-આવા ઉદ્દેશને હૃદયસ્થ બનાવવો અને એને અનુસરતી જ કથન-લેખન આદિની પ્રવૃત્તિ કરવી, એ યોગ્ય છે-હિતાવહ છે. આ સંસારમાં જો કોઈ પણ સ્વ-પરને ઉપકારક ઉદ્દેશ હોય, તો તે આ જ એક છે. આથી વિરૂદ્ધ ઉદ્દેશ, એ સ્વ-પરને હાનિકારક જ છે. આ કારણે, વાંચકોના દીલમાં જો આ વાત અંશે પણ જચશે, તો લેખક તેને પોતાનું મહદ્ ભાગ્ય જ માનશે.

## શ્રી સુરસુન્દરીના રાસ વિષે કેટલુંક

હવે આ રાસના વર્ણન આદિના સંબંધમાં પણ થોડુંક જોઈ લઈએ. પ્રસ્તાવના પ્રવેશિકાની ગરજ સારનારી અને આછો પરિચય કરાવી મૂળ પ્રત્યે આકર્ષિત કરનારી હોવી જોઈએ. એ દૃષ્ટિએ જ આપણે વર્ણન આદિ સંબંધમાં વિચારીશું.

આ રાસના રચયિતા પૂ. પંડિત શ્રી વીરવિજયજી મહારાજનાં કવનો કેવાં રસલાલિત્યથી પરિપૂર્ણ છે અને એમાં કેટલી મીઠાશ ભરેલી છે, એ વિગેરેનો ખ્યાલ મેળવવાને માટે, '**કવિ અને તેમની કૃતિઓ**' શિર્ષકનો આ જ ગ્રન્થમાં અપાએલો પૃથક્ લેખ વાંચવાની પણ ભલામણ કરવામાં આવે છે. વળી શ્રીમતી સુરસુન્દરીની કથા પણ ગદ્ય રૂપે આ ગ્રન્થમાં અન્યત્ર રજૂ કરવામાં આવતી હોઈને, આપણે તો અહીં ૧-વર્ણન અને ૨-ઉપદેશ, એ બે વિષે જ ટૂંકમાં જોઈ લઈએ.

વસ્તુત: શ્રીમતી સુરસુન્દરીની આ જીવનકથા બહુ જ ટૂંકી છે, પણ કવિશ્રીની રસધારા વહાવતી ઉપદેશાત્મક કલમના પ્રતાપેજ તે આટલા વિસ્તારને પામી છે. પ્રસંગે પ્રસંગે કવિશ્રીએ ચાલુ પ્રસંગને અનુરૂપ વસ્તુસ્વરૂપનું પણ વર્ણન કર્યું છે અને અવસરસર દોષત્યાગ તથા ગુણસ્વીકારનો ઉપદેશ પણ આપ્યો છે. પ્રારંભમાં જ કવિશ્રી સદ્‌ગુરૂને નમસ્કાર કરે છે અને સદ્‌ગુરૂને નમસ્કાર કરતાં તેની મહત્તા પણ સાથે જ સમજાવે છે, એ કવિશ્રીના વર્ણનની ખૂબી છે. જૂઓ:-

એહવા મુજ ગુરૂને ચરણે નમી, કરશું વચન વિશેષ; સુ૦
ગુરૂભક્તિ વિણુ વચન જે ઉચ્ચરે, રસ નવિ આપેરે લેશ. સુ૦ શ્રી૦

જમતાં જનને રસવતી રસ દીયે, જો હોય માંહે હવેજ; સુ૦
જિમ નિરમલ અંજન આંજ્યા થકી, વાધે અધિકું રે તેજ. સુ૦ શ્રો૦

આ પછી પોતે શ્રી જિનભાષિત ધર્મને જ કહેવાના છે, એવી પ્રતિજ્ઞા કરતાં પણ કવિશ્રી કહે છે કે—

તસ પ્રણમી કરી બોલું જિનવરે, ભાખ્યો ધર્મ વિલાસ; સુ૦
જેહવો જગમાં પુરૂષ વખાણીયે, તેહવો વચનવિશ્વાસ. સુ૦ શ્રો૦

અને આ રીતિએ કવિશ્રી 'पुरुषविश्वासे वचनविश्वासः' એ સૂત્રને આગળ ધરી, શ્રી જિનેશ્વરદેવોની વિશ્વસ્યતા જાહેર કરે છે. શ્રી જિનેશ્વરદેવો એવા ઉત્તમ છે કે—એ તારકોના વચન ઉપર વિશ્વાસ રાખીને ચાલવું જોઈએ, એમ તેઓશ્રીએ આમાં ધ્વનિત કર્યું છે. આવાં ટૂંકાં ટૂંકાં વર્ણનો તો તમને આ રાસમાં ડગલે ને પગલે દેખાશે અને તેને તમે જેમ જેમ વિચારશો, તેમ તેમ તેમાં ઘણું ઘણું રહસ્ય છૂપાએલું છે—એમ પણ તમને જણાયા વિના નહિ રહે.

કેટલેક સ્થલે કવિશ્રીએ કાંઈક વિસ્તારથી પણ વર્ણન કર્યું છે. જેમકે—અધમ જીવ ગર્ભમાં આવે ત્યારે તેની માતાને કેવી કેવી ઈચ્છાઓ ઉત્પન્ન થાય છે, એનું વર્ણન પ્રથમ ખણ્ડની બીજી ઢાલમાં છે. પાંચમી ઢાલ પછીના દુહાઓમાં સ્ત્રી–પુરૂષના સોલ સોલ શણગારોનું વર્ણન છે. સાતમી ઢાલમાં રૂપનું અલંકારમય વર્ણન છે. એ જ ઢાલમાં કજોડાનું પણ વર્ણન છે. બીજા ખણ્ડની શરૂઆતમાં કવિશ્રીએ શ્રોતાઓના પ્રકારોનું વર્ણન કર્યું છે. આગળ ચાલતાં કવિશ્રીએ પશુઓમાંથી ગ્રહણ કરવા લાયક બત્રીસ ગુણોનું વર્ણન કર્યું છે. આમ સ્થળે સ્થળે કવિશ્રીએ એવું એવું વર્ણન કર્યું છે, કે જે વાંચકોએ ખાસ જાણવા યોગ્ય ગણાય. અત્રે તે બધાં વર્ણનોનાં સ્થાનો અને

તે તે વર્ણનોનાં અવતરણો ટાંકીને વિસ્તાર કરવો એ નિરર્થક હોઈ, વાંચકોને વાંચી લેવાની ભલામણ કરવી એજ સમુચિત છે.

પ્રસંગવર્ણનમાં કવિશ્રીએ સ્થળે સ્થળે ઉપમાઓ આપવામાં પણ કમાલ કરી છે. કેટલેક સ્થલે તો ઉપમાઓમાં પણ હિતશિક્ષાનો સમાવેશ કરવાની કુશળતા દર્શાવી છે. જૂઓ–

માંસ–નખ જલ–ઝષ પરે રે લો, કામિની–પ્રીતમ પ્રીત રે.

× × ×

થયો પુત્ર વિચક્ષણ, પણ વિદ્યા વિણ–
કાંઈ શોભે નહિ તિમ, જીવ વિના જિમ દેહડી.

× × ×

ભક્તિ વિણ નારી, નવિ હોય પ્યારી.

વળી જે વખતે અમરકુમાર ક્રોધાધીન બની શ્રીમતી સુરસુન્દરીને તજીને ચાલ્યો જાય છે, તે વખતે ક્રોધની કટુતા વર્ણવવામાં પણ કવિશ્રીએ કમીના રાખી નથી. જૂઓ–

ક્રોધ તણે વશ પ્રાણીયો, શું શું ન કરે અન્નાણ રે,
પરદુઃખ ચિત્તમાં ન લેખવે, દ્વેષ તણે રસ જાણ રે;
નાશે સકલ વિન્નાણ રે, પુણ્ય તણી કરે હાણ રે,
પૂરે પાપની ખાણ રે, શિવગૃહ અર્ગલા જાણ રે.
નરક વિના નહિ ઠાણ રે–ક્રો૦

પૂરવ ક્રોડ ચરણ ગુણે, વાસિત આતમા જેણ રે,
ક્રોધવિવશ હુંતા દો ઘડી, પામે ફલતણી હાણ રે;
ઈમ સિદ્ધાન્ત પ્રમાણ રે, × × ×

અને આ પછી કવિશ્રીએ દંડક પ્રધાન, રાજર્ષિ પ્રસન્નચન્દ્ર, પરશુરામ, સુભૂમ, બ્રહ્મદત્ત, સોમીલ આદિનાં દૃષ્ટાન્તો સૂચિત કરીને ક્રોધની દારૂણતા સમજાવી છે.

શ્રીમતી સુરસુન્દરીના વિલાપને પણ કવિશ્રીએ સુન્દર રીતિએ રજૂ કર્યો છે અને તેમાં પણ વાંચકને દુઃખ વખતે પોતાના પાપનો ખ્યાલ આવે એવી વાતો રજૂ કરવાને તેઓશ્રી ચૂકયા નથી. જૂઓ–

ઓછા પુરૂષ ન ઓસરે રે, કરતા કુકર્મ અજાણ રે;
દોષ ચઢે અબલા શિરે રે, તે તુચ્છ પુણ્ય પ્રમાણ રે. બોલે૦

સીતા સતી જગમાં વડી રે, રામે કરાવ્યું ધીજ રે;
નીચ વયણ નિસુણી કરી રે, વિણ દોષે મન ખીજ રે. બોલે૦

રૂદન કરંતી બાલિકા રે, વાલે વલિ મન આપ રે;
દોષ કિશ્યો ભરતારનો રે, આવ્યાં ઉદય કૃત–પાપ રે. બોલે૦

પૂરવભવે હું પાપિણી રે, કીધાં કર્મ અઘોર રે;
પારકા અવગુણ ઉચર્યા રે, નિજ અવગુણનો ચોર રે. બોલે૦

\+ \+ \+

તે સવિ આવી સામટી રે, પૂરવ કર્મની લીલ રે;
ઇણે દ્વીપે હું એકલી રે, કિમ રહેશે મુજ શીલ રે. બોલે૦

શીલ થકી જગ પામીએ રે, સંપદ જસ સુખશાત રે;
દુષ્ટ સુરાસુર કિન્નરા રે, ન કરે કોઈ ઉપઘાત રે. બોલે૦

શ્રીમતી સુરસુન્દરીનું શીલ આફતમાં મૂકાયું તે પ્રસંગને અનુલક્ષીને કવિશ્રીએ શીલનો મહિમા પણ સચોટ રીતિએ વર્ણવ્યો છે. શ્રીમતી સુરસુન્દરી જે વખતે એક આફતમાંથી ઉગરી બીજીમાં અને બીજી આફતમાંથી ઉગરી ત્રીજીમાં પડતી જાય છે, તે વેળાએ કર્મની ગતિ કેટલી વિચિત્ર અને વિષમ છે, એનો ખ્યાલ આપી કવિશ્રીએ કર્મના સંયોગથી મુક્ત થવાની પરોક્ષ પ્રેરણા કરી છે. આમ આખોય રાસ ઢાળે ઢાળે કોઈ ને કોઈ જાણવા લાયક કે આચરવા લાયક વસ્તુનો ખ્યાલ

આપ્યે જ જાય છે અને શ્રીમતી સુરસુન્દરીની જીવનકથામાં આ બધી વસ્તુઓ વણાએલી હોઈ ને, ક્યાંય વાંચકને શુષ્કતા લાગે તેમ નથી. જો કે–રાસ જુની ગુજરાતીમાં રચાએલો હોઈ, આજના કેવળ નવલકથા આદિના વાંચકોને સમજવાની મુશ્કેલી પડે તેમ છે, પરન્તુ એ મુશ્કેલી તો થોડી જ મહેનતે ટળી શકે છે. બાકી પ્રાચીન પદ્યોના રસિયાઓ માટે તો આ રાસ એ એક ઉત્તમ ગ્રન્થ છે. આ રાસમાં કેટલેક સ્થળે નોંધ રૂપે અર્થો અને કવિશ્રીએ લખેલી દૃષ્ટાન્ત રૂપ કથાઓ નવસ્વરૂપે રજૂ કરવામાં આવી છે, એ પણ વાંચકોને મદદ રૂપ નિવડશે.

શ્રીમતી સુરસુન્દરીનો રાસ, પહેલવહેલો પૂ. પંડિતપ્રવર શ્રીમદ્ વીરવિજયજી મહારાજાએ જ રચ્યો છે, એમ પણ નથી. સં. ૧૬૪૪ માં શ્રી ભાનુમેરૂના શિષ્ય શ્રી નયસુન્દરજીએ શ્રીમતી સુરસુન્દરીના રાસની રચના કરી છે. આ રાસ સુરતના શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી છપાએલ શ્રી આનન્દ-કાવ્યમહોદધિના મૌક્તિક ત્રીજામાં છપાએલો છે. ખરતરગચ્છની વેગડ શાખામાં થયેલ ઉદયસૂરિજીએ પણ સં. ૧૭૧૯ માં શ્રીમતી સુરસુન્દરીના રાસની રચના કરી છે. ખરતરગચ્છીય જિનભદ્રસૂરિજીની શાખામાં થયેલા શ્રી ધર્મ-વર્દ્ધનજીએ પણ સં. ૧૭૩૬ માં શ્રીમતી સુરસુન્દરીના રાસની રચના કરી છે. આનંદસૂરિજીએ પણ સં. ૧૭૪૦ માં શ્રીમતી સુરસુન્દરીના રાસની રચના કરી છે. આ ત્રણનો ઉલ્લેખ શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇએ તૈયાર કરેલ જૈન ગુર્જર કવિઓ–ભાગ બીજામાં છે, જ્યારે શ્રી નયસુન્દરજીના રાસને અંગે ખૂલાસો કરતાં શ્રી આનન્દ-કાવ્યમહોદધિના ત્રીજા મૌક્તિકની પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું છે કે–

" સુરસુન્દરી એ નામથી નીચલા કર્ત્તાઓએ પણ રાસો રચેલા જાણવામાં આવ્યા છે. આનંદસૂરિ, વીરવિજય, નયવિમળ, ધર્મસિંહ, અને વિનયસુંદર. "

આમ શ્રીમતી સુરસુન્દરીની બોધક જીવનકથા અનેક મહાત્માઓની પવિત્ર કલમથી કાવ્ય રૂપે લખાઈ છે, પણ તે ક્યા વિશેષ પ્રાચીન ગ્રન્થમાંથી લેવાઈ છે તે વિષે વધુ જાણવાનું મળતું નથી. માત્ર શ્રી ધર્મવર્દ્ધનજીએ 'શીલતરંગિણી' ગ્રન્થના આધારે શ્રીમતી સુરસુન્દરીનો રાસ રચ્યાનો ઉલ્લેખ તેમના રાસની પ્રશસ્તિમાંથી મળી આવે છે.

પૂ. પંડિતપ્રવર શ્રીમદ્ વીરવિજયજી મહારાજે રચેલો આ રાસ, પહેલાં એટલે કે–સં. ૧૯૧૭ માં એક વાર છપાઈ ચૂકયો છે, પણ તેની નકલો ખપી ગઈ લાગે છે તેમજ તેમાં અશુદ્ધિઓ વિશેષ લાગે છે, એટલે આ ગ્રન્થ છપાવવાનો પરિશ્રમ સાર્થક જ છે. જો કે–આ મુદ્રણમાં પણ દોષોનું અસ્તિત્વ અસંભવિત નથી જ, છતાં લેવાએલી કાળજી જોતાં વાંચકો એને ક્ષન્તવ્ય ગણી, ઉપર જણાવેલા ઉદ્દેશથી આ રાસને વાંચશે, તો ઘણો લાભ પામી શકશે, એ નિર્વિવાદ વાત છે.

પ્રાન્તે–સૌ કોઈ આ રાસનું વાંચન, અધ્યયન અને મનન કરી યોગજન્ય સુખની અભિલાષાથી સર્વથા પર બનો અને વિયોગજન્ય સ્વાભાવિક સુખના અર્થી બની, એ દુઃખરહિત, પરિપૂર્ણ અને શાશ્વત સુખ પામવાને માટે, શ્રી નવ પદની–પંચપરમેષ્ઠિ–મહામંત્રની આરાધનામાં રત બનો, એ જ એક શુભાભિલાષા.



# કવિ અને તેમની કૃતિઓ

મહાસતી શ્રીમતી સુરસુન્દરીના આ રાસના રચયિતા એક તેજસ્વી જૈન મુનિ છે, પરન્તુ તેમનો જન્મ તો બ્રાહ્મણકુળમાં થયો હતો. બ્રાહ્મણકુળમાં જન્મ પામવા છતાં પણ, શ્રી જૈનશાસન પ્રત્યે સાચો ભક્તિભાવ ઉત્પન્ન થવો અને તે ભક્તિભાવ એટલી હદ સુધી ફળવો કે-જૈન મુનિજીવનનો સ્વીકાર કરીને તેના પ્રભાવક બનવું, એ સામાન્ય બીના નથી. પૂર્વભવની કોઈ શુભ કરણીઓનો જ એ પ્રતાપ ગણાય. આત્માની ઉત્તમ ભવિતવ્યતાનું આ પણ એક સૂચક ચિન્હ છે.

શ્રી જૈનશાસન, એ કોઈ વાડાબંધી માટે સર્જાએલું શાસન નથી. પ્રાણી માત્રના કલ્યાણનો વિચાર શ્રી જૈનશાસનમાં છે. શ્રી જૈનશાસનની આરાધના કરવાનો કોઇને ય માટે પ્રતિબંધ નથી. જે કોઈ જીવ ચાહે, તે શ્રી જૈનશાસનની આરાધના કરી શકે છે. આમ છતાં, એને કુલ અને જાતિ સંબંધી ઉત્તમતા અને અધમતા અમાન્ય છે એમ પણ નથી. શ્રી જૈનશાસન માને છે કે-શુભાશુભ કર્મોના યોગે જગતમાં જેમ ઉત્તમ અને અધમ કોટિના આત્માઓ હોઈ શકે છે, તેમ ઉત્તમ કુલો અને અધમ કુલો તથા ઉત્તમ જાતિ અને અધમ જાતિ પણ હોઈ શકે છે. ઉત્તમ કુલ અને ઉત્તમ જાતિમાં ઉત્તમ આત્માઓ જ ઉત્પન્ન થાય અને અધમ કુલ

તથા અધમ જાતિમાં અધમ આત્માઓ જ ઉત્પન્ન થાય—એવો એકાન્ત નિયમ નથી : પરન્તુ એક વાત ચોક્કસ છે અને તે એ કે—ઉત્તમ કુલ અને ઉત્તમ જાતિમાં ઉત્પન્ન થવું એ જેમ તે પ્રકારના શુભ કર્મને આભારી છે, તેમ અધમ કુલ અને અધમ જાતિમાં ઉત્પન્ન થવું એ પણ તે પ્રકારના અશુભ કર્મને આભારી છે. આ જ કારણે ક્વચિત્ ઉત્તમ પણ આત્માઓ તેવા પ્રકારના પોતાના અશુભ કર્મના પ્રતાપે અધમ પણ કુળ–જાતિમાં ઉત્પન્ન થઈ જાય છે અને અધમ પણ આત્માઓ તેવા પ્રકારના પોતાના શુભ કર્મના પ્રતાપે ઉત્તમ કુલ–જાતિમાં ઉત્પન્ન થઈ જાય છે. આમ છતાં, ઉત્તમ કુલ–જાતિ એ પણ સદ્ધર્મની પ્રાપ્તિને સુલભ બનાવનાર છે તેમજ ત્યાં જન્મેલા આત્માઓ સ્વાભાવિક રીતિએ જ અનેકવિધ અનાચારોથી દૂર રહી શકવા સાથે કેટલાક સુન્દર આચારોના પાલક પણ બની શકે છે, એટલે જ જ્ઞાનિઓએ ઉત્તમ કુલ–જાતિની મહત્તાને વર્ણવી છે. વળી શ્રી જૈનશાસન ઉત્તમ–અધમ કુળ–જાતિના વ્યવહારોને અવગણનારૂં છે એમ પણ નથી, પરન્તુ અહીં આ વિષેની વધુ ચર્ચા અસ્થાને છે.

કોઈ પણ આત્મા શ્રી જૈનશાસનની આરાધના કરવા ઈચ્છે તો કરી શકે છે. શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાઓને માન્ય કરે, તે જૈન. શ્રી જિનાજ્ઞાને નહિ માનનાર, એક પણ શ્રી જિનાજ્ઞા પ્રત્યે અશ્રદ્ધા ધરાવનાર, જૈનકુળમાં જન્મેલો હોય તોય ભાવજૈન નથી અને ઈતરકુળમાં જન્મેલ પણ શ્રી જિનાજ્ઞા પ્રતિ નિર્દોષ શ્રદ્ધા ધરાવનાર હોય તો તે ભાવજૈન છે. બ્રાહ્મણ કુળમાં જન્મેલાઓ પણ આવા ભાવજૈન બની શકે છે. ભગવાન શ્રી મહાવીરદેવના શ્રી ગૌતમસ્વામિજી આદિ ગણધરો

બ્રાહ્મણકુળમાં જન્મેલા હતા. યાકિનીમહત્તરાસૂનુ, સુવિહિત-શિરોમણિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા બ્રાહ્મણકુળમાં જન્મેલા હતા. શ્રી દશવૈકાલિક સૂત્રને ઉદ્ધૃત કરનારા આચાર્યભગવાન શ્રીમદ્ શય્યંભવસૂરીશ્વરજી મહારાજા પણ બ્રાહ્મણકુળમાં જ જન્મેલા હતા. આમ અનેક બ્રાહ્મણકુળમાં જન્મેલાઓએ પણ શ્રી જૈનધર્મની દીક્ષા સ્વીકારી છે. આત્માની સાચી ઉન્નતિનો સાચો માર્ગ જે કોઈ શ્રદ્ધાપૂર્વક સ્વીકારે તે જૈન છે. આ રાસના રચયિતા મૂળ બ્રાહ્મણકુળમાં જન્મેલા હોવા છતાં પણ, આ રીતિએ જૈન બન્યા હતા.

અમદાવાદ, કે જે ગૂજરાતનું પાટનગર ગણાય છે અને જૈનોની વિશેષ વસ્તી આદિના કારણે જે જૈનપુરી તરીકે વિખ્યાતિને પામેલું છે, તેમાં આ રાસના રચયિતા મહાપુરૂષનો જન્મ થયો હતો. '**ઘીકાંટા**' તરીકે ઓળખાતો રસ્તો, કે જે રસ્તા ઉપર અમદાવાદના જૈન નગરશેઠનો વંડો આવેલો છે, તે રસ્તે એક '**શાંતિદાસનો પાડો**' નામનો મહોલ્લો આજે પણ વિદ્યમાન છે. એ મહોલ્લામાં યજ્ઞેશ્વર નામે એક ઔદીચ્યસહસ્ર બ્રાહ્મણનો પણ નિવાસ હતો. તેમની પત્નીનું નામ વિજકોરબાઈ હતું. તેઓને એક પુત્રી અને એક પુત્ર હતો, જેમનાં અનુક્રમે ગંગા અને **કેશવરામ** એવાં નામો હતાં.

આસો શુદ ૧૦ જેવા મહત્ત્વશાલી દિવસે સં. ૧૮૨૯માં **કેશવરામનો** જન્મ થયો હતો. નાનપણમાં કેશવરામને માત્ર તેટલો જ અભ્યાસ કરવાની તક મળી, કે જેટલો એક બ્રાહ્મણના પુત્રને માટે અનિવાર્ય ગણાતો હતો : એટલે તે અભ્યાસમાં કાંઈ મહત્તા જેવું નહિ હતું.

કેશવરામ પંદર વર્ષની વયે પહોંચતાં તો તેમના પિતા

મૃત્યુ પામ્યા અને ઘરનો સઘળો જ બોજો કેશવરામને શિર આવી પડ્યો. બેએક વર્ષ બાદ, રળીઆત નામની દહેગામની બ્રાહ્મણપુત્રી સાથે કેશવરામનું લગ્ન થયું.

લગ્નને વિશેષ સમય થયો નહિ હતો, ત્યાં તો કેશવરામ કોઈ કારણસર ભીમનાથ નામના ગામે ગયા અને તે દરમ્યાનમાં જ તેમના ઘરમાં ચોરી થઈ. આ ચોરીએ કેશવરામની માતાને કેશવરામ પ્રતિ ઉશ્કેરી. ભીમનાથથી કેશવરામ પાછા આવ્યા, તેની સાથે જ તેમની માતાએ તેમને આવેશમાં આવી કર્કશ વચનો સંભળાવ્યાં. કેશવરામ માટે એ વચનોનું શ્રવણ અસહ્ય થઈ પડ્યું, પણ માતાની સામે ઉદ્ધતાઈ નહિ કરતાં ઘર તજીને ચાલ્યા જવાનો જ તેમણે નિર્ણય કરી લીધો. કેશવરામને પણ એમ થઇ ગયું કે–'મારે આ ઘર, કે જ્યાં મારૂં આ જાતિનું અપમાન થાય છે, તે નહિ જોઈએ.' આથી તેઓ ઘરમાં કોઈને પણ–પોતાની પત્નીને પણ કાંઇ કહ્યા વિના રોચકા નામના ગામે ચાલ્યા ગયા.

કેશવરામના ચાલ્યા જવા બાદ, તેમની માતા વિજકોરબાઈનો રોષ શમી ગયો અને જેમ જેમ દિવસો જતા ગયા પણ કેશવરામ આવ્યા નહિ કે તેમની તરફથી કે બીજા કોઈ તરફથી તેમના કશા જ સમાચાર મળ્યા નહિ, તેમ તેમ વિજકોરબાઈની પુત્રમમતા વૃદ્ધિ પામતી ગઈ. રાગ અને દ્વેષ માટે એવો પણ એક સામાન્ય નિયમ છે કે–વિરહમાં રાગ વધે છે અને દ્વેષ ઘટે છે, જ્યારે નિકટતામાં રાગ ઘટે છે અને દ્વેષ વધે છે. એ નિયમ મુજબ વિજકોરબાઇનો રાગ વધતો ગયો અને એથી કેશવરામ વિષેની ચિન્તા વધતી ગઇ, પણ એક સામાન્ય સ્થિતિની બ્રાહ્મણ બાઈ કરે શું?

પહેલાં તો વિજકોરબાઇએ માણસોદ્વારા કેશવરામની તપાસ કરાવી, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ : એટલે વિજકોરબાઇ જાતે જ પોતાની બ્હેનની સાથે કેશવરામની શોધખોળ કરવાને નીકળ્યાં. બનતી મહેનત કરવા છતાં પણ જ્યારે પુત્ર કે પુત્રના સમાચાર મળ્યા નહિ, ત્યારે વિજકોરબાઇએ દુઃખભર્યાં હૈયે અમદાવાદનો માર્ગ લીધો, પણ તે સુખ રૂપ અમદાવાદ પહોંચી શકયાં નહિ. માર્ગમાં જ તેમનું મૃત્યુ થયું.

ખરેખર, સંસારની આ પણ એક વિષમતા છે. વિજકોરબાઈએ દુન્યવી સંપત્તિના રાગને કારણે કર્કશ વચનો ઉચ્ચારી પુત્રને ગુમાવ્યો અને પુત્રના રાગમાં મૂઢ બનીને માનવદેહ ગુમાવ્યો. આ જાતિના રાગ અને દ્વેષ પ્રાણિનું એકાન્તે અકલ્યાણ કરનાર હોવા છતાં પણ, અજ્ઞાન જગત એ જ રાગ–દ્વેષમાં મહાલી રહ્યું છે.

એ જ જાતિના રાગદ્વેષે કેશવરામની બ્હેન ગંગાનો પણ ભોગ લીધો. કેશવરામના ગયા બાદ ગંગા પણ ભાઇના વિરહથી વિહ્વલ બની હતી. તેમાં તેની માસીએ આવીને વિજકોરબાઈના મૃત્યુના સમાચાર આપ્યા. ગંગા એ સમાચારોને જીરવી શકી નહિ. એના હૈયામાં કારમી વ્યથા વ્યાપી. એ દુધ્યાનમાં ને દુર્ધ્યાનમાં ગંગા પણ મૃત્યુને પામી. કેશવરામની ધર્મપત્ની રળીઆતનું શું થયું, તે સંબંધી કોઈ પણ જાતિની વિગત જાણવા મળી નથી.

હવે આ તરફ કેશવરામનું શું થયું તે જોઇએ. કેશવરામ અમદાવાદથી રોચકા ગયા હતા અને ત્યાંથી ભીમનાથમાં જઇ વસ્યા હતા. ભીમનાથમાં કેશવરામ માંદા પડયા હતા અને તેમનો વ્યાધિ દિવસે દિવસે અસાધ્ય બનતો જતો હતો. આ દરમ્યાનમાં ત્યાં શ્રી શુભવિજયજી નામના મુનિરાજ પધાર્યા.

શ્રી જૈનશાસનના તપાગચ્છની વિજય શાખામાં પૂ. શ્રી વિજયદેવસૂરિજી મહારાજાની પાટે અઢારમી સદીમાં પૂ. શ્રી વિજયસિંહસૂરિજી મહારાજ આવ્યા. એ વખતે સાધુઓમાં ખૂબ જ ક્રિયાશૈથિલ્ય આવી ગએલું. સાધુવેષને ધરવા છતાં પૈસા લેવા, રાખવા, સાચવવા તેમજ મોજશોખની પાપક્રિયાઓ કરવી–એવું પણ કેટલુંક ચાલેલું. આ શૈથિલ્ય પૂ. શ્રી વિજય-સિંહસૂરિજી મહારાજાને ખૂબ જ ડંખતું હતું, પણ તે દૂર કરવાની તાકાત નહિ હોવાથી, બળતા હૃદયે તેમને નિભાવવું પડતું. ઇતિહાસ કહે છે કે–વચલા કાળમાં ગાદીપતિ અને જાગીરદાર જેવા થઈ બેઠેલા વેષધારી શ્રીપૂજ્યોની આજ્ઞા સંયમશીલ ત્યાગી સાધુઓને પણ માનવી પડતી. પૂ. શ્રી વિજયસિંહસૂરિજીના શિષ્ય પૂ. પંન્યાસ શ્રી સત્યવિજયજી, એ ક્રિયાશૈથિલ્યનો નાશ કરવાને કટિબદ્ધ બન્યા. તેમણે અનેક સંકટો વેઠીને પણ ક્રિયોદ્ધાર કર્યો. પૂ. પં. શ્રી સત્યવિજયજી પછી, અનુક્રમે પૂ. શ્રી કપૂરવિજયજી, પૂ. શ્રી ક્ષમાવિજયજી અને પૂ. પં. શ્રી જશવિજયજી થયા. ભીમનાથમાં આવેલા જૈન મુનિ શ્રી શુભવિજયજી, આ પૂ. પં. શ્રી જશવિજયજીના શિષ્ય હતા.

ભીમનાથ જેવું નાનું ગામ અને તેમાં જૈન મુનિની પધરામણી, એટલે એ બ્રાહ્મણોથી પણ છૂપું શાનું રહે? કેશવરામને ખબર પડી, એટલે કેશવરામે શ્રી શુભવિજયજીનો પરિચય સાધ્યો. ક્રમે ક્રમે એ પરિચય વધતો ગયો. એ પરિચય દરમ્યાનમાં કેશવરામને, મુનિરાજ શ્રી શુભવિજયજીએ કર્મની વિવિધતા અને વિષમતા સમજાવી. કર્મના વશે જીવને કેવા કેવા સંયોગો અને વિયોગો પ્રાપ્ત થાય છે તેમજ કર્મના વશે જીવ કેવી કેવી કરૂણ હાલતને પામે છે, એ વિગેરે

વસ્તુઓ કેશવરામે મુનિરાજ શ્રી શુભવિજયજી પાસેથી જાણી. આત્મા સાથેનો કર્મનો સંયોગ કેમ દૂર થઇ શકે, એ પણ જાણ્યું. કેશવરામને ખાત્રી થઇ કે–" ચેતન અને જડના સ્વરૂપનું શ્રી જૈનદર્શનમાં જે વર્ણન છે તે જ યથાર્થ છે. શ્રી વીતરાગ અને સર્વજ્ઞ સિવાય આવું જડ–ચેતનનું યથાર્થ સ્વરૂપ સ્વતન્ત્રપણે કોઇ વર્ણવી શકે જ નહિ. ખરેખર, ધર્મના નામે તો આ દુનિયામાં અનેક પંથો વિદ્યમાન હતા અને છે, પણ આ શ્રી જૈનદર્શન એ જ એક યથાર્થ મુક્તિમાર્ગને પ્રરૂપનાર છે. ધર્મ તરીકે આ સંસારમાં જો કોઇ શરણુ કરવા લાયક હોય, તો તે આ એક શ્રી જૈનધર્મ જ છે." સુન્દર ભવિતવ્યતાવાળા યોગ્ય આત્માઓને જૈન મુનિનો પરિચય આ રીતિએ જ ફળે. આને જ આપણે સત્સમાગમનું વાસ્તવિક પરિણામ કહી શકીએ.

કેશવરામના સદ્ભાગ્યે આ રીતિએ તેમનો ભાવરોગ જેમ ઘટતો ગયો, તેમ દ્રવ્યરોગ પણ ઘટતો ગયો. તેમનો અસાધ્ય મનાતો વ્યાધિ થોડા જ દિવસોમાં નામશેષ થઇ ગયો. વ્યાધિરહિત બનેલા કેશવરામે પણ પૂ. મુનિરાજ શ્રી શુભવિજયજીની સાથે ભીમનાથ છોડ્યું: કારણ કે–હવે તો તેઓ તેમના શિષ્ય જેવા જ બની ગયા હતા.

પાદવિહાર, એ પણ જૈન મુનિના આચારો પૈકીનો એક આચાર છે. મુનિરાજ શ્રી શુભવિજયજી પાદવિહારી હોઇને, કેશવરામે ગૃહસ્થદશામાં પણ પાદવિહાર દ્વારા જ તેઓની સાથે સ્થલે સ્થલે વિહરવા માંડ્યું. ભીમનાથથી નીકળી ગ્રામાનુગ્રામ વિચરી તેમણે શ્રી સિદ્ધાચલજી મહાતીર્થની યાત્રા કરી અને ત્યાંથી એ જ રીતિએ વિચરતા તેઓ ખંભાત તરફ ચાલ્યા. આ દરમ્યાનમાં, કેશવરામની વૈરાગ્યભાવના ખૂબ ખૂબ

વધતી ગઈ. એના પ્રતાપે વિયોગજન્ય સ્વાભાવિક સુખ સાધવાની તમન્ના પ્રબલ બનતી ગઈ. દુઃખના લેશથી પણ રહિત, પરિપૂર્ણ અને શાશ્વત સુખ પ્રાપ્ત કરવાના એકના એક રાજમાર્ગ સમી શ્રી જૈનેશ્વરી દીક્ષા ગ્રહણ કરવાનો કેશવરામે નિર્ણય કર્યો. પૂ. મુનિરાજ શ્રી શુભવિજયજીની પાસે એ નિર્ણય વ્યક્ત કરતાં, તેઓશ્રીએ પણ કેશવરામને યોગ્ય જાણી એ નિર્ણયને વધાવી લીધો. સં. ૧૮૪૮ના કાર્તિક મહિનાના કૃષ્ણપક્ષમાં શુભ મુહૂર્ત્તે તેમને પાનસરા મુકામે દીક્ષા આપવામાં આવી અને '**વીરવિજય**' એવું તેમનું શુભ નામ સ્થાપિત કરાયું.

મુનિરાજ શ્રી વીરવિજયજીએ ત્યારથી મોહરાજા સામે પ્રકૃષ્ટ સંગ્રામ આરંભ્યો. કર્મદલને છિન્ન-ભિન્ન કરવા માંડ્યું અને તેમાં શક્ય વિજય પ્રાપ્ત કરવા દ્વારા તેમણે પોતાના 'વીરવિજય' નામને સાર્થક કર્યું.

પાનસરાથી વિહાર કરતા તેઓ પોતાના ગુરૂદેવ સાથે ખંભાત પધાર્યા. તે વખતે મુનિરાજ શ્રી ધીરવિજયજી અને મુનિરાજ શ્રી ભાણુવિજયજી નામના બે વડિલ ગુરૂભાઈઓ, એટલે કે-મુનિરાજ શ્રી શુભવિજયજીના શિષ્યો પણ સાથે જ હતા. કોઇ તેવા કારણે, પૂ. મુનિરાજ શ્રી શુભવિજયજીને ખંભાતમાં એકી સાથે પાંચ ચાતુર્માસ કરવાં પડ્યાં અને તે દરમ્યાનમાં મુનિ શ્રી વીરવિજયજીએ પણ સાધ્વાચારના પરિપાલનપૂર્વક ભાષાઓનો અને શાસ્ત્રોનો ઘણો અભ્યાસ કરી લીધો. માણસ અર્થી હોય અને તીક્ષ્ણ બુદ્ધિનો સ્વામી હોય, તો સામગ્રીના યોગે પ્રખર વિદ્વાન બની શકે, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. મુનિરાજ શ્રી વીરવિજયજીએ છએ દર્શનોનો અભ્યાસ પણ કર્યો હતો.

ખંભાતથી વિહાર કરીને ગુરૂદેવની સાથેજ મુનિ શ્રી વીરવિજયજીએ ઘણાં ગામોમાં વિહાર કર્યો. વડોદરામાં તો યોગોદ્વહન કરાવીને મુનિરાજ શ્રી શુભવિજયજીએ મુનિરાજ શ્રી વીરવિજયજીને શ્રી પંન્યાસ પદે આરૂઢ કર્યા.

આ પછી તે ગુરૂ-શિષ્ય અમદાવાદ પધાર્યા. અમદાવાદમાં સં. ૧૮૬૦ ના ફાગણ શુદ બારસ, બુધવારની રાત્રિએ મુનિરાજ શ્રી શુભવિજયજી સમાધિ મરણને પામ્યા.

મહાત્માઓનું સમાધિ-મરણ એ પણ શ્રી જૈનશાસનમાં ઉત્સવભૂત મનાય છે. મહાપુરૂષનો વિયોગ થવાથી તેઓશ્રીની પવિત્ર નિશ્રાનું આપણું સુખ જાય એથી આપણને દુઃખ થાય તે સ્વાભાવિક છે: પરન્તુ કોઈ પૂછે કે-'એમના મરણને તમે ઉત્સવભૂત માનો છો કે નહિ?' તો શુદ્ધ દૃષ્ટિવાળા એજ કહે કે-'અમને થયેલી સ્વાર્થહાનિના યોગે અમને દુઃખ થાય, પણ મહાત્માના મરણને તો અમે ઉત્સવભૂતજ માનીએ.' આથી જ પૂ. કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા પણ ફરમાવે છે કે-

"चक्रे निर्वाणकल्याणं, सगीर्वाणैः पुरंदरैः ।
महतामन्तकालोऽपि, पर्वणे न पुनः शुचे ॥१॥"

ભગવાન નિર્વાણને પામતાં દેવતાઓ સહિત ઇન્દ્રોએ નિર્વાણ કલ્યાણકને કર્યું. એ વાતને વર્ણવતાં તેઓશ્રી, કોઈને એવી શંકા ન ઉદ્ભવે કે-'ભગવાન જેવા અનુપમ ભાવદીપક જાય, ત્યારે વળી ઉત્સવ શો?'-એ માટે કહે છે કે-મહાપુરૂષોનો અન્તકાલ એ પણ ઉત્સવનું કારણ છે, નહિ કે-શોકનું! આવું સુન્દર સ્પષ્ટીકરણ શ્રી જૈનશાસનમાં જ મળી

શકે અને આવી વાતોને લઘુકર્મી આત્માઓ જ સમજી શકે. ગુરૂકર્મી આત્માઓને તો યથાર્થ પણ વાતો મુંઝવનારી બને છે, પણ એ પ્રતાપ તેઓની નાલાયકાતનો છે. સિંહણનું દૂધ સુવર્ણપાત્ર સિવાય બીજામાં ટકે નહિ, એ દોષ તે દૂધનો નહિ, પણ પાત્રનો છે.

મુનિરાજ શ્રી શુભવિજયજીના–પોતાના નિસ્તારક ગુરૂદેવના દેહાવસાનથી પૂ. પંડિતપ્રવર શ્રી વીરવિજયજીને દુઃખ જરૂર થયું હતું, પણ તે પોતાની નિશ્રા ગઈ એ બદલનું! એમણે પોતાના ગુરૂદેવના મરણને શોકરૂપ માન્યું નહોતું જ. એ મરણને તો તેઓ ઉત્સવભૂત જ માનતા હતા, કારણ કે–તે સમાધિમય હતું. આ જ કારણ છે કે–પૂ. ગુરૂદેવોના મરણ સમયે શ્રાવકસંઘ પણ શોકની પોકો નહિ મૂકતાં દબદબાભરી સ્મશાનયાત્રા કાઢે છે. રાગવિવશતાથી કે સ્વાર્થહાનિના પ્રતાપે રોવું આવે તોય એ રૂદનને એ સ્મશાનયાત્રામાં આગળ કરવામાં આવતું નથી. શ્રી શુભવિજયજીના મૃતદેહનો પણ એવી જ રીતિએ અગ્નિસંસ્કાર કરાએલો.

આમ તો પંડિતપ્રવર શ્રી વીરવિજયજી અમદાવાદમાં પધારતા, ત્યારે દોસીવાડાની પોળમાં આવેલા ડહેલાના ઉપાશ્રયે અગર તો લવારની પોળના ઉપાશ્રયે વિરાજતા; પણ સં. ૧૮૬૫માં તેમના ભક્ત શ્રાવકોએ ભઠ્ઠીની પોળમાં એક ઉપાશ્રય બંધાવતાં, પાછલો ભાગ તેઓએ આ નવીન ઉપાશ્રયમાં જ વ્યતીત કરેલો. એ ઉપાશ્રય અત્યારે પણ **શ્રી વીરના ઉપાશ્રય** તરીકે જાણીતો છે.

ગુરૂદેવની હયાતી દરમ્યાનમાં જ પૂ. પંડિતપ્રવર શ્રી વીરવિજયજીએ કાવ્યોની રચના શરૂ કરેલી અને દિવસે દિવસે

તેમનાં કાવ્યો ખૂબજ પ્રસિદ્ધિને પામેલાં. મહાસતી શ્રીમતી સુરસુન્દરીનો આ રાસ પણ સં. ૧૮૫૭માં રચાએલો હોઈને, તે વખતે તેમના ગુરૂદેવ વિદ્યમાન હતા. ગુરૂદેવના સ્વર્ગવાસ બાદ પણ, પૂ. પંડિતપ્રવર શ્રી વીરવિજયજીએ કેટલાક રાસોની, પૂજાઓની અને બીજાં પણ અનેકવિધ કાવ્યોની રચના કરી છે. આ વિષે, તેમના જીવનનો ખ્યાલ આપ્યા બાદ જ જણાવવાનું રાખેલ હોઈને, આપણે અત્રે તેના વધુ વિવેચનમાં ઉતરતા નથી.

પોતાના ગુરૂદેવ સ્વર્ગવાસી થયા બાદ, પંડિતપ્રવર શ્રીમદ્ વીરવિજયજીએ મારવાડ, મેવાડ આદિ દેશોમાં પણ વિહાર કર્યો. મેવાડમાં શ્રી કેસરીઆજી તીર્થની અને મારવાડની પંચતીર્થીની યાત્રા કરી. સં. ૧૮૯૯માં તો તેમના નેતૃત્વ નીચે અમદાવાદથી શ્રી પંચતીર્થીનો સંઘ નીકળેલો, પણ કોલેરાના ઉપદ્રવને કારણે પાલનપુર રાજ્યના ચિત્રાસણી ગામથી સંઘને પાછા ફરવું પડેલું.

તેમના જીવનની ખાસ ઘટનાઓના સંબંધમાં તો થોડીક જ બીના જાણવાને મળે છે. સં. ૧૮૭૧ નું ચાતુર્માસ તેમણે સુરતમાં કરેલું. એ વખતે જતિઓએ અમુક તિથિવાદને અંગે ઝઘડો ઉભો કરેલો અને એમાં જતિઓ કોર્ટ સુધી પણ પહોંચેલા; પરંતુ તેમાં જતિઓ ફાવી શકયા નહિ. આ ઝઘડાની વિશેષ વિગતો જાણવામાં આવી નથી.

સં. ૧૮૭૮માં સાણંદના સ્થાનકવાસી આગેવાનોએ અમદાવાદના શ્રીમાળી શ્રાવકો સામે લગભગ ૧૪૦૦૦ની અરજીઓ કરેલી અને અમદાવાદની વીસા શ્રીમાળીની નાત ઉપર દાવો પણ માંડેલો. આ દાવામાં સંવિજ્ઞપાક્ષિક અને

સ્થાનકવાસી સાધુઓને સંડોવવામાં આવેલા. સ્થાનકવાસીઓ સાથેની ચર્ચામાં પંડિતપ્રવર શ્રી વીરવિજયજીએ જીત મેળવેલી. એ વખતે તેમણે જે યુક્તિઓ અને પ્રમાણો રજૂ કરેલાં, એથી ન્યાયાધીશ અને બીજાઓ પૂ. પં. શ્રી વીરવિજયજી પ્રત્યે ખૂબ આદરભાવવાળા બન્યા હતા.

મુંબઈના સુપ્રસિદ્ધ વ્યાપારી અને દાનવીર શેઠ શ્રી મોતીશાએ શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર નવી ટુંક બંધાવીને સં. ૧૮૯૩માં જે શ્રી અંજનશલાકાનો મહોત્સવ કર્યો તેમાં તથા અમદાવાદમાં શેઠ હઠીસીંગ કેસરીસીંગે દીલ્હી દરવાજા બહાર બાવન જિનાલયી દેવાલય બંધાવ્યું તેનો સં. ૧૯૦૩ માં શ્રી અંજનશલાકાનો મહોત્સવ કર્યો તેમાં–બન્નેય મહોત્સવોના પ્રતિષ્ઠાવિધિમાં પૂ. પં. શ્રી વીરવિજયજી અગ્રેસર હતા. બન્નેય મહોત્સવો તેઓશ્રીની દોરવણી નીચે ઉજવાયા હતા.

સં. ૧૯૦૫માં, અમદાવાદના નગરશેઠ હીમાભાઈ જીવતાં તેમના સુપુત્ર શેઠ પ્રેમાભાઈએ શ્રી સિદ્ધાચલજી અને શ્રી ગિરિનારજી તીર્થનો સંઘ કાઢયો, ત્યારે પણ પૂ. શ્રી વીરવિજયજીને આગ્રહભરી વિનંતિ કરીને સાથે લઈ જવામાં આવ્યા હતા. આવા પ્રસંગોનાં સ્મરણો રૂપ કાવ્યો પણ પૂ. શ્રી વીરવિજયજીએ રચ્યાં છે.

પૂ. પંડિતપ્રવર શ્રીમદ્ વીરવિજયજી મહારાજ સં. ૧૯૦૮ ના ભાદરવા વદિ ૩ ગુરૂવારે પાછલા પહોરે સ્વર્ગવાસી થયા. મહિના–દોઢ મહિના પહેલાં માંદગીની શરૂઆત થયેલી અને તે વખતે સારવાર કરવામાં કશી જ કચાશ શ્રાવકસંઘે રાખેલી નહિ, પણ જયાં આયુષ્યકર્મ જ ખતમ થયું હોય, ત્યાં ઉપાયો નિરર્થક છે. વહેલા યા મોડા, પણ જે કોઈ જન્મ્યા તે મર-

વાના એ નિશ્ચિત વાત છે. તેમના અવસાનના સમાચાર ફેલાતાં આખા અમદાવાદ શહેરમાં ગમગીની પ્રસરી ગઈ. સદ્ગુરૂનો પોતાને થયેલો જે વિરહ–તેણે એકદમ આઘાત ઉત્પન્ન કર્યો, પણ એ જે જાતિના મૃત્યુને પામ્યા હતા, તેનો વિચાર કરતાં લોકો તેમના મૃત શરીરનાં દર્શન કરવાનેય ટોળાબંધ આવવા લાગ્યા. તેમના ભક્તોએ તાસથી મઢેલી આકર્ષક શિબિકા તૈયાર કરાવી, તેમાં સ્વર્ગસ્થના મૃત દેહને પધરાવ્યો. એ વખતે ખૂદ સેશન્સ કૉર્ટના ન્યાયાધીશ પણ આવી પહોંચ્યા હતા. ધુપના ગોટેગોટાથી ચોમેર સુગન્ધમય વાયુ બની ગયો હતો અને ઉત્સાહભેર છૂટે હાથે નાણું આદિનું દાન દેવાતું હતું. મૃત દેહને બાળવા માટે ચિતા પણ ચંદન–કાષ્ઠની તૈયાર કરાવાએલી.

આ નિમિત્તે સારાય અમદાવાદ શહેરે પાખી પાળી હતી. એટલું જ નહિ, પરન્તુ ત્યારથી સ્વર્ગગમનની દરેક વાર્ષિક તિથિએ સારાય અમદાવાદમાં પાખી પાળવાનું શરૂ થયું અને અદ્યાપિપર્યન્ત તે પળાય છે. ભઠ્ઠીની પોળના શ્રી વીરના ઉપાશ્રયે તે દિવસે અનેક માણસો તપશ્ચર્યા સહિત પૌષધ કરે છે અને સ્વ. ગુરૂઓના જીવનને સાંભળે છે. બીજે દિવસે પૂજા ભણાવીને સર્વ પોષાતીઓને જમાડવામાં આવે છે.

સ્વ. પંડિતપ્રવર શ્રી વીરવિજયજી પ્રતિની ભક્તિથી પ્રેરાઈને, તેમના ભક્તોએ ભઠ્ઠીની પોળના ઉપાશ્રયની વાડીમાં એક દેરી બંધાવી, તેમાં સ્વ.નાં પગલાંને સં. ૧૯૦૯ના મહા સુદિ ૬ ના દિને પ્રતિષ્ઠિત કર્યાં છે અને દરેક વાર્ષિક તિથિએ તો ખાસ કરીને ત્યાં આંગી રચાવવામાં આવે છે.

હવે તેઓશ્રીની કૃતિઓ વિષે વિચારીએ. શાસનપ્રેમી તરીકે પંકાતો વર્ગ તો તેઓશ્રીની કૃતિઓ પ્રતિ આદરભાવ ધરાવે જ છે, પણ આજના સુધારક ગણાતાઓ પણ તેઓશ્રીની કૃતિઓની મુક્તકંઠે પ્રશંસા કર્યા વિના રહી શકતા નથી. સોલીસીટર મો. ગી. કાપડીઆએ ગુજરાતી સાહિત્ય સંમેલનના બારમા અધિવેશનમાં 'પંડિત શ્રી વીરવિજય' એ મથાળાવાળો એક નિબંધ લખી મોકલ્યો હતો. તે ગુજરાતી સાહિત્ય સંમેલન તરફથી પ્રગટ થયો છે. મજકુર નિબંધમાં પૂ. પંડિતપ્રવર શ્રીમદ્ વીરવિજયજીની ટૂંક જીવન-રેખા આપ્યા બાદ, તેમના કવિત્વ વિષે અને તેમની કૃતિઓ વિષે જે જણાવવામાં આવ્યું છે, તે વાંચકોને માટે વધુ અસરકારક નિવડશે એમ ધારીને, આ નીચે અક્ષરશઃ આપવામાં આવે છે.

## શ્રી વીરવિજય કવિ તરીકે

કવિ તરીકે ગુર્જર કવિઓમાં શ્રી વીરવિજયનું અનોખું સ્થાન છે. એમની કૃતિમાં અસાધારણ ચમત્કાર છે. એમના પ્રત્યેક કાવ્યમાં માધુર્ય ઠાંસી ઠાંસીને ભરેલું છે. એમની કૃતિમાં ઝડઝમક અને અલંકારો પ્રત્યેક પંક્તિમાં છે. એમના કાવ્યમાં મીઠાશ અને શબ્દઔચિત્ય એટલાં સુંદર છે કે એક વાર એમનું કાવ્ય વાંચ્યા પછી કાનમાં એનું ગુંજન થયા કરે છે. એમના શબ્દાલંકાર અને અર્થાલંકાર અતિ ઉચ્ચ પ્રકારના છે. એમની ભાષામાં ભાવ છે, આર્દ્રતા છે, વ્યવહારનું પોષણ છે. એમના કાવ્યની ગેયતા અતિ સુસ્પષ્ટ છે. એમની પ્રત્યેક ઢાળો ગુર્જરીને કંઠે અત્યાર સુધી વહે છે. એમના કાવ્યની મીમાંસા કરવામાં ખૂબ આનંદ આવે તેવું છે.

એક બાબત અહીં સ્પષ્ટ કરવી ખાસ પ્રસ્તુત છે. પ્રાચીન કાવ્યો પર ચર્ચા થાય છે ત્યારે જૈન સાહિત્યને કાં તો ધાર્મિક સાહિત્યની

કક્ષામાં મૂકી અથવા એકદેશીય ગણી તેની ઉપેક્ષા કરવામાં આવે છે. આ ઉપેક્ષાને પરિણામે ઘણો ગેરઇન્સાફ જૈન સાહિત્યને થયો છે. એ વાત જરા વિસ્તારથી કહેવા જેવી છે.

પ્રથમ દૃષ્ટિએ જોતાં જણાશે કે ગુર્જર પ્રાચીન સાહિત્ય બહુધા ધાર્મિક ભૂમિકામાંથી ઉદ્‌ભવ પામેલ છે. આપણે પ્રેમાનંદનું સાહિત્ય જોઈએ કે નરસિંહ મ્હેતાનું સાહિત્ય જોઈએ કે અન્ય કોઈ પ્રાચીન ગુર્જર કવિનું સાહિત્ય જોઈએ તો તેમાં ધાર્મિકનું ચરિત્ર કે ધર્મ-ભાવના જરૂર હશે. એથી કોઈ સાહિત્ય ઉપેક્ષવા યોગ્ય થવું ન ઘટે. મુદ્દો એ છે કે પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ધર્મભાવનાનુંજ એકંદરે પોષણ છે. જૈન સાહિત્યકારોએ દરેક કથાને કે રાસને જૈન આકાર આપ્યો છે, પણ તમે જો કોઈ પણ રાસ સાદ્યંત વાંચશો તો તેમાં નેવું ટકા તો અદ્‌ભુત કથા કે નવલકથા ( Romance ) જેવો જ ભાવ દેખાશે. પ્રસ્તુત વીરવિજયનો કોઈ પણ રાસ વાંચતાં જણાશે કે એમાં એક કેન્દ્રસ્થાન વિચાર તો ધર્મભાવનાનો જરૂર હશે, પણ પ્રસ્તાવિક પ્રસંગો, વર્ણનો અને ચરિત્રાદર્શ સામાન્ય જનતાને સમજાય તેવા અને બહુ મુદ્દાસરના હશે.

કહેવાનો મુદ્દો એ છે કે પ્રાચીન જૈન સાહિત્યને ધાર્મિક કે એકદેશીય ગણી તેની ઉપેક્ષા કરવામાં આવી છે. એથી જનતા એ અતિ સુંદર સાહિત્યના લાભથી વંચિત રહી છે. એમાં જૈનોને નુકશાન થાય, તે કરતાં સમસ્ત જનતાને ઘણી હાનિ પહોંચે છે એ નજરે એ સવાલની ચર્ચા થવી ઘટે છે.

## કવિત્વ સાથે વ્યવહારકૌશલ્ય

શ્રી વીરવિજય કવિમાં વ્યવહારકુશળતા કેટલી હતી તે તેમની કૃતિઓમાં તેમણે કરેલ વ્યવહારના પોષણથી જણાય છે. એમણે એમની કૃતિઓમાં નીતિનાં સામાન્ય અને ઉચ્ચ ધોરણો બહુ સ્પષ્ટ રીતે અને આકર્ષક શબ્દોમાં આપ્યા છે. તેઓશ્રીની હિતશિક્ષા છત્રીશી સુ-

પ્રસિદ્ધ છે. જુની વાંચનમાળાની છઠ્ઠી ચોપડીમાં તેનો કેટલોક ભાગ આપ્યો હતો.

સાંભળજો સજ્જન નર નારી, હેત શિખામણ સારીજી;
રીસ કરે દેતાં શિખામણ, ભાગ્ય દશા પરવારી.
સુણજો સજ્જનો રે.

પછી એ છત્રીસીમાં અનેક વ્યવહારૂ શિખામણો ચીતરી છે.

બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહીએજી.

× × × ×

વશે ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએજી.

× × × ×

બે હાથે માથું નવ ખણીએ, કાન નવ ખોતરીએજી.

× × × ×

ભોંય ચિતામણ નાગો સુવે, તેને લક્ષ્મી છોડેજી.

વ્યવહાર–દક્ષતાના પ્રસંગોનો એમના પ્રત્યેક રાસમાં પાર નથી. આ વાતને વધારે અગત્ય આપવાનું કારણ એ છે કે અત્યાર સુધી જનતામાં એવી માન્યતા પ્રચલિત થઈ ગઈ છે કે જૈન કૃતિઓમાં ધર્મની જ વાત હોય છે. આ હકીકત જૈન કૃતિને અવલોકવાની ઉપેક્ષા-માંથી જ ઉદ્‌ભવેલ છે. લગભગ પ્રત્યેક ગુજરાતી જૈન કૃતિ વ્યવહાર-કુશળ મનુષ્યોએ રચેલ છે. એમાં ન્યાય અને સત્યના પાલનાને, નીતિ અને વ્યવહારની પોષણાને ખાસ સ્થાન આપવામાં આવ્યું હોય છે. સંસારનો ત્યાગ કરવા છતાં એમની કૃતિઓ એવી વ્યવહારમય હોય છે કે ઘણીવાર શ્રોતાને આશ્ચર્યમુગ્ધ કરી નાખે છે. વ્યવહારથી પર થનાર પ્રાણી ઘણીવાર વ્યવહારને અનોખાં દષ્ટિબિન્દુઓએથી ઓળખી શકે છે.

આ સત્ય કવિ વીરવિજયના સંબંધમાં તો કોઈ પણ પ્રકારના વિરોધના ભય વગર કહી શકાય તેમ છે. તેમના રાસ અને ઉપદેશ-ગ્રંથોમાં વ્યવહારને અતિ ઉચ્ચ કક્ષામાં બતાવેલ છે. એનાં દષ્ટાંતો

આપવા બેસીએ તો અનેક ગ્રંથો ભરાય તેટલી મોટી તેની સંખ્યા થાય તેમ છે.

એમની વ્યવહારકુશળતા તેમણે અતિ ઉંડા પ્રવચન પ્રસંગમાં પણ વારંવાર આણેલ છે. એમણે ચોસઠ પ્રકારી પૂજા રચી છે ત્યાં આ પ્રાણી બાજી ભૂલ્યો છે એવી વીતક વાર્તા તેની પાસે ભગવાન સમક્ષ કબૂલ કરાવે છે. ત્યાં ભગવાન પાસે એક પ્રસંગે તે કહે છેઃ—

નૈગમ એક નારી ધૂતી પણ, ઘેબર ભૂખ ન ભાંગી;
જમી જમાઈ પાછો વળિયો, જ્ઞાન દશા તવ જાગી. **ભૂલ્યો બાજી ૩.**

અહીં વ્યવહાર સમજાવવા એક પ્રચલિત આખ્યાયિકાનો ઉપયોગ કર્યો છે. નૈગમ એટલે એક વાણીઓ હતો. તેને ઘેબર ખાવાની ખૂબ હોંશ હતી. પણ તેને તેનો યોગ થતો નહોતો. એક દિવસ તેણે એક સ્ત્રીને છેતરી અને એવા અપ્રમાણિક ધનથી પોતાને માટે ઘેબર તૈયાર કરાવ્યાં. પોતે સ્નાન કરવા ગયો, દરમ્યાન ઘેર જમાઈ આવ્યો. સાસુએ જમાઈ ને ઘેબર ખવરાવી દીધા. જમાઈ સામો મળ્યો. વાણીઓ સમજ્યો કે પોતાના પ્રારબ્ધમાં ઘેબર નથી. તેને ઘેબર ખાવા ન મળ્યાં. અહિં અપ્રમાણિકપણે પ્રાપ્ત કરેલ ધન અને અંતરાય કર્મનો એવો સુંદર સહયોગ કર્યો છે કે વાંચનારને ખરેખર આનંદ પ્રાપ્ત થાય.

કહેવાની વાત એ છે કે અતિ નાજુક શાસ્ત્રપ્રસંગો ચિતરતાં પણ એમણે વ્યવહાર વિસાર્યો નથી. પંચોપાખ્યાનની તથા ચાલુ કથાઓ, આખ્યાયિકાઓ અને દૃષ્ટાંતોનો પૂરતો ઉપયોગ કર્યો છે અને સાંભળનારને બોધ થાય તે રીતે વિશુદ્ધ વ્યવહારને પોષ્યો છે.

## કવિની કાવ્યકૃતિઓ

### રાસો

#### (૧) સુરસુંદરીનો રાસ (મુદ્રિત)

આ રાસ વીરવિજયની યુવાનવયની કૃતિઓમાંનો એક છે. એ રાસ તેઓશ્રીએ અમદાવાદમાં સં. ૧૮૫૭ના શ્રાવણ શુદિ ૪ ગુરૂવારે પુરો કર્યો તે વખતે તેમનું વય માત્ર ૨૮ વર્ષનું હતું. એ કૃતિમાં

પદલાલિત્ય અને વર્ણનશૈલી ખૂબ સુંદર છે. એ રાસમાં નવે રસનું પોષણ છે. એ કૃતિ જોતાં કવિનું કવિત્વ ઝળકતું, વિકસતું અને યુવાનીનો થનગનાટ કરતું દેખાય છે.

## (૨) ધમ્મિલનો રાસ (મુદ્રિત)

કાવ્ય ચમત્કૃતિનો આ નમુનો સંવત ૧૮૯૬ના શ્રાવણ શુદ ત્રીજે પૂરો કર્યો. **નિયમ** લેવાથી કેટલાક લાભ થાય છે તે બતાવતું એ અદ્દભુત ચરિત્ર છે. તેની અંતર્ગત **અગડદત્ત** મુનિનું ચરિત્ર ખરેખર એક અદ્દભુત કથા (romance) છે અને તે ચરિત્રનાયકના મુખમાંજ મૂકવામાં આવ્યું છે. આ રાસનો અડધો ભાગ આ ચરિત્ર લે છે. આ રાસની પ્રશસ્તિમાં એણે ઇતિહાસ-વંશવેલી વર્ણવેલી છે. એ પ્રશસ્તિ અને હવે પછી કહેવાના ચંદ્રશેખરના રાસની પ્રશસ્તિનો ઐતિહાસિક વિભાગ એક સરખો હોવાથી અહીં તે ઉતારી લઈએ:—

તપગચ્છ કાનન કલ્પતરૂ સમ, વિજયદેવસૂરિરાયાજી,
નામ દશો દિશ જેહનું ચાવું, ગુણીજનવૃંદે ગાયાજી;
વિજયસિંહસૂરિ તસ પટધર, કુમતિ મતંગજ સિંહોજી,
તાસ શિષ્ય સૂરિ પદવી લાયક, લક્ષણલક્ષિત દેહોજી.

સંઘ ચતુર્વિધ દેશ વિદેશી, મળિયા તિહાં સંકેતેજી,
વિવિધ મહોત્સવ કરતાં દેખી, નિજ સૂરિપદને હેતેજી;
પ્રાયઃ શિથિલ મુનિ બહુ દેખી, મન વૈરાગ્યે વાસીજી,
સૂરિવર આગે વિનય વિરાગે, ચિત્તની વાત પ્રકાશીજી.

સૂરિ પદવી નથી લેવી સ્વામી, કરશું ક્રિયા ઉદ્ધારજી,
સૂરિ ભણે આ ગાદી છે તુમચી, તુમવશ ગણ અણગારજી;
એમ કહી સ્વર્ગ સીધાવ્યા સૂરિવર, સંઘને વાત સુણાવીજી,
સત્યવિજય પંન્યાસની આણા, મુનિગણમાં વરતાવીજી.

સંઘની સાથે તેણે નિજ હાથે, વિજયપ્રભસૂરિ થાપીજી,
ગચ્છનિશ્રાએ ઉગ્રવિહારી, સંવેગ તણા ગુણ વ્યાપીજી;

રંગીત વસ્ત્ર લહી જગ વંદે, ચૈત્ય ધ્વજાએ લક્ષીજી,
સૂરિ પાઠક રહે સન્મુખ ઉભા, વાચક જસ તસ પક્ષીજી.
મુનિ સંવેગી, ગૃહી નિર્વેદી, ત્રીજો સંવેગ પાખીજી,
મુક્તિમાર્ગ એ ત્રણે કહીએ, જિહાં સિદ્ધાંત છે સાખીજી;
આર્ય સુહસ્તિસૂરિ જેમ વંદે, આર્ય મહાગિરિ દેખીજી,
દો તીન પાટ રહી મર્યાદા, પણ કળિયુગ વિશેખીજી.

આખા રાસમાં અલંકારો બન્ને પ્રકારના ખૂબ આવ્યા છે. શબ્દાલંકાર તો પ્રત્યેક પાદમાં છે અને અર્થાલંકારનો પાર નથી. એમાં આડકથાઓ, આખ્યાયિકાઓ, સુભાષિતો અને પૂર્વદંતકથાના પાત્રોનાં નામોલ્લેખોનો પાર નથી. એની ઉપમાઓ તાદૃશ્ય અને હૃદયંગમ છે. એની ગેયતા શ્રુતિને આનંદ આપનાર છે. એમાં વ્યાજોક્તિ અને ઝડઝમકનો પાર નથી અને એ ગાતાં રોમાંચ ખડાં થાય તેવી પદ્ધતિ જાળવી રાખી છે. આખો રાસ એવી પદ્ધતિએ બનાવ્યો છે કે ગમે ત્યાં અટકવામાં આવે તો બીજે દિવસે શ્રોતાને આકર્ષાઇને આવવું જ પડે. એ રાસ લગભગ અર્વાચીન ગુર્જર ગિરામાં છે અને ખાસ વાંચવા લાયક છે. એના છાપેલ પુસ્તકના પૃષ્ટ ૩૪૩ છે અને એની શ્લોક સંખ્યા ૩૭૦૦ ઉપર છે. એના ૭ વિભાગ (ખંડ) પાડવામાં આવ્યા છે. એમાં દરેક ખંડમાં અનુક્રમે ૧૩, ૧૦, ૧૫, ૧૩, ૧૧, અને ૧૦ ઢાળો છે. પ્રત્યેક ઢાળના પ્રારંભમાં દુહા આવે છે જેની સંખ્યા સરેરાશ દશની હોય છે. પ્રત્યેક ઢાળ ચાલુ ગુજરાતી ગરબા રાગમાં ગાઈ શકાય છે.

(૩) **ચંદ્રશેખરનો રાસ**—આ કવિરાજની છેલ્લી રાસપ્રસાદી છે. એ રાસ સંવત ૧૯૦૨માં વિજયાદશમીને દિવસે રાજનગરમાં પૂરો કર્યો. એનો વિષય "મુનિદાન"ના મહિમાનો છે. એનો કેંદ્રસ્થ વિચાર **ન્યાયોપાર્જિત દ્રવ્યથી કરેલાં દાનનો** છે. એમાં અંતરકથાઓ ઘણી છે. ચિત્રસેન પદ્માવતીનું ચરિત્ર અને શીલવતી ચરિત્ર ત્રીજા ખંડમાં છે. ચોથા ખંડમાં જયરથ રાજાનું સ્ત્રીચરિત્રદર્શક ચરિત્ર, તેજ ખંડમાં

વીરસેન મંત્રીનું સ્ત્રીચરિત્રદર્શક ચરિત્ર અને લોભ પર શૃંગદત્ત શેઠનું ચરિત્ર ખાસ બોધક છે અને કવિત્વના નમૂનાઓ પૂરા પાડે છે. એના ચાર ખંડ પાડવામાં આવ્યા છે. કુલ ગાથા ૨૨૪૩ છે અને પ્રત્યેક ખંડમાં અનુક્રમે ૩, ૧૧, ૧૭ અને ૨૦ ઢાળો છે. આ રાસ દુનિયાના અનુભવને અંતે લખાયેલો હોવાથી કવિએ તેમાં ખૂબ દક્ષતા બતાવી છે. વ્યવહાર અને ધર્મનું એમાં અદ્દભુત ઐક્ય કર્યું છે અને ત્યાગ ધર્મની શરૂઆત દાનથી થાય છે તે વાત અનેક રીતે વૈજ્ઞાનિક પદ્ધતિએ પણ વ્યવહારૂ રીતે બતાવી છે. આબાલવૃદ્ધ સર્વને આનંદ થાય તેવો કથારસ તેમાં જમાવ્યો છે અને રાસ હાથમાં લીધા પછી પૂરો કર્યા વગર છોડી શકાય નહિ તેવો રસ તેમાં જમાવી તેને સાર્વત્રિક કર્યો છે. આખો રાસ વાંચતાં એક પણ સ્થાને કંટાળો આવે તેમ નથી અને એક એક ચિત્ર હૃદય પર લાક્ષણિક અસર કરે એવી ભવ્ય રચના કરીને બહુ સુંદર કૃતિ જીવનના છેવટના ભાગમાં કવિશ્રીએ પ્રગટ કરી છે.

રાસસાહિત્યનો જે યુગ જૈન કવિઓમાં ચાલ્યો તેની આ છેવટની કૃતિ લગભગ કહી શકાય. વિક્રમની વીશમી શતાબ્દિની શરૂઆતની આ કલાકૃતિ રાસસાહિત્યનો છેલ્લો શબ્દ છે એમ કહી શકાય. ત્યાર પછી કોઈ મહત્ત્વનો રાસ બન્યો હોય એમ જાણવામાં નથી. આ રાસમાં પરિભાષા લગભગ નવીન છે એટલે નર્મદ-દલપત યુગની ઉષા એની ભાષામાં દેખાય છે અને એના રસની જમાવટ અનિર્વચનીય હોઈ, એનાં વર્ણનો અસરકારક છે, એનું શબ્દગાંભીર્ય શૌર્યમય છે, એનો રસપ્રવાહ અવિહત છે અને એમાં અનુપ્રાસ કાવ્યોના સુપ્રસિદ્ધ નિયમોને અનુસરનારા છે.

કવિના કવિત્વના ખાસ ચુંટેલા ફકરા એ રાસના જોઈ જઈએ : વારાંગનાવર્ણન ( ધમ્મિલ રાસ, પ્રથમ ખંડ, ચોથી ઢાળ ).

ચતુર ચિત્રામણ ચાતુરે, ચિતરી ચિત્રશાળી;
ચમકે નર ચિત્ત ચિંતવી, ચતુરા ચરચાળી. ૧

વિનયવતી વારાંગના, વચને વીંધાણો;
વિકસિત વનજ વનાશ્રયે, અલિ જ્યું લપટાણો. ૨

વિકસ્યો કુંવર વિહાયસે, વચ્ચે વીજળી ભાળી;
લલિત લીલાવતી લીલમાં, લાધી લટકાળી. ૩

લાંબી વેણુ વિલોકીને, ભૂમિ ભોરિંગ પેઠો;
લંક કટિતટ કેસરી, વનમાં જઈ બેઠો. ૪

પાની ચરણ સુકુમાળતા, જળે કમળ તે દેખી;
રંભા લઘુ ઉંચી ગઈ, જુએ સુર અનિમેખી. ૫

દળમંડળ ગજરાજ છે, સોહે રાજદુવાર;
પણ નબળો એક લક્ષણે, નાખે શિર છાર. ૬

દંતતણો ચુડો કીઓ, હૈયે મોતીનો હાર;
હસ્તિગતિ હરી નારીએ, દુઃખભર ધરે છાર. ૭

ધરી શણગાર વિનોદીની, કહે વાત વિલાસી;
મોહની મંત્ર મિષે ઘડી, ઘાતે ઈહાં વાસી. ૮

કુંઅર તે દેખી મોહીઓ, નવે નિત્ય શણગાર;
પંચ વિષય સુખ ભોગમાં, ભુલ્યો ઘરબાર. ૯

\+ \+ \+ \+

પોતાની પસંદગીથી ધમ્મિલકુમાર યશોમતીને પરણ્યો. લગ્ન થયા પછી થોડો વખત સાંસારિક સુખ ભોગવ્યું, પછી આધ્યાત્મિક રસમાં પડ્યો. તેનું વર્ણન, તેનાં રૂપક ખૂબ સરસ છે. (સદર રાસ ૧. ૨.)

વર આવાસે વસિયાં પ્રીતે રે, સુખ ભોગવતાં સ્વર્ગની રીતે રે;
કેતા દિન રસ સુખભર જાતાં રે, પુણ્યાર્થી ધમ્મિલ ધર્મે રાતા રે. ૪

અધ્યાત્મ રસ ભણવા માંડે રે, પુસ્તક હાથ થકી નવી છાંડે રે;
સાધર્મીશું બેઠક ભેળી રે, પોસહ પડિક્કમણાની ટોળી રે. ૫

વણિજ ક્રિયા જુદો વ્યવહાર રે, મોહની જાળ યશોમતી નાર રે;
તે સઘળો કીધો પરિહાર રે, આતમધ્યાની હુઆ વ્રતધાર રે. ૬

નારી વંછે વનજળક્રીડા રે, કુંવર કહે એકેંદ્રિય પીડા રે;
સા કહે ચાલો આજે ઉજાણી રે, કુંવર કહે નહિ એ જિનવાણી રે. ૭

છે તે ભેળા ખટરસ પાક રે, આજ નવી ધાર્યાં ઘૃત શાક રે;
વંછે સા કનકાવલી હાર રે, લ્યો માળાને ગણો નવકાર રે. ૮

વહેપારી આવે ઘરબાર રે, બોલાવે ભોળા અણગાર રે;
પુછે સખીઓ યશોમતી કેમ રે, પ્રીતમ તુજ પાળે છે પ્રેમ રે. ૯

બોલે સા મુજ પીયુ સંયોગ રે, પારવતી ને શંકર યોગ છે;
જબ ચાહે સા ભોજન ભાવે રે, આકતણાં ફળ શિવ મંગાવે રે. ૧૦

સામગ્રી સંભોગની ધ્યાવે રે, તવ એક પાદે જોગ ધરાવે રે;
અંગે ચાહે જબ શણગાર રે, તવ આપે પન્નગ બે ચાર રે. ૧૧

ચાહે વિલેપન ભસ્મ ચઢાવે રે, ગીત ગાન સૂર ગાલ બજાવે રે;
વાહન વેળા સાંઢ પ્રમાણુ રે, મંદિર માગે વસે સમશાન રે. ૧૨

પરનારી દેખીને રાચે રે, ભીલડી પુંઠે નાગો નાચે રે;
ધરી અર્ધાંગ હૃદયથી ઉવેખી રે, એ વર ગોરી અમર તે દેખી રે. ૧૩

યાગ ઘણા જન ઘર ઘુમાવે રે, રહો રહો ગૌરી મા કહી ગાવે રે;
પણ પતિ દેખી મન લજાવે રે, કુપે પડતી દુઃખ સમાવે રે. ૧૪

એ લંબાણુ ટાંચણમાં વિશિષ્ટ નિરૂપણ છે અને વાંચતાં આહ્‌લાદ થાય તેવું છે. એમાં અનેક અલંકારો છે. એ શબ્દાલંકાર અને અર્થાલંકારનું ચિત્ર છે.

× × × ×

આલાનથી છૂટેલા મદમસ્ત હાથીનું વર્ણન. ભય, આશ્ચર્ય, વીરરસાત્મક વર્ણન. (૧. ૧૧).

દલમંડણ રિપુમંડણ, ગજ ગુણધામ છે હો લાલ કે, ગજ૦
હસ્તીઘટાયે પટાવત ચંપક નામ છે હો લાલ કે; ચંપક૦
તે મદભરીયો ધરીયો ન જાય મહાવતે રે લાલ, ન જાય૦
આલાનથંભ ઉમેળી, કરલી ભટ ધાવતે હો લાલ. કરલી૦ ૨

પાડંતો ઘર હાટ, ઈહાં હલકારશે હો લાલ, ઈહાં૦
નાસો લેઈ જીવ, તુરંગને પાડશે હો લાલ; તુરંગને૦
એમ કહેતાં તેણી વાર, સુભટ ભાલાં ધર્યાં હો લાલ, સુભટ૦
પાસત નાસત ત્રાસત, ચાકર ઠાકરા હો લાલ કે. ચાકર૦ ૩

ગર્જિત ઉર્જિત સૂંઢ, પ્રચંડ ઉલાળતો હો લાલ, પ્રચંડ૦
ગતિ વિરોલ પ્રભંજન, ધૂળ ઉછાળતો હો લાલ કે; ધૂળ૦
પ્રાવૃટ અંભોદ સોદર, કાળો વારણો હો લાલ કે, કાળો૦
અગ્નિ ધમ્યું જેમ તામ્ર, રતાંશે ભીષણો હો લાલ. રતાંશે૦ ૪

સાતે સ્તોત સ્રવંત, જલાશય દારૂણે હો લાલ, જલા૦
જંગમગિરિ નિઝરણ, ઝરંતા વારણે હો લાલ; ઝરંતા૦
પગ વિલગંતી, ખલંતી શૃંખલા હો લાલ, ખલંતી૦
બુંબારવ કરે લોક, ફીરંતા વેગળા હો લાલ. ફીરંતા૦ ૫

એજ રાસમાં વિરહીનું વર્ણન : ૨. ૧:, લડાઈનું હૃદયભેદક વર્ણન : ૨. ૪: વિગેરે પારવગરનાં શબ્દાલંકાર, અર્થાલંકાર અને જૂદાં જૂદાં રસાત્મક ચિત્રો છે.

## પૂજા સાહિત્ય

ધાર્મિક દિવસોમાં ધર્માનુષ્ઠાનના વિભાગ તરીકે જૈનોમાં પૂજા ભણાવવાનો રિવાજ છે. તે વખતે ખૂબ ઠાઠ કરવામાં આવે છે. પ્રાચીન પદ્ધતિમાં એ પૂજા ભણાવતી વખતે નરઘાં, સારંગી અને કાંસીનો ઉપયોગ થતો. કાંસીમાં ચલતી, હીંચ અને ઠાંસ ત્રણ પ્રકાર—આરોહ, અવરોહ અને પલટા સાથે થાય છે. પૂજા ભણાવનાર નિષ્ણાત હોય છે તો ભારે ઝુક જામે છે અને ગવરાવનાર અને ઝીલનાર બે પક્ષો એકરસ થઈ જાય છે. એ પદ્ધતિમાં દેશી રાગોને ખૂબ સ્થાન મળે છે. ગરબી ગરબાના રાગોનો આથી ખૂબ પ્રચાર જૈનોમાં ચાલ્યો હતો. એમાં ક્વચિત્ નૃત્ય પણ થાય છે. આ પ્રાચીન પદ્ધતિ નાનાં ગામોમાં હજુ પણ ચાલે છે. નોંધવાની વાત એ છે કે એમાં ગાવાનું કામ

પુરૂષો કરે છે, જ્યારે સ્ત્રીવર્ગ તો માત્ર સાંભળવાનું જ કામ કરે છે. ક્વચિત્ સ્ત્રીવર્ગ પૂજા ભણાવે છે ત્યારે પુરૂષવર્ગ હાજર રહેતો નથી.

અર્વાચીન પદ્ધતિમાં એજ પૂજાઓને અસલ રાગ કે રાગણીમાં હાર્મોનિયમ, ફીડલ, દીલરૂબામાં ગવરાવવાનો પ્રચાર વધતો જાય છે. એમાં નિષ્ણાત ગાયકો કામ કરે છે જ્યારે બાકીના હાજર રહેલા શ્રોતાનું કામ કરે છે.

કવિવર શ્રી વીરવિજયની પૂજામાં ભારે ચમત્કાર છે. એમનું શબ્દલાલિત્ય એટલું સુંદર છે કે એમની પૂજાઓ સાંભળ્યા પછી એ દિવસો સુધી કાનમાં ગુંજારવ કરે છે. એમણે પૂજા જેવા વિષયમાં વ્યવહાર અને તત્ત્વજ્ઞાનનું અજબ મિશ્રણ કર્યું છે. પૂજાની કૃતિઓમાં તેઓનું સ્થાન ઘણું વિશિષ્ટ છે અને નિર્વિવાદપણે પ્રથમ સ્થાન તેઓ લે છે. પૂજાઓની કૃતિઓ સોળમી શતાબ્દિથી શરૂ થઈ છે, પણ તે સર્વની ઉપર કળશ વીરવિજયજી કવિએ ઓગણીશમી સદીની આખરે ચઢાવ્યો છે. એમની પૂજાઓ નીચે પ્રમાણે છેઃ—

૧ **અષ્ટપ્રકારી પૂજા**—આ કૃતિ સં. ૧૮૫૮ના ભાદરવા સુદિ ૧૨ ને દિવસે પૂરી થઈ.

૨ **ચોસઠ પ્રકારી પૂજા**—આ કૃતિ સં. ૧૮૭૪ના વૈશાખ સુદિ ૩ ( અક્ષયતૃતીયા ) ને રોજ કવિરાજે પૂરી કરી એમ તેઓ કળશમાં જણાવે છે. એ કૃતિ અમદાવાદ ( રાજનગર ) માં કરી છે એમ જણાય છે. આ કૃતિમાં તત્ત્વજ્ઞાન અને વ્યવહારનું અસાધારણ સમીકરણ કવિએ કર્યું છે. કર્મ આઠ છે. ( જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય. )

આ કર્મોનું વિશિષ્ટ તત્ત્વજ્ઞાન આ પૂજામાં દાખલ કર્યું છે અને અત્યંત બારીક વિષયને હાથમાં રમતો અને કાનમાં ગાન કરતો કરી દીધો છે.

બીજી દરેક પૂજા એક દિવસ ભણાવવાની હોય છે. આ પૂજા આઠ દિવસની છે અને પ્રત્યેકમાં આઠ આઠ : અષ્ટપ્રકારી : પૂજા હોઈ કુલ એનાં ૬૪ ઢાળો-રાગો-લયો થાય છે.

**૩ પીસ્તાળીશ આગમની પૂજા**—આ પૂજા સંવત ૧૮૮૧ના માગશર શુદિ અગિયારશે પૂરી કરી છે. આ પૂજામાં જ્ઞાનાધિકાર છે. એમાં પ્રથમ ચૌદ પૂર્વનું વર્ણન છે. પછી ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૧૦ પયન્ના, ૬ છેદસૂત્ર, ૪ મૂળસૂત્ર, અનુયોગદ્વાર, નંદીસૂત્ર મળીને પીસ્તાળીશ જૈનસૂત્રો-આગમો થાય છે તેનું લાક્ષણિક વર્ણન કર્યું છે. આઠ પૂજા છે. દરેકમાં ઢાળ અને ગીત છે. સર્વ રાગો દેશીના છે. એમાં પણ કાવ્યચાતુર્ય તો પ્રત્યેક ઢાળ અને ગીતમાં ભર્યું છે.

**૪ નવાણું પ્રકારી પૂજા**—આ કલાકૃતિ સંવત ૧૮૮૪ના ચૈત્ર શુદિ ૧૫ મે પૂર્ણ થઈ છે. એમાં સૌરાષ્ટ્રમાં આવેલા સુપ્રસિદ્ધ શત્રુંજયગિરિનું વર્ણન છે. એની ૧૧ પૂજા છે. એ અત્યારે પૂજા દેશી ઢાળમાં છે. આખી પૂજા મસ્ત છે અને સાંભળતાં કે ગાતાં ખૂબ આહ્લાદ આપે તેવી છે. તેમાં શત્રુંજયનાં ૯૯ નામો પૈકી દરેક પૂજામાં નવ નવ નામો આપ્યાં છે, અને પ્રત્યેક પૂજાના દુહાઓ જૈન જનતામાં ઘરગથ્થુ થયેલા છે.

**(૫) બાર વ્રતની પૂજા**—આ કૃતિ સંવત ૧૮૮૭ની દિવાળી (આસો વદિ અમાસ)ને રોજ પૂરી થઈ છે. જૈનધર્મના નીતિ-વિભાગમાં-વર્તનવિભાગમાં સાધુધર્મ અને શ્રાવકધર્મ એવા બે વિભાગ છે. શ્રાવક (Lamen Jains)ને બાર વ્રત લેવાનાં હોય છે એમાં પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત હોય છે. એમાં વર્તનના માનસિક, વાચિક અને કાયિક સર્વ પ્રકારો, ત્યાગ અને સંયમ અનેક પ્રકારે આવે છે. આવા શુષ્ક વિષયને કવિએ સુંદર રાગ-રાગણીમાં ગુંથી ખૂબ રસદાર બનાવ્યો છે. આમાં તેર પૂજા છે. એમાં અનેક સ્થાને કવિએ ખૂબ ઉચ્ચ ઉડ્ડયન કર્યું છે. દરેક પ્રસંગને ખૂબ સંસ્કારવાળો કર્યો છે.

**૬ પંચકલ્યાણકની પૂજા**—પૂજાની કૃતિમાં આ સર્વથી છેલ્લી જણાય છે. એ સંવત ૧૮૮૯ના વૈશાખ શુદિ ત્રીજ (અખાત્રીજ)ને રોજ પૂર્ણ થઈ છે.

દરેક તીર્થંકરને અંગે પાંચ મહાન પ્રસંગો હોય છેઃ (૧) માતાની કુક્ષીમાં આવવું–ચ્યવન, (૨) જન્મસમય, (૩) દીક્ષાનો પ્રસંગ, (૪) સંપૂર્ણ જ્ઞાન-કૈવલ્યપ્રાપ્તિ અને (૫) મોક્ષગમન. આ પૂજામાં ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથને અંગે આ પાંચે પ્રસંગો–કલ્યાણકો કવિએ અદ્‌ભુત ચાતુર્યથી વર્ણવ્યા છે. કવિની સર્વ પૂજામાં આ પૂજા અગ્ર સ્થાને છે. આખી પૂજા ન ભૂલાય તેવી ગાજતી શબ્દચિત્રાવલીનો નમૂનો છે. પ્રત્યેક પ્રસંગ ખૂબ ઝળકાવ્યો છે. કુલ આઠ પૂજા છે. ચ્યવન કલ્યાણકમાં વસંતને લલકારે છેઃ–

રૂડો માસ વસંત ફળી વનરાજી રે, રાયણ ને સહકાર વાલા,
કેતકી જાઈ ને માલતી રે, ભ્રમર કરે ઝંકાર વાલા,
કોયલ મદભર ટહુકતી રે, બેઠી આંબાડાળ વાલા;
હંસ યુગલ જળ ઝીલતાં રે, વિમળ સરોવર પાળ વાલા,
મંદ પવનની લહેરમાં રે, માતા સુપન નિહાળ વાલા.
(૨–૧)

પછી ચૌદ સ્વપ્નનું વેધક વર્ણન કર્યું છે. પછીની બે પૂજામાં જન્મમહોત્સવ સારી રીતે વર્ણવ્યો છે. પાર્શ્વનાથ અને કમઠ યોગીનો સંવાદ પણ પાંચમી પૂજામાં ખૂબ દીપાવ્યો છે અને તેવું જ સુંદર વર્ણન સાતમી પૂજામાં કમઠના ઉપસર્ગનું કર્યું છે. પછી આઠમી પૂજામાં રસરંગની જમાવટ થાય છે—

રંગ રસીયા રંગ રસ બન્યો, મનમોહનજી;
કોઈ આગળ નવિ કહેવાય, મનડું મોહ્યું રે મનમોહનજી;
વેધકતા વેધ લહે મન૦ બીજા બેઠા વા ખાય. મનડું૦ ૧

આખી પૂજા બહુ વેધક અને રસથી ભરપૂર છે. સારા ગાયકને મુખે ગાતાં સાંભળી હોય તો રસમાં લીન કરે તેવી ભવ્ય ભાષા અને શબ્દચાતુર્ય, વસ્તુનિર્દેશ અને કથનનિરૂપણ અસાધારણ ગૌરવશાળી છે.

## પ્રકીર્ણ પદ્યકૃતિઓ

**૧ સ્થૂલિભદ્ર શિયળવેલ**—પંડિત વીરવિજયની કળાકૃતિઓ અનેકદેશીય હતી તે બતાવવા હવે થોડા નમુના રજુ કરવામાં આવે છે. તેમણે સંવત ૧૮૬૨ માં સ્થુલિભદ્ર શિયળવેલ નામનું કાવ્ય ૩૩ વર્ષની વયે લખ્યું છે. એમાં કવિ તરીકે તેઓ વિશિષ્ટ અને જનપ્રિય કવનો કરી શક્યા છે. એનો વિષય ઘણો ઉંચો હતો. તે પ્રસંગને એમણે ખૂબ દીપાવ્યો છે. એમાં એમણે બાર માસ અને પંદર તિથિઓ ચાલુ ગુજરાતી દેશીઓમાં મૂક્યા છે. એ કૃતિ ખુબ પ્રસિદ્ધિ પામેલ છે અને આખી વાંચવા-ગાવા યોગ્ય છે. મધુર કંઠે અથવા ગરબામાં ગવાતી હોય ત્યારે અસાધારણ રસ જમાવી શકે એવી એ કૃતિ છે. એમાં શૃંગારરસનું પોષણ, વિરહદશાનું વર્ણન અને શાંત રસનું સેવન-એ સર્વનું અજબ સંમિશ્રણ કર્યું છે અને રાગો એટલા પ્રસિદ્ધ છે કે એ ગાવામાં આવે ત્યારે ઝુક જામે છે.

આ આખી કળાકૃતિમાં અનેક રસનું પોષણ બહુ સારી રીતે કરવામાં આવ્યું છે અને એની પ્રત્યેકની દેશી લોકપ્રિય હોઈ ખૂબ રસથી ગવાય છે. એમાં વેશ્યા અને સ્થૂલિભદ્રનો સંવાદ છે તે વાંચતાં શુક-રંભાસંવાદ યાદ આવે તેવો છે.

**(૨) હિતશિક્ષા છત્રીશી**—આ છત્રીશ ગાથાઓમાં-કડીઓમાં વ્યવહારનો સારો ખ્યાલ આપ્યો છે. એમાં સર્વસામાન્ય શિક્ષાઓ તથા સ્ત્રીઓની ખાસ શિક્ષાઓ આપી છે. એમાં કેટલાક સર્વમાન્ય સત્યો રજુ કર્યાં છે અને કેટલીક સંવ્યવહારની વાતો કરી છે. જુની વાંચનમાળાની છઠ્ઠી ચોપડીમાં એ છત્રીશીનો કેટલોક ભાગ લેવામાં આવ્યો હતો. વ્યવહારકુશળતાને અંગે તેના એક-બે દાખલા આ લેખના અગાડીના ભાગમાં રજુ થઈ ગયા છે.

**(૩) ઢાળિયાં—**

**(એ) શ્રી ગોડીપાર્શ્વનાથનાં ઢાળિયાં.** ત્રંબાવતી ( ખંભાત )માં આ

ઢાળિયાં સંવત ૧૮૫૩ના જેઠ સુદિ ૫ મે પુરાં કર્યાં છે. આની નકલ મને મળી નથી.

(બી) મોતીશા શેઠે મુંબઈમાં ભાયખાળે પ્રતિષ્ઠા કરી તે હકીકતને આ ઢાળિયામાં અમર કરી છે. એ કૃતિ સં. ૧૮૮૮ આસો સુદિ ૧૫ ને રોજ કરવામાં આવી છે. એ કૃતિ પણ ઘણાં વર્ષો ગયા છતાં પ્રચલિત છે અને ખૂબ રસથી ગરબારૂપે ગવાય છે.

(સી) શેઠ હઠીસંગ કેશરીસંગે અમદાવાદના વાડીના દેરાસરની અંજનશલાકા (પ્રાણપ્રતિષ્ઠા) સંવત ૧૯૦૩માં કરી તેનાં ઢાળિયાં કવિએ બનાવ્યાં છે.

(ડી) શેઠ પ્રેમાભાઈ હેમાભાઈએ ઉભી સોરઠનો સંઘ કાઢ્યો તેનાં ઢાળિયાં સંવત ૧૯૦૫ના મહા સુદિ ૧૫ને રોજ પૂરાં કર્યાં તે પણ એ જ કક્ષામાં આવે છે.

(ઈ) શત્રુંજય તીર્થ પર અંજનશલાકા-પ્રાણપ્રતિષ્ઠા સંવત ૧૮૯૩માં થઈ તેનાં ઢાળિયાં પંડિત કવિએ તેજ વર્ષમાં બનાવ્યાં છે. એમાં શરૂઆતમાં મોતીશા શેઠ (શેઠ મોતીચંદ અમીચંદ)નું વર્ણન કરતાં દેશીના રાગમાં પ્રથમ ઢાળમાં કહે છે કેઃ—

અમીચંદ સાંકળચંદતણા, કળજુગમાં કલ્પવૃક્ષ બન્યા;
ઉપગારી તરૂછાયા ઘણા, વિમળગિરિ રંગ રસે સેવો. ૮
શેઠ મોતીશા ધનરાશે, પૂરે દીન દુઃખીઆ આશે;
કલકત્તા વળી મદરાસે, **વિમળ૦** ૯

(૪) **ચોમાસી દેવ**—સંવત ૧૮૬૫ના અશાડ સુદિ ૧ મે ચાતુર્માસની ચૌદશને દિવસે વાંદવાના દેવો બનાવ્યા છે. એમાં ૨૪ ચૈત્યવંદન, પાંચ સ્તવન, ૧૯ છુટી સ્તુતિ, પાંચ સ્તુતિનાં જોડાંઓ અને પાંચ તીર્થનાં સ્તવનો આવે છે. એ પ્રત્યેક કૃતિ ખૂબ રસીલી છે અને અત્યારે પણ પ્રભુસ્તુતિમાં સારી રીતે પ્રચલિત છે. એના રાગો આકર્ષક છે અને કૃતિ ખૂબ ખેંચાણકારક છે.

(૫) **સ્નાત્ર**—આ એક પ્રકારની પૂજા છે. એમાં તીર્થંકરના જન્મ-મહોત્સવનું વર્ણન હોય છે. એમાં કલ્પના-શક્તિ મેરૂપર્વતના શિખર સુધી જાય છે. એમાં ૫૬ દિશાકુમારીનો જન્મમહોત્સવ અને દેવકૃત મહોત્સવ અને ખાસ કરીને જન્માભિષેક ખૂબ સુંદર વર્ણવે છે. એ કૃતિની પછવાડે બનાવવાની સાલ આપવામાં આવી નથી. એ પણ સારી કલાકૃતિ છે.

(૬) **સ્તવનો**—સ્તવનોના બે પ્રકાર છે: એકમાં ભક્તિભાવથી માત્ર પ્રભુની સ્તવના હોય છે અને બીજા પ્રકારમાં અમુક તિથિનો કે તીર્થનો મહિમા ગાવાદ્વારા પ્રભુની પ્રશંસા હોય છે. આવા બન્ને પ્રકારનાં સેંકડો સ્તવનો કવિ વીરવિજયે બનાવ્યાં છે. એવી કૃતિમાંથી કેટલાકનો કાળ મળે છે, કેટલાકનો મળતો નથી. લગભગ ૩૫ સ્તવનો લભ્ય છે.

(૭) **સ્વાધ્યાય**—જૈનપરિભાષામાં એને સઝાય કહેવામાં આવે છે. એ આત્મગુણવિકાસ માટે લખાયલી હોય છે. એ પાંચથી પંદર ગાથાની સાધારણ રીતે હોય છે. ગાથાની સંખ્યા લેખકની ઇચ્છાને આધીન હોય છે. એ સર્વ ગેય હોય છે. કવિકૃત આવી ૧૧ સ્વાધ્યાયો પ્રાપ્ત છે.

(૮) ગહુંળિ–ગુરૂગુણસ્તુતિ–ગેય—દરરોજ પ્રભાતે પ્રવચન થાય, સાધુ વ્યાખ્યાન વાંચે, તેમાં વચ્ચે દશ મીનિટનો આંતરો પડે છે તે વખતે સ્ત્રીઓની ગાવાની રચનાને ગહુંળિ કહેવામાં આવે છે. આ કવિરાજે ઘણી ગહુંલિઓ બનાવી છે. કહે છે કે પ્રચલિત પ્રત્યેક ગરબી ગરબાના રાહ પર એમણે ગહુંળિઓ બનાવી છે. લગભગ ૧૬ ગહુંળિના નામ મળ્યા છે.

(૯) **પરચુરણ**—

અનેક **સ્તુતિઓ** અને **ચૈત્યવંદનો** તેમણે બનાવ્યાં છે.

નેમિનાથનો **વિવાહલો**. સંવત ૧૮૬૦ના પોસ વદિ ૮ મે બનાવ્યો છે.

**શુભવેલિ**. સંવત ૧૮૬૦ના ચૈત્ર સુદિ ૧૧ બનાવી છે. આમાં પોતાના ગુરૂ શ્રી શુભવિજયજીના ગુણનું વર્ણન છે.

**કૂણિકનું સામૈયું.** આમાં કૂણિકરાજાએ કરેલા વીરપ્રભુના અપૂર્વ સામૈયાનું વર્ણન છે.

**છપ્પન દિક્કુમારી રાસક્રીડા.** ઢાળ ૨. "માતાજી તુમે ધન્ય ધન્ય રે."

બે લાવણી બનાવેલ મળે છે.

આરતિ એક લભ્ય થાય છે.

**શ્રી પાર્શ્વનાથની આરતી.** ગાથા ૯ "આરતી કીજે પાસકુમરકી."

પરચુરણ દુહા મળે છે.

**સ્થૂળિભદ્ર નાટક.**

**વજ્રસ્વામીના ઢાળિયાં.**

**હરિયાળી.**

**નેમિનાથ રાજીમતીના ૧૨ માસ.** ગાથા ૧૮.

આ સાહિત્યની વિશાળતા કેટલી છે તેનો ખ્યાલ આપવાની જરૂર નથી. એમાં લગભગ સર્વ બાબતો આવે છે. પદ્ય સાહિત્ય સર્વદેશીય છે. એના વિસ્તારનો સંગ્રહ કરવામાં આવે તો ઓછામાં ઓછા રોયલ આઠ પેજી ૪૦૦૦ પૃષ્ઠ થાય એવી ગણતરી છે.

એના વિસ્તાર કરતાં એમાંની વસ્તુની નજરે જોઈએ તો એમાં સુંદર કવિત્વ છે. એ વિષયમાં રસ પાડવા જનતાને પ્રેરણા થાય તો આ પ્રયત્ન સફળ છે.

એમની કૃતિઓ રસપૂર્ણ હોવા સાથે ગંભીરાર્થવાળી છે.

પૂ. પંડિતપ્રવર શ્રીમદ્ વીરવિજયજી મહારાજે '**શ્રી પ્રશ્નોત્તર ચિન્તામણિ**' નામનો પણ સંસ્કૃત ભાષામાં ગદ્ય ગ્રન્થ લખેલો છે, કે જેનો ગૂજરાતી અનુવાદ પુસ્તકરૂપે પ્રગટ થયેલો છે. **આ બધા ઉપરથી વાંચકો જોઈ શકશે કે—તેઓએ પણ શ્રી જૈનશાસનની ઠીક ઠીક સેવા બજાવી છે.**

# મહાસતી સુરસુન્દરી

## ગદ્ય જીવનકથા

**મ**હાસતી શ્રીમતી સુરસુન્દરીનો જન્મ **ચંપાનગરી**માં થયો હતો. **જંબૂદ્વીપ**માં આવેલા અને ભૂરમણીના ભાલ ઉપરના તિલકની જેમ દીપતા **અંગ** નામના દેશની 'ચંપા' એ પ્રધાન નગરી હતી. એ નગરીમાં વસનાર **સૌ** કોઈ સુખી હતું. ત્યાં ઘેર ઘેર સુપાત્રો સત્કારાતા અને ઠામ ઠામ નિર્ધનોના આધાર સમી દાનશાલાઓ હતી. શ્રીમન્તોની ઈર્ષ્યાને કે ગરીબોના ધિક્કારને ત્યાં સ્થાન નહોતું. દુઃખિનાં દુઃખો ટાળવાની તત્પરતા શ્રીમંતોના હૈયે હતી અને બીજાઓને સુખી જોઈ આનંદ પામવાની ઉદારતા ગરીબોના હૈયે હતી. આવી નગરીમાં 'માર' શબ્દનો પ્રયોગ સોગઠી રમવામાં, 'બન્ધન'નું અસ્તિત્વ સ્ત્રીઓના ચોટલામાં અને 'દંડ' રાજાને ત્યાં હોવાને બદલે કેવળ ચૈત્યો ઉપર જ હોય તે સ્વાભાવિક છે.

એ નગરીમાં '**રિપુમર્દન**' નામના પ્રતાપી રાજાનું રાજ્ય હતું. સુરૂપવતી, પતિવ્રતા અને વ્રતધારિણી શુદ્ધ શ્રાવિકા એવી '**રતિસુન્દરી**' નામની તેની પટરાણી હતી.

રતિસુન્દરી બે પુત્રોની માતા બન્યા બાદ જ્યારે સગર્ભા થઈ, ત્યારે લગભગ ત્રીજે મહિને તેણીને સુન્દર દોહદ ઉત્પન્ન થયો. ઉત્તમ-અધમ કોટિનો દોહદ પણ ગર્ભમાં આવેલા જીવની ઉત્તમતાનો કિંવા અધમતાનો સૂચક હોય છે. આ જીવ ઉત્તમ હતો, માટે રતિસુન્દરીના અન્તરમાં ઉત્તમ દોહદ પ્રગટ્યો.

પૂર્ણ માસે રતિસુન્દરીએ એક પુત્રીને જન્મ આપ્યો. આ પુત્રી સુરસુન્દરી-દેવાંગના જેવી રૂપવતી હોઇને, રાજા-રાણીએ તેણીનું '**સુરસુન્દરી**' એવું નામ સ્થાપિત કર્યું. આ જ આપણી કથાનાયિકા.

કથાનાયક શ્રી **અમરકુમારની** ઉત્પત્તિ પણ આ નગરીમાં જ થઈ છે. તે ચંપાનગરીમાં એક '**ધનાવહ**' નામે શ્રેષ્ઠી વસતા હતા. શુદ્ધ શ્રદ્ધાના ધારક એવા તે શ્રેષ્ઠિની '**ધનવતી**' નામે પત્ની હતી. ભોજનવેળા માતા સમાન, સંવાદવેળા મિત્ર સમાન, સારસંભાળ રાખવામાં ધાતૃ સમાન અને કાર્યમાં દાસી સમાન બનીને તે પતિની ભક્તિ કરતી. ધનવતી રૂપસંપદાની સાથે ગુણસંપદાથી પણ પરિપૂર્ણ હતી. શુભ સ્વપ્ન અને ઉત્તમ દોહદથી સૂચિત એવો તેમને એક પુત્ર થયો. તેનું નામ અમરકુમાર રાખવામાં આવ્યું.

રાજપુત્રી સુરસુન્દરી અને શ્રેષ્ઠિપુત્ર અમરકુમાર પોતપોતાને સ્થાને લાલન–પાલન કરાતાં વૃદ્ધિ પામ્યાં. યોગ્ય ઉંમરે તેમને ભણાવવા માટે પંડિતને સોંપવામાં આવ્યાં. ભવિતવ્યતાના યોગે બન્નેય એક જ શાળાનાં વિદ્યાર્થી બન્યાં. બુદ્ધિશાલી અમરકુમાર ધીમે ધીમે વિદ્યાર્થિઓનો આગેવાન બન્યો.

એક વાર સુરસુન્દરી ભોજન કરીને નિશાળે આવી. ઉષ્ણ ઋતુ હતી અને પવન મંદ મંદ વહી રહ્યો હતો. રાજકુમારી નજદિકના સ્થાનમાં આરામ કરવા ગઈ અને ત્યાં નિદ્રાધીન બની. આ વખતે અમરકુમાર પણ બીજા વિદ્યાર્થિઓની સાથે ત્યાં આવીને બેઠો. રાજકુમારી સુરસુન્દરીના વસ્ત્રને છેડે ગાંઠ બાંધેલી જોઈને, અમરકુમારે કૌતુકથી તે છોડી. તેમાં સાત કૉડી બાંધેલી હતી, તે અમરકુમારે લઈ લીધી. એ સાત કૅાડીની સુખડી મંગાવીને અમરકુમારે બધાં બાળકોને વહેંચી દીધી અને સુરસુન્દરીનો ભાગ રાખી મૂક્યો.

આ પછી, અમરકુમાર વિગેરે તો સુખડી ખાઈને ભણવા બેસી ગયા. થોડી વારે રાજકુમારી જાગી અને ભણવા આવી. અમરકુમારે કહ્યું–"તારો ભાગ રાખ્યો છે તે ખાઇને પછી ભણવા બેસ."

રાજકુમારીએ સંશયથી કહ્યું–"આજે કોણે ઉજાણી કરી?"

"તારા વસ્ત્રાંચલમાં જે સાત કૅાડી બાંધેલી હતી, તે લઈને મેં જ આ સુખડી મંગાવી છે, માટે તું બીજો કોઈ સંદેહ લાવીશ નહિ."

આ સાંભળીને રાજકુમારી ખીજાણી. તેણીએ કહ્યું-" વાહ, રે ! વાહ ! તું વળી આવો નવો શેઠીયો કયાંથી જન્મ્યો ? પારકા પૈસા લઈને ખર્ચ્યા, એમાં તે શું સારૂં કર્યું છે ? વળી મને કહ્યા વિના તેં વહેંચી પણ દીધી ! આવી કલા તને કોણે શીખવી ? આમ તારી કીર્તિ વધી જશે એમ ? મા જાણે કે-' મારો દીકરો સુપુત્ર છે ' અને દીકરો આવા ધંધા કરે છે. આ રીતિએ તારાથી ઘરની આબરૂ નહિ જળવાય. પંડિતજીએ તને જરા વધારે બોલાવ્યો, એટલે તેં સૌની અવગણના કરવા માંડી. મોટો વિદ્યાર્થી બન્યો, એટલે તું તો નદીના પૂરની જેમ વહેવા લાગ્યો !"

આમ રાજકુમારી સુરસુન્દરીએ ખૂબ ખૂબ ટોણા માર્યા, એટલે અમરકુમારે કહ્યું-" એક સામાન્ય વાતમાં તું આટલું બધું કેમ બોલે છે ? તારી હતી તો માત્ર સાત જ કોડી ને ? સાત કોડીથી તું એવી તે શી ધાડ મારવાની હતી, કે જેથી તેને માટે તને આટલું બધું દુઃખ લાગે છે ? "

ખીજાજમાં જ સુરસુન્દરીએ કહ્યું-" તેની તારે શી પંચાત ? સાત કોડીમાં તો હું રાજ્ય લેત !"

આ સાંભળીને અમરકુમાર તો ચૂપ થઈ ગયો, પણ તેના હૈયામાં ડંખ લાગી ગયો. ' આનો પિતા આ નગરીનો રાજા છે, એટલે અત્યારે આને કાંઈ કહેવું ઠીક નથી, પણ કોઈ અવસરે વાત.'- એવો વિચાર કરીને અમરકુમારે વૈરની ગાંઠ બાંધી.

પછી તો અમરકુમારે પુરૂષની ૭૨ કલામાં અને સુરસુન્દરીએ સ્ત્રીની ૬૪ કલામાં પ્રવીણતા પ્રાપ્ત કરીને તેમજ બીજાં પણ વિજ્ઞાનો પ્રાપ્ત કરીને પંડિતજીની રજા લીધી. હવે તે બન્નેને ધર્મચતુર બનવાને માટે સાધુ-સાધ્વીજીની પાસે મૂકવામાં આવ્યાં. એક વાર શ્રીમતી સુરસુન્દરીએ શ્રી નમસ્કાર મહામંત્રનો મહિમા વર્ણવવાની સાધ્વીજીને વિનંતિ કરી. સાધ્વીજીએ તે શિવકુમારના દષ્ટાન્ત સાથે [1]વર્ણવ્યો.

---

૧-જૂઓ પ્રથમ ખણ્ડ-ઢાલ ૫.

શ્રી નમસ્કાર મહામંત્રના મહિમાને સાંભળી, રોજ એક સો આઠ વાર તેને ભક્તિપૂર્વક ગણવાની અને નવકારશીનું પચ્ચખ્ખાણ કરવાની સુરસુન્દરીએ પ્રતિજ્ઞા કરી.

ધાર્મિક અભ્યાસ પૂર્ણ થયા બાદ, પંડિત અમરકુમારને અને સુરસુન્દરીને રાજસભામાં લઈ આવ્યા. ધનાવહ શેઠ પણ ત્યાં હાજર હતા. પહેલાં સમસ્યાપૂર્તિ દ્વારા પણ વિદ્વત્તાની પરીક્ષા કરવામાં આવતી. રાજાની આજ્ઞાથી અમરકુમારે ત્રણ સમસ્યાઓ પૂછી અને સુરસુન્દરીએ તે પૂરી. પછી સુરસુન્દરીએ ચાર સમસ્યાઓ પૂછી અને અમરકુમારે તે પૂરી. પછી ખુદ રાજાએ પણ બન્નેને એક એક સમસ્યા પૂછી અને બન્નેએ તે પૂરી.[૨] સભાજનો આ અને બીજી પણ સમસ્યાઓની પૂર્તિ સાંભળીને ખૂશ થયા. અધ્યાપક પણ પોતાનો શ્રમ સફલ થયો જાણી આનંદ પામ્યો.

હવે રાજકુમારી સુરસુન્દરી યૌવનને પામી. રિપુમર્દન રાજાને એને પરણાવવાની ચિન્તા થવા લાગી. બહુ વિચારને અંતે તેમણે એક વાર રાણીને કહ્યું કે–"બહુ બહુ શોધ કરવા છતાં પણ આ કુમારીને લાયક કોઈ વર મળતો નથી. એક સ્થલે જ મન ચોંટે છે. તે આપણા નગરમાં વસતા ધનાવહ શેઠનો દીકરો અમરકુમાર. તે શ્રી જિનાજ્ઞાના પાલનમાં તત્પરેય છે અને તેનું રૂપ પણ અતિશયિત છે. વળી બે ય એક જ નિશાળે ભણેલાં છે. જ્યારે રાજસભામાં શાસ્ત્રસંવાદ કરાવ્યો, ત્યારથી જ મેં તો એ જોડીને પરખી છે."

રાણી રતિસુન્દરી કહે–"એમાં આપે મને પૂછવાનું હોય જ નહિ. હું તો આપના ચરણની રજ સમાન છું. આપ જે કાંઈ કરશો તે મને ગમશે જ."

---

૨–કુમારની ત્રણ, કુમારીની ચાર અને રાજાની બે–એમ નવ સમસ્યાઓ અને તેની પૂર્તિની સમજ માટે તે તે સ્થળે આ પુસ્તકમાં નોંધી મૂકવામાં આવી છે. જૂઓ–પૃ. ૧૬ થી ૨૩

આ રીતિએ રાજા-રાણીએ નક્કી કરીને ધનાવહ શેઠને બોલાવ્યા. રાજાએ વાત કરી, એટલે ધનાવહ શેઠે કહ્યું-" આપનું વચન મને સદાય પ્રમાણ છે અને આ તો વૈદ્યે મનગમતું કહેવા જેવી વાત છે."

પછી તો બન્નેય સ્થલોએ લગ્નની તડામાર તૈયારીઓ ચાલી અને ધામધુમપૂર્વક અમરકુમારની સાથે સુરસુન્દરીનું લગ્ન થયું.

એક વાર ધનાવહ શેઠનાં વહાણો આવી પહોંચતાં, તેનો હિસાબ કરવાનો શેઠે અમરકુમારને બેસાડ્યો. હિસાબ કરતાં કરતાં અમરકુમારના હૈયામાં સ્વતન્ત્રપણે વ્યાપાર કરવાની વૃત્તિ જાગી. તેણે નિશ્ચય કરી લીધો કે-કોઈ પણ સંયોગોમાં પરદેશ ખેડીને સ્વતન્ત્રપણે વ્યાપાર કરી લક્ષ્મી કમાવી. વિનયપૂર્વક તેણે પોતાના પિતાને કહ્યું કે-

" હું ધન કમાવા માટે પરદેશ જવા ઇચ્છું છું. કુવાનો દેડકો સાગરના પ્રમાણને જાણી શકે નહિ અને મારે તેવા બનવું નથી. વળી બાપના નામે પંકાતો છોકરો તો મધ્યમ ગણાય. ઉત્તમ પુત્ર તે, કે જે સ્વયં પ્રકાશે."

અમરકુમારની આવી વાત સાંભળીને શ્રી ધનાવહ શેઠને ખૂબ દુઃખ થયું. તેમની આંખમાં આંસુઓ ઉભરાયાં. શેઠે કહ્યું-" આપણને લક્ષ્મીની ખોટ નથી. આપણા ભર્યાં ભંડારોને તું સુખે ભોગવ ! તું મને પ્રાણથી ય વધુ પ્યારો છે, એટલે પરદેશે એકલો કેમ મોકલું ?"

અમરકુમારે કહ્યું-" પિતાજી ! તેના જીવિતને ધિક્કાર છે, કે જે પિતાના ધનથી જ રાત-દિવસ વિલાસ ભોગવે છે. પરદેશ જવાથી અવનવા અનુભવો થાય, પોતાના પુણ્યનું પ્રમાણ કળાય અને સજ્જન તથા દુર્જનને પીછાની શકાય. આપ જો મને પરદેશ જવાની આજ્ઞા નહિ જ આપો, તો આપ ચોક્કસ માનજો કે હું ભોજનનો ત્યાગ કરીશ."

આથી શેઠે સંમતિ આપી અને કરીયાણાનાં બાર વહાણો ભરાવ્યાં તેમજ બીજી પણ સગવડો કરવા માંડી.

હવે આ વાત સાંભળતાં સુરસુન્દરી પણ અમરકુમારની સાથે

જવા તૈયાર થઈ. તેણે કહ્યું–"સ્વામિન્! હું પણ આપની સાથે જ આવીશ. આપના વિના મારે તો ઝુરી-ઝુરીને જ દહાડા કાઢવા પડે. વળી કંતવિહુણી કામિની ઉપર તો લોક પણ કલંક ઓઢાડે. માતા-પિતા અને સાસુ-સસરા હોવા છતાં, સ્ત્રીને પતિ વિના ચેન પડે જ નહિ. નીતિશાસ્ત્ર પણ કહે છે કે-સ્ત્રીને એકલી મૂકવી નહિ: કારણ કે-રાજ્યાસન, ભોજન, ધન, રાજ્ય, રમણી અને ઘર-એટલાંને સૂનાં મૂક્યાં તો તે અન્યના અધિકારમાં ચાલ્યાં જાય છે."

અમરકુમારે કહ્યું-" તારી વાત સાચી છે, પણ પરદેશમાં આવું પગબંધન ન પાલવે."

સુરસુન્દરીએ કહ્યું-' એ કાંઈ નહિ. જ્યાં દેહ ત્યાં છાયા. હું તો સાથે જ આવીશ."

આખર અમરકુમારે તેણીને સાથે આવવાની હા પાડી. સુરસુન્દરીએ પોતાના પિતાની પણ સંમતિ મેળવી લીધી. આ પછી ધનવતીએ અમરકુમારને [૩]પશુઓના બત્રીશ ગુણો કેળવવાની શીખામણ દીધી અને રતિસુન્દરીએ પણ સુરસુન્દરીને કહ્યું કે-" પતિવ્રતા-ધર્મનું પાલન કરજે, ઉભયલોકહિતકારી ધર્મ ઉપર પ્રીતિ ધરજે, સંકટ પડે ત્યારે શ્રી પંચપરમેષ્ઠિનું શુભ ધ્યાન ધરજે, સ્વામી જાગ્યા પહેલાં જાગજે, વિનયથી વર્તજે અને શીલનું પાલન કરજે. આમ તું અમારા કુળને ઉજાળજે."

રાજા-રાણીએ પોતાના જમાઈ અમરકુમારને પણ કહ્યું કે-"અમે અમારા જીવિતથી પણ વધુ પ્રિય એવી આ દીકરી રૂપ થાપણ તમને સોંપી છે, તો પરદેશમાં તેને છેહ દેશો નહિ."

આ રીતિએ શિખામણો સાંભળીને અને શુભાશિષો માથે ચઢાવીને શુભ મુહૂર્ત્તે અમરકુમારે સિંહલદ્વીપ તરફ પ્રયાણ કર્યું.

---

૩-આ પુસ્તકમાં પૃ. ૩૨ થી ૩૬ સુધીમાં નોંધો મૂકીને પશુઓના બત્રીશ ગુણોને સમજાવવામાં આવ્યા છે.

કેટલોક પંથ કાપ્યા પછી યક્ષદ્વીપ આવી પહોંચતાં, નિર્યામકે વહાણો થંભાવ્યાં. મુસાફરીમાં પીવા માટેનું મીઠું પાણી અને રસોઈ માટે ઈન્ધન અહીંથી મળી શકે તેમ હતું. અમરકુમાર આદિ આ દ્વીપમાં ઉતરવાને તૈયાર થતાં, નિર્યામકે કહ્યું કે–" આ દ્વીપનો અધિપતિ એક યક્ષ છે અને તે બહુ પાપી છે. આ દ્વીપમાં જે કોઈ રાતવાસો રહે છે, તેને તે યક્ષ મારી નાખે છે: માટે અહીં રાતવાસો રહેવાનું નથી. જલ અને ઈન્ધન લઈને બધા તરત જ પાછા ફરશો. વળી પવન પણ અનુકૂળ છે, એટલે આપણે વેગે વાટ કાપી શકીશું."

આ પછી વહાણોમાંથી માણસોએ ઉતરીને મીઠું જલ તથા ઈન્ધન લેવા માંડ્યું અને કૌતુક જોતાં ટોળાબંધ ફરવા માડ્યું.

અમરકુમાર પણ સુરસુન્દરીની સાથે નીચે ઉતર્યો અને તે બન્ને કૌતુકથી વન-વાડીનાં વિવિધ વૃક્ષોને જોતાં ફરવા લાગ્યાં. ફરતાં ફરતાં બન્નેને થાક લાગ્યો, એટલે એક વૃક્ષની છાયા નીચે તેઓ વિશ્રામ લેવાને બેઠાં. સુરસુન્દરી પોતાના નાથના ઉત્સંગમાં ઢળી પડી અને નિદ્રાવશ બની.

બરાબર આ જ વખતે અમરકુમારના હૈયામાં વૈરવૃત્તિ જાગી. નિશાળમાં બનેલો બનાવ તેને યાદ આવ્યો. એક સાત કૉડીના જેવી નજીવી વાતમાં સુરસુન્દરીએ જે કઠોર વચનો સંભળાવેલાં, તે એક પછી એક તેને જેમ જેમ સાંભરતાં ગયાં, તેમ તેમ તેના ક્રોધની માત્રા વધવા લાગી. 'સાત કૉડીમાં રાજ્ય લઈશ'–એવી તે દહાડે શેખાઈ કરનાર આ જ હતી ને? એ વિચારે અમરકુમારના ચિત્તને ચકડોળે ચઢાવ્યું. તેનું હૈયું ક્રોધથી ધમધમી ઉઠ્યું. તેણે નક્કી કરી લીધું કે–વેર વાળવાનો આ સરસ સમય છે. "જોઉં તો ખરો કે–સાત કૉડીમાં આ સુરસુન્દરી રાજ્ય કેમ લે છે?"–આ વિચારની સાથે જ તેણે સાત કૉડી કાઢીને સુરસુન્દરીના વસ્ત્રના છેડે બાંધી અને લખ્યું કે–'આ સાત કૉડીથી તું રાજ્ય લેજે.' પછી તેણીને એકલી ઉંઘતી મૂકીને જ પોતે વહાણ ઉપર ચાલી આવ્યો.

વહાણ ઉપર આવીને અમરકુમારે ઢોંગથી પોક મૂકીને રોવા

માંડયું અને કહ્યું કે–"એકદમ વહાણોને હંકારો. મારે હવે એક ક્ષણ પણ અહીં રોકાવું નથી. દુષ્ટ યક્ષે મારી પ્રાણપ્રિયાને મારી નાખી !"

આ રીતિએ અમરકુમારે વહાણ ઉપડાવ્યાં અને ત્યાં સુરસુન્દરી જાગી. સુરસુન્દરીએ જોયું તો દ્વીપ સુમસામ બની ગયો હતો. ચોમેર દૃષ્ટિ દોડાવી પણ અમરકુમાર કે અન્ય કોઈ દેખાયું નહિ. તેને ચિન્તા થઈ કે–'મને મૂકીને સ્વામી એકલા કયાં ગયા ?' સાદ કરી જોયો પણ જવાબ મળ્યો નહિ. પછી તો તેણીએ મોટેથી રૂદન કરવા માડયું અને રૂદન કરતાં કરતાં પોતાના સ્વામિને ઉદ્દેશીને–'આવી હાંસી ન હોય'–વિગેરે કહેવા માંડયું, પણ એ સાંભળે કોણ ? સમય જતો ગયો તેમ તેણીનો ભય વધતો ગયો અને [૪]રૂદનમાં પણ વેગ આવતો ગયો.

એટલામાં તેણીએ આંસુ લુછવાને પાલવ હાથમાં લીધો અને અમરકુમારના અક્ષરો નજરે પડયા કે–"આ સાત કોડીથી તું રાજ્ય લેજે !" આ વાંચતાં જ તે ધરણી ઉપર ઢળી પડી–મૂર્ચ્છિત બની ગઈ. રાજકુમારી સુરસુન્દરીને પવન નાખે કે ઠંડુ જળ છાંટે એવું કોઈ જ ત્યાં નહિ હતું. કર્મની આ પણ એક બલિહારી જ છે.

થોડી વારે મૂર્ચ્છા વળી એટલે તેણીએ પુનઃ સંતાપમય રૂદન કરવા માંડયું. એ રૂદને ત્યાંનાં પક્ષિઓને પણ જાણે દુઃખિત કર્યાં. રૂદન કરતાં કરતાં શ્રીમતી સુરસુન્દરી વિલાપ કરવા લાગી કે–

"રે પ્રિતમ ! મારી સાથે તમારે પૂર્વભવનું વૈર હશે. તમે મને વિના અપરાધે આવા દ્વીપમાં તજી, એને બદલે સાગરમાં જ કેમ ફેંકી દીધી નહિ કે ઝેર કેમ દીધું નહિ ? હાસ્યમાં બોલાએલી સામાન્ય વાતને તમે ગાંઠે બાંધી અને તેને સંભારી મારે ગળે તમે તો છૂરી ફેરવી ! આટલો બધો રોષ જો હૃદયમાં હતો, તો શું જોઈને તમે મને પરણ્યા અને પરણીને ય પ્રીત કાં કરી ?"

આમ અનેક રીતિએ પહેલાં તો અમરકુમારને ઉદ્દેશીને સુરસુન્દરીએ ઉપાલંભવચનો ઉચ્ચાર્યાં, પણ પછી જરા સ્વસ્થ બની અને પોતાના જ દુષ્કર્મનો આ પ્રતાપ છે એમ સમજી.

---

૪. આ પુસ્તકના પુંઠા ઉપર આપેલું ચિત્ર આ પ્રસંગને લગતું છે.

"ખરેખર, મારી આ દશા થઈ: કારણ કે—પૂર્વભવમાં મેં અઘોર કર્મ કરેલાં: પોતાના દોષો છૂપાવીને પારકા અવગુણો ઉચ્ચારેલા: મેં વાછડાંને માતાથી વિખુટાં પાડીને તેમને દૂધનો અંતરાય પાડ્યો હશે, પંખીઓને બંધનમાં નાખ્યાં હશે, તળાવ—કુવા—વાવડી કે ઝરા સોસાવ્યા હશે, મદ્યાદિ સાત વ્યસનો રસપૂર્વક સેવ્યાં હશે, મિત્રોની સાથે કપટ કર્યું હશે, કોઈની થાપણ ઓળવી હશે, મુનિરાજને સંતાપ્યા હશે, વ્રતધારિને બલાત્કારે પતિત કર્યા હશે, કોઈના ઉપર ખોટાં આળ ચઢાવ્યાં હશે અને શ્રી જિનવચનની વિરાધના કરી હશે: આવાં આવાં કર્મોથી મેં જે પાપોને એકત્રિત કરેલાં, તે બધાંએ એક સામટાં આજે ઉદયમાં આવ્યાં છે!"

આ રીતિએ પોતાના દુષ્કર્મને વિચારતી શ્રીમતી સુરસુન્દરી શાન્ત તો થઈ, પણ તેણીને હવે એ જ એક ચિન્તા સતાવવા લાગી કે—"આ દ્વીપમાં હું એકલી છું, તો મારા શીલની રક્ષા કેમ થશે?"

શીલની કિંમતને સમજનારી તેણીએ હિંમત ધરી અને ગમે તેવી આપત્તિનો સામનો કરીનેય પોતાના શીલનું રક્ષણ કરવાનો નિર્ણય કર્યો. પછી તો વિવેકને પામેલી તેણીએ સઘળા જ વિચારોને તજી દઈને, એક શ્રી અરિહંતાદિ નવ પદોનું ધ્યાન ધરવા માંડ્યું. એમ કરતા સૂર્યાસ્ત થયો અને રાત્રિનું અંધકારમય સામ્રાજ્ય વિસ્તર્યું, પણ શીલરક્ષા માટે શ્રીમતી સુરસુન્દરીએ નિદ્રા નહિ કરવાનો નિર્ણય કર્યો.

એટલામાં તે દ્વીપનો અધિપતિ યક્ષ આવી પહોંચ્યો. માણસની ગંધ આવતાં, તેને મારવાની બુદ્ધિએ શ્રીમતી સુરસુન્દરી બેઠી હતી તે તરફ યક્ષ આવ્યો. શ્રીમતી સુરસુન્દરી તો શ્રી નવ પદના સ્મરણમાં દત્તચિત્ત હતી. એક બાળાના મુખથી સુકોમલ સ્વરે થતા શ્રી નવ પદના ઉચ્ચારને સાંભળતાં જ તે યક્ષ થંભી ગયો. તેના હૈયામાંથી હિંસકભાવના ભાગી ગઈ. અનુકંપાએ તેમાં વાસ કર્યો. તેણે કહ્યું—"બેટી! તું અહીં એકલી ક્યાંથી? અને નિરાધાર એવી તું શું બોલ્યા કરે છે?"

શ્રીમતી સુરસુન્દરીએ પોતાની સઘળી જ વિતક જણાવીને કહ્યું કે—"હું સઘળા જ દુ:ખનો અપહાર કરવાને સમર્થ શ્રી નવ પદનું સ્મરણ

કરૂં છું. વળી આપ મને નિરાધાર શા માટે કહો છો? કારણ કે-શ્રી જિનધર્મ એ જ મારો આધાર છે."

સુરસુન્દરીનાં આવાં મિષ્ટ અને વિનયભર્યાં વચનોથી તુષ્ટ બનેલા યક્ષે કહ્યું કે-"પુત્રી! તું જગતમાં ધન્ય છો!" એમ કહીને યક્ષે તેણીને પોતાની સાથે લીધી. તેણીને પુત્રી કરીને રાખી. ઉપવનો દેખાડી તેણીને રાજી કરવાને યક્ષ મથતો અને ખાવા માટે વિવિધ ફ્લો લાવી આપતો.

આમ કેટલાક દિવસો પસાર થયા બાદ, કોઈ એક વ્યાપારી એ જ દ્વીપમાં મીઠું પાણી લેવાને ઉતર્યો. તે વખતે સુરસુન્દરી કુવા ઉપર બેઠી હતી. વ્યાપારી તો એને દ્વીપની અધિષ્ઠાયિકા દેવી માનીને હાથ જોડી પ્રણામ કરી ઉભો રહ્યો. સુરસુન્દરીએ કહ્યું-"હું કોઈ દેવી નથી પણ મનુષ્ય સ્ત્રી છું." અને એમ કહીને પોતાનો વૃત્તાન્ત જણાવ્યો. શેઠે તેણીને પોતાની સાથે આવવા કહ્યું, એટલે તેણીએ કહ્યું કે-"જો તમે મને પુત્રી કે બેન ગણવાનું વચન આપીને પાળો તેમ હો અને કાં તો મારે પીયેર અને કાં તો સિંહલદ્વીપમાં મારા સ્વામી છે ત્યાં પહોંચાડી શકો તેમ હો, તો જ હું તમારી સાથે આવું."

શેઠના હૈયામાં તો પાપવાસના જ રમી રહી હતી, પણ સ્વાર્થ સાધવા માટે તેણે 'હા' પાડી. સુરસુન્દરી તે વહાણમાં બેઠી. ધીરે ધીરે શેઠની કામવાસના બલવત્તર બની, એટલે તે આંખો નચાવવા લાગ્યો અને છેવટ તો લજ્જા તજીને તેણે સુરસુન્દરી પાસે ભોગયાચનાનું વચન પણ ઉચ્ચાર્યું. સુરસુન્દરીએ તેને અનેક રીતિએ સમજાવ્યો, પણ પેલાએ માન્યું નહિ. એણે તો એટલી હદ સુધી પ્રાર્થના કરવા માંડી અને ઉલ્લઠાઈભર્યાં વચનો ઉચ્ચારવા માંડયાં, કે જેથી સુરસુન્દરીને પોતાનું શીલ ખૂબ જ ભયમાં લાગ્યું. 'સાગરમાં ઝંપાપાત કર્યા સિવાય શીલરક્ષા થઈ શકશે નહિ.'-એમ લાગવાથી તેણીએ શ્રી નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરવા સાથે જલધિમાં પડતું મૂકયું.

એ જ વખતે પેલા શેઠનું વહાણ ઝોલે ચઢયું. પ્રચંડ વાયુના પ્રતાપે સઢ ચીરાયો, વહાણના ટૂકડે ટૂકડા થઈ ગયા અને શેઠ સપરિવાર ડૂબી ગયો. તૂટેલા વહાણનું એક ફલક-પાટીયું સુરસુન્દરીના

હાથમાં આવી ગયું અને તે વડે તેણી બેનાતટપુરે પહોંચી.

બેનાતટપુરના કાંઠે આવી પહોંચતાં, એક મદોન્મત્ત હાથીએ આવીને સુરસુન્દરીને સુંઢમાં ઘાલી આકાશમાં ઉછાળી. બનેલું એવું કે-રાજાના હાથીએ આવેશમાં આવી આલાનથી છૂટી કલાલની દુકાન તોડી અને સઘળો દારૂ પીઈને તે વધુ ઉન્મત્ત બન્યો. આખા નગરને રંજાડતો તે સાગરતટે આવી પહોંચેલો.

એ હાથીએ ઉછાળેલી સુરસુન્દરી એક વહાણમાં પડી. ભય અને ત્રાસથી તેણી મૂર્છાગત બની હતી. વહાણના માલિકે તેણીને શીતલ જલથી સીંચીને ચેતના પમાડી. મેવા-મીઠાઈ ખાવાનું કહ્યું. કર્મથી કારમી વિડમ્બના પામેલી સુરસુન્દરી કશું જ ખાવાને ઇચ્છતી ન હતી, પણ પેલાના આગ્રહથી તેણીએ ખાધું. ખાઈ-પીઈને તેણી સ્વસ્થ બની, એટલે અતિશય રૂપવતી તેણીને જોઈને વહાણનો માલિક પણ કામાધીન બન્યો. તેણે પણ નયનો નચાવીને વિષયની પ્રાર્થના કરવા માંડી. મહાસતી સુરસુન્દરીએ તેને મધુર વચનોથી સમજાવતાં સાગરમાં ડૂબેલા વચનભ્રષ્ટ શેઠની પણ વાત કહી અને છેવટ પોતાને સાગરમાં ફેંકી દેવાનું જણાવ્યું. આથી વહાણના અધિપતિએ જોયું કે-' આને સતાવવામાં તો સાર નથી, પણ આવી રૂપવતી સ્ત્રીને વેચતાં ઘણું મૂલ્ય તો ઉપજશે જ.' આવું વિચારી સુરસુન્દરીને તે સોવનકુલ નગરમાં લઈ આવ્યો અને બજારમાં વેચવા ઊભો.

સવા લાખના મૂલ્યે એક ગણિકાએ સુરસુન્દરીને ખરીદી. ઘેર લઈ જઈને ગણિકાએ, તેણીને શોક તજી-સુન્દર વસ્ત્રો સજી-કામીજનોને તૃપ્ત કરવા સાથે યૌવનસુખ ભોગવવાનું કહ્યું. એ વખતે સુરસુન્દરીનું હૈયું ખૂબ જ ઘવાયું. પોતાનાં કઠિન કર્મો ઉપર તેણીના હૈયામાં ભારે તિરસ્કાર પ્રગટ્યો. પોતાની સુરૂપતા માટે તેણીને પારાવાર ખેદ થયો. ' હું ગર્ભમાં જ કેમ ગળી ગઈ નહિ ? જન્મતાં વેંત કેમ મરી ગઈ નહિ ? '-ઈત્યાદિ ઘણા ઘણા વિચારો કરતી તેણી સ્વસ્થ બની. શીલ સાચવવાનો ઉપાય વિચારવા લાગી. ગણિકાને તેણીએ કહ્યું કે-' તારે ત્રણ દિવસ સુધી તો આમાંની કશી જ વાત મને કરવી

નહિ. મારૂં દુઃખ વિસારે પડચા પછી કરવાજોગું બધું જ હું કરીશ. આમ છતાં જો તું નહિ માને અને સતાવ્યા જ કરશે, તો હું આપઘાત જ કરીશ." ગણિકા પ્રસંગ વર્તીને કાંઈ જ બોલી નહિ.

સુરસુન્દરીએ જોયું કે–' અહીં રહેવું અને શીલ સાચવવું એ શકય નથી.' આથી લાગ મળતાં જ તે ગણિકાના ઘરમાંથી ભાગીને નગરની બહાર નીકળી ગઈ. મનમાં શ્રી નવ પદનું ધ્યાન ધરતાં દોડયે જતી તેણીએ એક વિકરાળ દ્રહ જોયો. એ દ્રહમાં મોટા મચ્છોને ઉછળતા ને ફાલ ભરતા જોઈને તે આનંદ પામી. શીલરક્ષણનું આ સુન્દર સાધન છે, એમ તેણીને લાગ્યું. શ્રી પંચ પરમેષ્ટિનું અને શાસનદેવતાનું સ્મરણ કરી તેણીએ તે દ્રહમાં ઝંપલાવ્યું, પણ પડી એક મોટા મચ્છના ખૂલ્લા મુખમાં !

પેલા મચ્છને મોટા ઉદરવાળો જોઈને કોઈ મચ્છીમારે દ્રહમાંથી બહાર કાઢચો. તેને ચીર્યો તો મહીંથી સુરસુન્દરી નીકળી. મૂર્ચ્છિત સુરસુન્દરીને તેણે શીતલ વાયુથી સ્વસ્થ બનાવી અને તેણીના રંભા જેવા અનુપમ રૂપને જોઈને તેણે રાજાને ભેટ ધરી. રાજા સુરસુન્દરી જેવી રૂપવતી યૌવના મળવાથી ખૂબ ખૂશી થયો અને પટરાણી બનાવવાના હેતુથી તેણીને અંતેઉરમાં મોકલી. અંતઃપુરમાં પટરાણીએ વિચાર્યું કે–' આ વળી શોકયનું સાલ કયાંથી આવ્યું ? એનો કાંઈક નિકાલ કરૂં.' આ વિચારથી તેણીએ સુરસુન્દરીને રાતના મળી બધી હકીકત પૂછી અને કહ્યું કે–' અહીં તો તને રાજા અગાધ દુઃખ દેશે, માટે તું કહે તો અહીંથી તને નસાડી દઉં !' સુરસુન્દરીને તો ભાવતું વૈદ્યે કહેવા જેવું થયું. તેણીએ હા પાડી, એટલે પટરાણીએ તેણીને ભગાડી દીધી.

અશુભ કર્મના પ્રતાપે રાજકુમારીને પણ કેટલાં અને કેવાં કષ્ટો સહવાં પડે છે ? હજુય તેણીના દુઃખનો અન્ત આવ્યો નથી. રાતના ભાગતાં કાંકરા, ઝાંખરાં અને કાંટા વિગેરેથી તેણીના પગ લોહીલુહાણુ થઈ ગયા, પણ તેણીએ તો ચાલ્યે જ રાખ્યું. રસ્તામાં ચોરોએ તેણીને પકડી અને પલ્લીમાં લઈ જઈને પલ્લીપતિને ભેટ ધરી. પલ્લી-

પતિએ પણ તેણીની પાસે એ જ કામસુખની માગણી કરી. મહાસતી સુરસુન્દરીએ દુ:ખની ચિન્તા કે ભયની લાગણીને આધીન બન્યા વિના, તેની માગણીને સ્પષ્ટ શબ્દોમાં નકારી. એથી ક્રોધે ભરાઈને પલ્લીપતિ તેણીને હણવા ધસ્યો, પણ શાસનદેવીએ આવી તેને થંભાવ્યો અને પ્રહારથી જમીનદોસ્ત બનાવ્યો. પછી તો તે પલ્લીપતિ સુરસુન્દરીના પગે પડયો, કંપતા દેહે તેણે માફી માગી અને કહ્યું કે–' હે દેવી ! આપ મહાસતી છો. આપને ઠીક લાગે ત્યાં પધારો !'

સુરસુન્દરીએ ત્યાંથી પુનઃ ચાલવા માંડ્યું. ભીષણ કાન્તારમાં તે આવી પહોંચી. ત્યાં સરોવર પાસે અતિ શ્રમના પ્રતાપે તેણી નિદ્રાધીન બની ગઈ. ' આ કોઈ મૃત દેહ પડ્યો છે '–એમ ધારીને કોઈ ભારંડ-પક્ષીએ તેણીને ત્યાંથી ઉપાડી, પણ 'જીવતી છે' એમ જણાતાં જ આકાશમાંથી પડતી મૂકી.

ત્યાંથી એક વિદ્યાધરનું વિમાન જતું હતું, તેમાં સુરસુન્દરી પડી. વિદ્યાધર તેણીને પોતાના મન્દિર તરફ લઈ જવા લાગ્યો, એટલે સુરસુન્દરીએ કહ્યું કે-" તમે મને નીચે જ ફેંકી દો!" પણ વિદ્યાધર કહે છે કે–" તારી હકીકત જણાવ!" સુરસુન્દરી તેને પોતાનો વૃત્તાન્ત કહેવા તો માંડે છે, પણ થોડેથી અટકી જાય છે. કહે છે કે-" બહુ શું કહેવું ? નાહક ઉપહાસ થાય." સુરસુન્દરી આ વાતના સમર્થનમાં એક ધરધટ નામના વિપ્રનું દૃષ્ટાન્ત પણ સંભળાવે છે. આથી પેલો ખેચર કહે છે કે-" તારી વાત સાચી છે, પણ ભાઈ પાસે વાત કરતાં હાંસીનો ડર રાખવાનો હોય નહિ." એટલે સુરસુન્દરી પોતાની બાકીની વીતક પણ તેને સંભળાવે છે.

સુરસુન્દરીના તે વૃત્તાન્તને સાંભળતાં તે ખેચર ચિન્તવે છે કે–

" કામદેવ અંગરહિત હોવા છતાં પણ જો આટલો બધો ઉત્પાત મચાવે છે, તો એને જો અંગ હોત તો શું ય કરત ? ખરેખર, શીલ–તનુથી શોભતી આ બાલ સતી ધન્ય છે ! આવી સતીનું દર્શન હું પૂર્ણ ભાગ્યથી જ પામ્યો છું." આ પ્રકારે ચિન્તવીને તે સુરસુન્દરીને કહે છે કે–" તું મારી બ્હેન સમાન છો ! તું દુ:ખને તજી હવે સુખથી

ધર્મને સેવ! મારા વચનમાં તું લેશ પણ શંકા ધરીશ નહિ. બધા જ માણસો સરખા હોતા નથી."

આ પછી પોતાનો પરિચય આપતાં પણ તે ખેચર કહે છે કે–

"ઉત્તર શ્રેણિના રાજા મણિશંખનો હું પુત્ર છું. મારી માતાનું નામ હેમચૂલા. મારૂં નામ રત્નજટી. રાજ્ય મને સોંપીને પિતાજીએ દીક્ષા લીધી છે. સંસારને અસાર જાણી આત્મહિત સાધવામાં ઉજમાળ બનેલા તેઓ શ્રી નન્દીશ્વર દ્વીપે દુષ્કર તપ તપી રહ્યા છે. તે દ્વીપનાં બાવન જિનાલયોમાં ૬૪૪૮ શાશ્વતી જિનપ્રતિમાઓ છે. હું ત્યાં જઈ, તે શ્રી જિનપ્રતિમાઓને પૂજીને અને મુનિરાજને વન્દીને હર્ષભર્યો પાછો ફરતો હતો, ત્યાં પૂર્વના પુણ્યે તારા જેવી બ્હેન મળી ગઈ! આથી મારી વાંછાઓ પૂર્ણ થઈ. મારે ચાર પત્નીઓ છે. મોટા રાજાની પુત્રીઓ એવી તે રાજ મને કહે છે કે–"તમારી જે બ્હેન હોય, તેને આણું કરીને લઈ આવો. અમે એની સ્નેહથી સેવા કરીશું." આ કારણથી હું તને કહું છું કે–"તું મારા મન્દિરે ચાલ: કારણ કે–તું જ મારી સર્વ ગુણોથી સંપન્ન બ્હેન છો! એક ઉદરથી જન્મેલી બ્હેન જેવી જ હું તને ગણીશ."

આ વખતે સુરસુન્દરી કહે છે કે–"હે ભાઈ! એ ખરૂં, પણ પહેલાં તમે મને શ્રી નન્દીશ્વર દ્વીપની યાત્રા કરાવો."

રત્નજટી એ વાતને કબૂલ કરે છે અને વિમાનને પાછું વાળી શ્રી નન્દીશ્વર દ્વીપે લઈ આવે છે.

શ્રી નન્દીશ્વર દ્વીપે આવીને શ્રીમતી સુરસુન્દરીએ શ્રી જિનપ્રતિમાઓને ભાવપૂર્વક વંદી. પછી તે શ્રી મણિશંખ મુનિવરની પાસે આવી. વન્દન કરીને રત્નજટી અને સુરસુન્દરી બેઠાં, એટલે દેશના દેતાં મુનિવરે ફરમાવ્યું કે–"દાન, દયા, દેવપૂજા, દમન અને દીક્ષા–એ પાંચ દકાર જેની પાસે છે, તેની કોઈ કાળે પણ દુર્ગતિ થતી નથી." આ વિગેરે ઉપદેશી, અન્તે શીલનો મહિમા વર્ણવતાં કહ્યું કે–"શીલના પ્રભાવે જીવો સુરસુન્દરીની જેમ સુખને પામે છે."

આ વખતે રત્નજટી પૂછે છે કે-" એ સુરસુન્દરી કોણ ?" મુનિવર કહે છે કે-" તારી પાસે બેઠી છે તે !" આથી સુરસુન્દરી પ્રતિનો રત્નજટીનો રાગ ખૂબ જ વધી જાય છે.

એ વખતે સુરસુન્દરી પણ જ્ઞાની મુનિવરને પૂછે છે કે-" મારૂં અશુભ કર્મ હજુ કેટલુંક બાકી છે ?" મુનિવરે કહ્યું-" તારૂં પૂર્વનું પાપ ઘણું ક્ષય પામ્યું છે. બેનાતટમાં તને તારા સ્વામી મળશે, માટે સંતાપ ધરીશ નહિ !"

આ પછી રત્નજટી અને સુરસુન્દરી ત્યાંથી રવાના થયાં. રસ્તામાં રત્નજટી કહે છે કે-" બ્હેન ! તમે જે કાંઈ સુખ-દુઃખ ભોગવ્યાં છે, તેમાંનું કશુંજ મારી ચાર રમણીઓને કહેશો નહિ: કારણ કે-છ કાને ગએલી વાત વણસી જાય છે." આ સંબંધમાં રત્નજટી એક રાજા અને કુબ્જની કથા પણ કહી સંભળાવે છે.

એમ કરતાં તેઓ સ્થાને આવી પહોંચ્યાં. રત્નજટીની ચારેય પત્નીઓએ સુરસુન્દરીનો અતિ પ્રમોદભર્યો સત્કાર કર્યો. સુરસુન્દરી અહીં આનંદથી રહેવા લાગી. વિમાનમાં બેસીને તે વારંવાર યાત્રાઓ પણ કરતી. સુરસુન્દરીના વિનયભર્યા મૃદુ વર્તાવથી રત્નજટીની રાણીઓ પણ અતિશય પ્રીતિવંત બનીને તેણીને સદાય સુખ ઉપજાવવાનો પ્રયત્ન કરતી. સુરસુન્દરીને તેઓ રોજ નવા નવા શણગારોથી સજાવતી.

સુરસુન્દરી નિરૂપમ રૂપવતી તો હતી જ અને અલંકારોથી તેણીનું રૂપ ઓર ખીલતું. એ જોઈને રત્નજટીનું મન વિહ્વલ બન્યું. રત્નજટીને લાગ્યું કે-' હવે આને એ જ્યાં કહે ત્યાં મૂકી આવવી એજ શ્રેયસ્કર છે : અન્યથા કામની વિવશતાથી વચનભંગનો કારમો પ્રસંગ આવી લાગશે. ' આ વખતે કામની ભયંકરતાનો અને વચનપાલન સંબંધી પણ રત્નજટીએ વિસ્તારપૂર્વક વિચાર કર્યો છે. પછી તેણે પોતાની પત્નીઓને કહ્યું કે-" બ્હેનને થોડા જ દિવસમાં વળાવવાની છે, માટે ખૂબ ભક્તિ કરી લો !"

રત્નજટીની પત્નીઓ પણ સુરસુન્દરીને પોતાના સ્વામી પાસેથી

વિદ્યા ગ્રહણ કરવાનું કહે છે. એક કહે છે–રૂપપરાવર્ત્તિની વિદ્યા લેવાનું, બીજી કહે છે–અદૃષ્ટકરણી વિદ્યા લેવાનું, ત્રીજી કહે છે–પરવિદ્યાછેદિની વિદ્યા લેવાનું અને ચોથી કહે છે-હસ્તિશતબલકારિણી વિદ્યા લેવાનું.

કેટલાક દિવસે રત્નજટી સુરસુન્દરીને મૂકી આવવા તૈયાર થાય છે, એ વખતે તે સુરસુન્દરીનાં ખૂબ ખૂબ વખાણ કરે છે અને કાંઈક માગવાનું કહે છે. સુરસુન્દરી ચાર વિદ્યાઓ માગે છે, જે રત્નજટી હર્ષથી આપે છે. પછી વિમાનમાં બેસાડી તેણીને બેનાતટપુરના ઉદ્યાનમાં લાવી ઉતારે છે અને અતિશય દુઃખિત હૃદયે રત્નજટી પાછો ફરે છે. સુરસુન્દરી પણ તેનો ખૂબ જ આભાર માને છે.

રત્નજટીના ગયા બાદ, સુરસુન્દરી રૂપપરાવર્ત્તિની વિદ્યાથી પુરૂષ રૂપને ધારણ કરી, બેનાતટ નગરમાં આવે છે અને એક વૃદ્ધ માલણને ઘેર જઈ તેણીને પુષ્કળ દ્રવ્ય આપી તેણીના ઘરમાં રહેવાનું નક્કી કરે છે. સુરસુન્દરી હવે પોતાને **વિમલયશ** નામથી ઓળખાવે છે. વૃદ્ધ માલણને માતા ગણતો તે ઘરનો બધો જ ખર્ચ પૂરો પાડે છે, એટલે માલણ સદા ખૂશ ખૂશ રહે છે.

એક વાર વિમલયશે જાદૂઈ પંખો બનાવી માલણને આપ્યો અને કહ્યું કે–"આ પંખાને સવાલક્ષ સુવર્ણ વેચવાનો છે. આ પંખામાં શો ગુણ છે?, એમ કોઈ પૂછે તો કહેજો કે–કોઈ પણ દવાથી ન મટે તેવો દાહજ્વર કે ગમે તેવો દીર્ઘકાલીન જ્વર આ પંખાને વીંઝવા માત્રથી મટી જાય છે."

માલણ વેચવા નીકળી. આવા મૂલ્યવાન પંખાને ખરીદે કોણ? છેવટ એક શેઠ મળ્યો, કે જેણે પરીક્ષા કરવાનો વિચાર કર્યો: કારણ કે–તેનો છોકરો દાહજ્વરથી પીડાતો હતો અને ઘણી ઘણી દવાઓ કરવા છતાં તેનો રોગ જતો નહોતો. માલણને સાથે લઈ શેઠ ઘેર ગયા. છોકરાને પંખો વીંઝ્યો કે તરત જ છોકરો નિરોગી બની ગયો.

આશ્ચર્ય પામેલા શેઠે તરત જ માલણને મૂલ્ય ચૂકાવી આપ્યું અને પોતે રાજાની પાસે જઈ, તે પંખો ભેટ ધરી, પંખાના ગુણનું

ધ્યાન કર્યું. રાજાએ–' આવો પંખો ક્યાંથી મેળવ્યો ?' એમ પૂછતાં, શેઠે માલણનું નામ દીધું અને માલણને બોલાવી રાજાએ પૂછ્યું એટલે તેણે પરદેશી વિમલયશના વિજ્ઞાનનું એ પરિણામ છે એમ જણાવ્યું. રાજાએ સુભટોના પરિવાર સાથે સુખાસન મોકલી વિમલયશને આડંબર સહિત તેડાવ્યો.વિમલયશ પણ ભેટણા સહિત રાજાની પાસે આવ્યો. રાજાને ભેટણું ધરી તેણે પોતાની કેટલીક કળાઓ બતાવી, કે જેથી રાજા ખૂબ જ તુષ્ટ થયો. રાજાએ વર માગવાનું કહ્યું. વિમલયશે ના પાડી. રાજાએ આગ્રહ કર્યો કે–' કાંઈક તો માગવું જ પડશે. મારૂં વચન નિરર્થક ન થાય.' આથી વિમલયશે પોને જકાત ઉઘરાવે અને ભોગવે એવો અધિકાર માગી લીધો. રાજાએ તે આપવા સાથે વિમલયશને રહેવા માટે સુન્દર આવાસ પણ આપ્યો. રોજ એકસો આઠ વાર શ્રી નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરતાં અને ઉપજ ધર્મકર્મમાં ખર્ચતાં તે સુખે દિવસો પસાર કરવા લાગ્યો.

હવે એવું બન્યું કે–એ નગરમાં એક ચોરે કારમો ઉત્પાત મચાવ્યો. રૂપપરાવર્ત્તિની વિદ્યા અને ચૌર્યકલા આદિમાં કુશલ એવો તે ચોર કોઇથી પકડાયો નહિ, એટલે રાજાએ પડહ વગડાવ્યો કે– "જે કોઈ ચોરને પકડી મને સોંપશે, તેને મોં માગ્યું ઇનામ આપવામાં આવશે." બીડું તો અનેકોએ ઝડપ્યું, પણ તે સર્વ ઠગાયા. કોટવાલ, મંત્રી અને ખૂદ રાજા પણ ઠગાયા. રાજાને ઠગતી વેળાએ તો ચોર રાજપુત્રી ગુણમંજરીને પણ ઉપાડી ગયો. તે પછી એક વેશ્યાએ બીડું ઝડપ્યું તો ચોરે તેને ગધેડી બનાવી દીધી. આથી હા–હાકાર વર્તી ગયો. ત્રાસેલા રાજાએ પુનઃ જાહેરાત કરી કે–" જે કોઇ ચોરને પકડી લાવશે તેને અર્ધ રાજ્ય દેવા સાથે રાજકન્યા પરણાવીશ."

હવે વિમલયશે બીડું ઝડપ્યું. વિમલયશે બીડું ઝડપતાંની સાથે જ નોકરો ચાલ્યા ગયા. સૌને ચોર ગધેડા બનાવી દેશે એવી બીક હતી. પણ વિમલયશે બુદ્ધિ અને વિદ્યાના બળથી તે ચોરને પકડ્યો, રાજકુમારીને છોડાવી અને જેનું જે કાંઈ ચોરાયું હતું તે પાછું મેળવી

આપ્યું. રાજા ચોરને હણવા તત્પર થયા, પણ આવા કલાસંપન્નને ન મરાય કહી વિમલયશે ચોરનો જીવ બચાવ્યો અને તેને પણ શિખામણ દઈ સુધાર્યો. રાજાએ પોતાના વચન મુજબ રાજકુમારી ગુણમંજરીને વિમલયશ સાથે પરણાવી અને અર્ધરાજ્ય પણ સુપ્રત કર્યું.

આ પછી થોડા કાળે અમરકુમાર પણ બેનાતટપુરના કાંઠે કરીયાણાથી ભરેલાં વહાણો લઈને આવ્યો. વિમલયશ, કે જે મૂળ તો સુરસુન્દરી જ છે, તેણે અમરકુમારને પારખી લીધો. અમરકુમાર તો ભેટણું લઈ રાજા પાસે પહોંચ્યો, પણ-' આ કોઈ ચોર છે '-એમ કહેવડાવીને વિમલયશે અમરકુમારને પોતાની પાસે બોલાવી લીધો. ચોર તરીકે તેને જાહેર કરી તેનો સઘળો માલ લૂંટી લીધો. માણસોને કહ્યું કે-' આને તમે ચોર-ચોર કહી ગભરાવજો, પણ તેના શરીરને કશી જ ઈજા ન થાય તે સંભાળજો.' માણસોએ અમરકુમારને ખૂબ ગભરાવ્યો, એટલે ભીતિવશ તે મૂર્ચ્છા પામ્યો. વિમલયશે તેને સચેત કર્યો. અમરકુમાર પોતાને માત્ર જીવતો જ છોડી દેવા માટે કરગરવા લાગ્યો. વિમલયશે કહ્યું કે-" જો તું સવાશેર ઘી મારા પગતલમાં સમાવે તો છોડું." અમરકુમાર ઘી લઈને ઘસવા બેઠો અને વિમલયશે ઉંઘવાનો ઢોંગ કર્યો. ઘણા વખત સુધી ઘસવા છતાં ઘી ખૂટયું નહિ, એટલે લાગ જોઈને અમરકુમાર તેને પીવા ગયો. એ જ વખતે વિમલયશે જાગીને હાથ પકડી કહ્યું-" તું નાનપણથી જ ચોરી કરતાં શીખ્યો છે અને હજુય તે વ્યસન ગયું નથી ? " આ સાંભળતાં જ અમરકુમારને રાજકુમારીના છેડેથી સાત કોડી છોડ્યાની અને પોતે તેના પરિણામે સુરસુન્દરીને તજ્યાની વાત યાદ આવી, એટલે તે પુનઃ મૂર્ચ્છા પામ્યો. તેને સચેત બનાવી વિમલયશે હકીકત પૂછી અને તાવી જોયો. ક્રોધવશ તેણે સુરસુન્દરીને તજી તો હતી, પણ પછી તેને ખૂબ પશ્ચાત્તાપ થયેલો. અત્યારે પણ તેના હૈયામાં સુરસુન્દરી માટે અતિશય પ્રેમ હતો. છેવટે વિમલયશે પોતાનું સાચું રૂપ પ્રગટ કર્યું અને સુરસુન્દરી મળતાં અમરકુમારના હર્ષનો પાર રહ્યો નહિ. બન્નેએ ' મિચ્છામિ દુક્કડં ' દઈ એક-બીજાની વિતકો કહી-સાંભળી.

જોતજોતાંમાં આ વાત બેનાતટપુરમાં ફેલાઇ. રાજા ગુણપાલ પણ એ જાણીને આશ્ચર્ય પામ્યા. તેમણે પોતાની પુત્રી અમરકુમારને પરણાવી. કેટલાક વખત પછી અમરકુમાર ચંપાપુરીએ જવાને તૈયાર થયા. રાજા–રાણીએ પોતાની ગુણમંજરી પુત્રીને પણ સુરસુન્દરીને ભળાવી સાથે મોકલી. બીજી પણ ઘણી સમૃદ્ધિ ભેટ આપી. તેઓ ચંપાનગરીમાં આવી પહોંચતાં રાજા વિગેરે અતિ આનંદિત થયા.

એક વાર, શ્રી જ્ઞાનધર નામના મુનિવર પધાર્યા છે, એવી ઉદ્યાનપાલકે આવીને વધાઇ આપી. રાજા વિગેરેના રોમેરોમમાં એ સાંભળી હર્ષ ઉભરાણો. ચતુરંગી સેના સાથે રાજા મુનિવર પાસે પધાર્યા. પાંચેય રાજ્યાંગોને તજીને રાજાએ પંચાંગ પ્રણિપાત કર્યો. અમરકુમાર પણ પોતાની બન્ને પત્નીઓ સાથે આવેલ છે. આવેલ સમુદાયને ધર્મનો અર્થી જોઇને મુનિવરે ધર્મની સુવિશુદ્ધ દેશના દીધી.

આ વખતે રાજાએ પૂછ્યું કે–" મારી પુત્રી સુરસુન્દરી કયા કારણે તેના સ્વામિના વિયોગને, દુઃખને તથા આવા સુખને પામી ?" મુનિવરે પૂર્વભવ જણાવતાં ફરમાવ્યું કે–સુદર્શન નામના ગામમાં સુરરાજ અને રેવતી નામે રાજા–રાણી હતાં. એક વાર તે બન્ને ક્રીડા નિમિત્તે વનમાં ગયાં. ત્યાં એક મુનિવરને ધ્યાનસ્થ જોઇને રાજાએ તેમની પ્રશંસા કરી, એટલે રાણીએ કહ્યું કે–' વાત સાચી, પણ કહો તો આ મુનિને ક્ષણવારમાં ધ્યાનભ્રષ્ટ કરૂં.' રાજા મૌન રહ્યા એટલે રાણીએ હાસ્યવિલાસ આદર્યો, મુનિવરની દુગંછા કરવા માંડી અને મુહપત્તી–ઓઘો લઇ લેવા જેટલી પણ ધૃષ્ટતા કરી. આવી રીતિએ બાર બાર ઘડી સુધી તે મુનિવરને અનુકૂળ ઉપસર્ગ કરવા છતાં તેઓ ચળ્યા નહિ, એટલે રાજાએ રાણીને કહ્યું કે–' આવા મુનિવરની હાંસી કરવી એ યોગ્ય નથી.' આથી રાણી ઝંપી. મુનિવરે ધ્યાન પૂર્ણ કરીને એ દમ્પતિને યોગ્ય જાણી ધર્મોપદેશ દીધો. બેઉએ ધર્મને સાંભળી સદ્દહ્યો અને રાણીએ શુભ ભાવથી મુનિવરને દાન દઈ અનંતું પુણ્ય ઉપાર્જ્યું, પણ પૂર્વનું પાપ આલોચવાનું રહી ગયું. તે રાજા–રાણી

ત્યાંથી મરીને દેવલોકનાં સુખો ભોગવી આ નગરીમાં જન્મ પામ્યાં. એ રાજાનો જીવ તે અમરકુમાર અને રાણીનો જીવ તે સુરસુન્દરી. બાર ઘડી સુધી મુનિવરોને રંજાડેલા માટે તેણીને બાર વર્ષનો વિયોગ ભોગવવો પડયો, દુગંછા કરેલી તેથી મચ્છના પેટમાં વસવાનું થયું અને મુનિવરને આહાર દીધેલો તેથી તે વિદ્યા અને રાજ્ય પામી.

પોતાના પૂર્વભવની હકીકત સાંભળતાં, અમરકુમાર અને સુરસુન્દરી જાતિસ્મરણ જ્ઞાન પામ્યાં. મુનિવરને વિનંતિ કરી કે—' અમને ઉદ્ધારો.' મુનિવરે દીક્ષા લેવાનું જણાવ્યું. મુનિવરના ઉપદેશથી રાજાએ અને શેઠે અનુમતિ આપી, એટલે શ્રી અમરકુમારે અને શ્રીમતી સુરસુન્દરીએ ભાગવતી દીક્ષા ગ્રહણ કરી. દીક્ષા ગ્રહણ કરીને તેઓ તેના પરિપાલનમાં ધીર બની સ્વપર--શ્રેય સાધવા લાગ્યાં. ક્રમે ક્રમે દુષ્કર્મોથી મુક્ત બનતાં તેઓ રાગ, દ્વેષ અને મોહ ઉપર અનુપમ વિજય મેળવી અનન્તજ્ઞાની બન્યાં અને અન્તે શ્રી શિવપદને પણ પામ્યાં.

+ + +

વાંચકોએ યાદ રાખવાનું છે કે—આ તો મૂળ કથાનો સાર માત્ર છે. ખરી મઝા તો મનનપૂર્વક રાસને વાંચવામાં છે: કારણ કે—સ્થલે સ્થલે કવિશ્રીએ પ્રાસંગિક વર્ણન કરવામાં કમાલ કરી છે તેમજ આન્તરકથાઓ પણ ઘણી લીધી છે. રત્નજટીએ વિચારેલી કામની વિષમતાનું વર્ણન, શ્રી જ્ઞાનધર મુનિવરની ધર્મદેશનાનું વર્ણન, શ્રી અમરકુમાર તથા શ્રીમતી સુરસુન્દરીના ચારિત્રપાલનનું વર્ણન અને તે પૂર્વે ક્રોધ, દુષ્કર્મ આદિનું વર્ણન—એ બધું અતિશય મનનીય છે. ચોરના ઉત્પાતનું વર્ણન પણ ઘણા જ વિસ્તારથી કરવામાં આવ્યું છે. તેમાં પણ અનેક બાબતો ઉપકારક છે, જાણવાયોગ્ય છે અને આહ્લાદજનક છે.



श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमो नमः ।

पण्डितप्रवर–श्रीमद्–वीरविजयजी

विरचित

# श्री सुरसुन्दरीनो रास

## प्रथम–खण्ड

### મંગલાચરણ.

[ દોહરા. ]

૧સકલગુણાકર પાસજી, શંખેશ્વર અભિરામ;
મન વંછિત સુખ સંપજે, નિત સમરંતાં નામ. ૧
ઈષ્ટ મનોરથ પૂરતી, ચૂરતી ૨અલીક વિઘન્ન;
કવિજન જનની ભારતી, વારતી અલીક વચન્ન. ૨
કાશમીર પ્રતિ વાસિની, સોલ નામ જસ શુદ્ધ;
જે ભવી નિત સમરણ કરે, તસ હુએ નિરમલ બુદ્ધ. ૩
ભારતી સરસતી શારદા, હંસગામિની જેહ;
વિદુષાંમાત કુમારિકા, વાગેસરી શુચિદેહ. ૪
બ્રહ્મસુતા ત્રિપુરા કહી, વાણી શ્રી વરદાય;
વિશ્વવિખ્યાતા તું સહી, ધ્રુવવાણી શ્રુતદાય. ૫

---

૧–સર્વગુણની ખાણ. ૨–અપ્રિય.

ભાષા ગૌરી જાણીએ, ઈત્યાદિક જસ નામ;
પ્રણમું હું નિત્ય પ્રેમશું, જે ગુણ સુખનું ધામ. ૬
ત્રિભુવનમાતા શારદા, તુજ ઉપકાર મહંત;
સિદ્ધ અનંતા તે થયા, તુજથી શિવવધૂ કંત. ૭
સાન્નિધ્ય કરજો માતજી, દેજો વચન વિલાસ;
પ્રથમ ઉદ્યમ મેં માંડિયો, જિમ હુએ અધિક ઉલ્લાસ. ૮
સુરસુંદરી શીયલે સતી, સતીયોમાં સુપ્રકાશ;
તાસ રાસ રચતાં થકાં, મુજ મુખ કરજો વાસ. ૯
બુદ્ધિ મંદ છે માહરે, પણ તુમ ભક્તિ સમેત;
કોકિલ જે મધુ–રવ કરે, આમ્ર સમંજરી હેત. ૧૦

## ઢાલ–પહેલી.

[ લક્ષણ પાંચ કહ્યાં સમકિત તણાં–એ દેશી. ]

સદ્દગુરૂ પંચ સમિતિને જે ધરે, ખટકાયક પ્રતિપાલ; સુગુણ નર૦
ખટવ્રત ધારક વારક કુમતિના, દીપકથી અંધકાર. સુગુણ નર૦
**શ્રવણ ધરી કરી ભવિજન સાંભલો–આંકણી૦ ૧**
એહવા મુજ ગુરૂને ચરણે નમી, કરશું વચન વિશેષ; સુ૦
ગુરૂભક્તિ વિણ વચન જે ઉચ્ચરે, રસ નવિ આપે રે લેશ. સુ૦શ્ર૦ ૨
જમતાં જનને [1]રસવતી રસ દીયે, જો હોય માંહે હવેજ; સુ૦
જિમ નિરમલ અંજન આંજ્યા થકી, વાધે અધિકું રે તેજ. સુ૦શ્ર૦ ૩
તસ પ્રણમી કરી બોલું જિનવરે, ભાખ્યો ધર્મ વિલાસ; સુ૦
જેહવો જગમાં પુરૂષ વખાણીયે, તેહવો વચન વિશ્વાસ. સુ૦ શ્ર૦ ૪
સરવારથ વિમાનથકી ચવી, તેત્રીસ [2]અયરનું આય; સુ૦
મરૂદેવી જનની ઉયરે વસી, જનમ્યા ઉત્સવ થાય. સુ૦શ્ર૦ ૫

---

૧–રસોઈ. ૨–સાગરોપમનું.

સુરપતિ સવિ મલી સુરગિરિ ઉપરે, ન્હવરાવ્યા જિનરાજ; સુ૦
ઋષભ કુમર દિનદિન વધતા થકા, જિમ દ્વિતીયાનિશિરાજ[1]. સુ૦ શ્રી૦ ૬
રૂપવતી દો પરણ્યા સુંદરી, યૌવન ભર જબ આય; સુ૦
ભરતાદિક શત પુત્રે પરિવર્યા, શુભ નીતિપંથ બતાય. સુ૦ શ્રી૦ ૭
ત્યાસી લાખ પૂરવ ગૃહવાસમાં, યુગલા–ધર્મ નિવાર; સુ૦
સંયમ લેઈ કર્મ ખપાવીયા, કેવલજ્ઞાન ભંડાર. સુ૦ શ્રી૦ ૮
સમવસરણ વિરચે સવિ સુર મલી, બેઠા ત્રિભુવન [2]ભાણ; સુ૦
આઠે પ્રાતિહારજ શોભતાં, લોકા–લોકના જાણ. સુ૦ શ્રી૦ ૯
માઘતણી વદિ તેરસ વાસરે, શિવસુંદરી ભરતાર; સુ૦
સાદિ અનંતે ભાંગે જે હુઆ, ભવી પ્રણમો સુખકાર. સુ૦ શ્રી૦ ૧૦
સો ભગવંત સંતસુખદાયકા, આદિ ધરમ જેણે દાખ્યો; સુ૦
દાન શીયલ તપ સંયમ ભાવના, વિરતાવિરતિ રે ભાખ્યો. સુ૦ શ્રી૦ ૧૧
શ્રીયુગાદિદેવે પ્રકાશીયો, જસ ધ્યાને હોયે પુષ્ટિ; સુ૦
મંત્ર અનાદિ આદિ કો નવિ લહે, તેહિજ પંચપરમેષ્ઠી. સુ૦ શ્રી૦ ૧૨
જેણે એક ચિત્તે આગે આરાધીયો, ઇહિ પરભવ સુખ પાયો; સુ૦
સુરસુંદરી સતીએ આરાધીયો, તવ તસ કષ્ટ પુલાયો. સુ૦ શ્રી૦ ૧૩
રાસ રચ્યો શ્રીસુરસુંદરીતણો, તેહની પહેલી રે ઢાલ; સુ૦
**વીરવિજય** કહે ભવિયણ સાંભલો, ભાવે થઈ ઉજમાલ. સુ૦ શ્રી૦ ૧૪

[ દોહરા. ]

કવણ સતી સુરસુંદરી, કિમ રાખ્યું તિણે શીલ;
પરમેષ્ઠી–મહિમા–થકી, કિમ સા[3] પામી લીલ. ૧
કવણ દેશ માતા પિતા, સા કુણ પુણ્ય પવિત્ર;
શ્રવણ કરી થિર સાંભલો, શ્રોતા તાસ ચરિત્ર. ૨

---

૧–બીજનો ચંદ્ર. ૨–સૂર્ય. ૩–સુરસુંદરી.

## ઢાલ—બીજી.

[ એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ—એ દેશી. ]

જંબૂદ્વીપ સુહામણો રે લો, [1]વર્તુલાકારે વખાણ રે; **નગીનો૦**
ત્રણ લાખ અધિકી કહી રે લો, [2]પરિધિનો પરિમાણ રે. **નગીનો૦**
**ઋદ્ધિ સમૃદ્ધિ ગુણે રૂઅડો રે લો—એ આંકણી૦ ૧**
તિલક તણી પરે દીપતો રે લો, [3]ભૂરમણીને ભાલ રે; **ન૦**
અંગ અનોપમ દેશ છે રે લો, સુંદર ભરત વિચાલ રે. **ન૦ ઋ૦ ૨**
તિણે દેશે ચંપા ઇસે રે લો, નામે નયરી પ્રધાન રે; **ન૦**
સુખીઆ લોક વસે સહુ રે લો, દીએ સુપાત્રે દાન રે. **ન૦ ઋ૦ ૩**
દાનશાલા બહુલી તિહાં રે લો, નિરધનને આધાર રે; **ન૦**
[4]સારિકા વિણ નવિ કહે રે લો, વચન થકી કોઈ માર રે. **ન૦ ઋ૦ ૪**
નારી [5]કબરી બન્ધન વિના રે લો, જાણે ન બંધ પ્રચંડ રે; **ન૦**
દંડ વહે ચૈત્ય ઉપરે રે લો, રાય ન જાણે દંડ રે. **ન૦ ઋ૦ ૫**
નાયક નારી નદી વહે રે લો, નિપુણ નર નાપિત રે; **ન૦**
[6]નર્મા [7]નાગ નરેસરૂ રે લો, નારી વહે [8]નેઉર નીત રે. **ન૦ ઋ૦ ૬**
ન્યાય [9]નાલ નાલિયર બહુ રે લો, [10]નાતિ [11]નકર ઇમ એહ રે; **ન૦**
સહજે દીસે જિહાં ઘણાં રે લો, નગર કહીજે તેહ રે. **ન૦ ઋ૦ ૭**
તે નયરીનો રાજીયો રે લો, રિપુમર્દન નૃપ જોય રે; **ન૦**
અવની હયે અસિને બલે રે લો, પ્રબલ પ્રતાપી સોય રે. **ન૦ ઋ૦ ૮**
પટરાણી રતિસુંદરી રે લો, રૂપે [12]શચી કુણ માત્ર રે; **ન૦**
વ્રતધારી શુદ્ધ શ્રાવિકા રે લો, પતિવ્રતા પુણ્ય પાત્ર રે. **ન૦ ઋ૦ ૯**

---

૧-ગોળાકારે. ૨-વર્તુલનો ઘેરાવો. ૩-પૃથ્વીરૂપી સ્ત્રી. ૪-સોગટી. ૫-ચોટલો. ૬-તેલ મસળનાર. ૭-હાથી. ૮-ઝાંઝર. ૯-તોપ. ૧૦-ન્યાતિ. ૧૧-કર-વેરો નહિ. ૧૨-ઇન્દ્રાણી.

રાય અને **રતિ**સુંદરી રે લો, ભોગવે સુખ સુવિચિત્ત રે; **ન૦**
માંસ–નખ [૧]જલ–ઝષ પરે રે લો, કામિની પ્રીતમ પ્રીત રે. **ન૦ ઋડ૦૧૦**
હોય સુત ઉપરે સુતા રે લો, ગરભે ઉપની જામ રે; **ન૦**
માસ ત્રીજાને આસરે રે લો, દોહદ ઉપના તામ રે. **છબીલી**

**જીવ ઉત્તમ ઇમ જાણીયે રે લો—એ આંકણી૦ ૧૧**

ધર્મ થાનક ધન વાવરૂં રે લો, પાલું દયા કરૂં યાત્ર રે; છ૦
દીન દુઃખીને સુખ દીઉં રે લો, પોષું પ્રેમે સુપાત્ર રે. છ૦ જી૦ ૧૨
[૨]કુંજર બેસી વનાંતરે રે લો, ક્રીડા કરૂં સસનેહ રે; છ૦
દોહદ ઇષ્ટ જે ઉપજે રે લો, પૂરવે રાજા તેહ રે. છ૦ જી૦ ૧૩
ગરભ અધમ જબ ઉપજે રે લો, [૩]તક્ર [૪]દધિ [૫]શીત અન્ન રે; છ૦
ચોરી કરીને ચાખવા રે લો, માતાનું હોય મન્ન રે. છ૦ જી૦ ૧૪
નેવાં ઇંટ [૬]લિહાલા ભખે રે લો, પાપીનો કરે સંગ રે; છ૦
ક્રોધ કરે મિથ્યા વદે રે લો, પરનિન્દામાં રંગ રે. છ૦ જી૦ ૧૫
દેવ ગુરૂ પણ નવિ ગમે રે લો, કલહ કરે દિન રાત રે; છ૦
એ સઘલાં કરે પ્રીતશું રે લો, જીવ અધમની માત રે. છ૦ જી૦ ૧૬
માસ પૂરણે **રતિ**સુંદરી રે લો, જનમી પુત્રી અનુપ રે; છ૦
નામ ધર્યું **સુર**સુંદરી રે લો, [૭]સુરસુંદરી સમરૂપ રે. છ૦ જી૦ ૧૭
**સુર**સુંદરીના રાસની રે લો, એ કહી બીજી ઢાલ રે; છ૦
**વીર** કહે શ્રોતા સુણો રે લો, [૮]ઉચ્છક થઈ ઉજમાલ રે. છ૦ જી૦ ૧૮

[ દોહરા. ]

[૯]સિતપક્ષે જિમ વાધતો, બીજનો ચંદ્ર વિશાલ;
તિમ ગુણ રૂપે અલંકરી, પુણ્યે વધતી બાલ. ૧

૧–પાણી ને માંછલું. ૨–હાથી. ૩–છાશ. ૪–દહીં. ૫–ટાઢું. ૬–કોલસા. ૭–દેવાંગના. ૮–ઉત્સુક. ૯–અજવાળીયામાં.

જિમ [1]ગિરિકંદરમાં વધે, નિર્ભય ચંપકવેલ;
વસે સુખે તિમ ઘર રહી, સુંદરી મોહનવેલ. ૨
ચતુર વિચક્ષણ જબ હવી, સાત વરસની જામ;
માત પિતા હરખે કરી, ભણવા મૂકી તામ. ૩
પંડિત બહુ યતને કરી, શિખવે કળા અભ્યાસ;
વૈયાકરણાદિક ભણે, કરતી વિનય વિલાસ. ૪
ઇણે અવસર નિશાળમાં, નામે **અમરકુમાર**;
તે સાથે કુમરી તણી, પ્રીત બની સુખકાર. ૫
કવણ વડો નિશાળીયો, કવણ માત કુણ તાત;
શ્રોતા જન એક ચિત્તશું, નિસુણો તસ [2]અવદાત. ૬

## ઢાલ—ત્રીજી.

**[હુઆ ચારિત્ર જુત્તો, સમિતિને ગુત્તો, વિશ્વનો તારૂજી—એ દેશી.]**

હવે તેહિજ નગરી, **ચંપા** સખરી, વિશ્વમાં—જયકારી૦
નિવસે તિહાં રંગે, સમકિતસંગે; વાસિઓ—મનોહારી૦
ગણે **પંચપરમેષ્ઠી**, **ધનાવહ** શ્રેષ્ઠી, વિશ્વમાં—જયકારી૦
સજ્જન પરિવારે, ભગતિ ઉદારે. પરવર્યો—મનોહારી૦ ૧
તસ ખટ ગુણ પ્યારી, **ધનવતી** નારી, વિ૦
રૂપ—રંગે સારી, અપછર હારી; જેહથી—મ૦
સા ભક્તિ મહેલા, ભોજનવેલા, વિ૦
જિમ માત જમાડે, બેસી ઉડાડે. મક્ષિકા—મ૦ ૨
વચને જિમ મૈત્રી, ખેમા [3]ધરિત્રી, વિ૦
કાર્યે જિમ દાસી, ધર્મે વાસી; શ્રાવિકા—મ૦
ભોગવે નરનારી, સુખ સંસારી, વિ૦
[4]શુક્તિ જિમ મોતી, પુન્ય પનોતી. કામિની—મ૦ ૩

૧—પર્વતની ગુફામાં. ૨—હકીકત. ૩—પૃથ્વી. ૪—છીપ.

તસ ઉયર સરોવર, હંસ બરોબર, વિ૦
કુલ કીરત કરિયો, સુર અવતરિયો; ગર્ભમાં-**મ૦**
શુભ સ્વપ્ન દિખાવે, દોહદ પાવે, વિ૦
માસ પૂરણ જાયો, કુલવધૂ ગાયો. મોદશું-**મ૦** ૪

નાતિ સજ્જન પોષી, તેડી જોષી, વિ૦
અભિધાને અદ્ભુત, **અ**મરકુમર સુત; થાપિયો-**મ૦**
આઠ વરસનો સુંદર, રૂપે [૧]પુરંદર, વિ૦
લોક લક્ષણ દેખી, સુગુણ ગવેખી. મોહતા-**મ૦** ૫

દેખી મતિ તાજી, માત પિતાજી, વિ૦
બેસી નિજ [૨]ધામે, [૩]હૃદયારામે; ચિંતવે-**મ૦**
થયો પુત્ર વિચક્ષણ, પણ વિદ્યા વિણ, વિ૦
કાંઇ શોભે નહિ તિમ, જીવ વિના જિમ. દેહડી-**મ૦** ૬

જિમ નારી વિના નર, પુત્ર વિના ઘર, વિ૦
નૃપ ન્યાય ન દાખે, જિમ મદ પાખે; [૪]કુંજરા-**મ૦**
ભક્તિ વિણ નારી, નવિ હોય પ્યારી, વિ૦
જિમ નીર વિના [૫]સર, શસ્ત્ર વિના શૂર. શું કરે-**મ૦** ૭

ભ્રાતા ગત સ્નેહા, વિણ [૬]દૃગ નેહા, વિ૦
સુત વિદ્યા પાખે, ભાર ન રાખે; ગેહનો-**મ૦**
ઇમ બોલ્યા વાણી, શેઠ શેઠાણી, વિ૦
જ્યોતષીને આગે, મુહૂરત માગે. રૂઅડું-**મ૦** ૮

---

૧-ઇંદ્ર. ૨-ઘરમાં. ૩-હૃદયરૂપી બગીચામાં. ૪-હાથી.
૫-સરોવર. ૬-ચક્ષુ.

શુભ મુહૂરત લીધું, જોષીયે દીધું, વિ૦
જિહાં વિદ્યા સારી, રાજકુમારી; શિખતી–મ૦
તિહાં આવે ઉલ્લાસે, પંડિત પાસે, વિ૦
મૂકી શ્રીફલ શીખે, પોતા સરીખે. છાત્રશું–મ૦ ૯

[1]આરતી અવગણતો, અંકને ભણતો, વિ૦
નીતિ શાસ્ત્ર વિચારે, લિપી અઢારે; શિખતો–મ૦
હ્રસ્વાદિક વર્ણે, વૈયાકરણે, વિ૦
ભણે ધાતુ અઘાતો, શબ્દ સધાતો. સાધતો–મ૦ ૧૦

ન્યાય તર્ક વખાણે, [2]પિંગલ જાણે, વિ૦
કલા કાવ્યની ભરિયો, આપે દરિયો; શાસ્ત્રનો–મ૦
થયો વૈદ્યક શાસ્ત્રી, તે ગુણ પાત્રી, વિ૦
નવો [3]ધન્વંતરિઓ, જાણે ઉતરિઓ. સ્વર્ગથી–મ૦ ૧૧

તિહાં અમરકુમરજી, આલસ વરજી, વિ૦
દિન થોડામાંહિ, [4]શાસ્ત્ર ઉચ્છાંહિ; શિખીયો–મ૦
પંડિત મન ભાવે, બાલ ભણાવે, વિ૦
વડો નામ ધરાવે, પઢત હરાવે. અવરને–મ૦ ૧૨

---

૧–દુઃખ–પીડા. ૨–છંદઃશાસ્ત્ર. ૩–દેવોનો વૈદ્ય.

૪–अनन्तपारं किल शब्दशास्त्रं, स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः ।
सारं तथा ग्राह्यफलं तु पुंसा, हंसो यथा क्षीरमिवाम्बुमध्यात् ॥१॥

**ભાવાર્થ**:—શબ્દશાસ્ત્રનો કાંઈ પાર નથી, આયુષ્ય પરિમિત છે અને વિઘ્નો ઘણાં છે, માટે જેવી રીતે હંસ પાણીમાંથી દુધને જ ગ્રહણ કરે છે, તેવી રીતે પુરૂષોએ સાર સાર ગ્રહણ કરવા યોગ્ય છે.

શુભ રંગ રસાલે, ત્રીજી ઢાલે, વિ૦
સુરસુંદરી રાસે, વીર પ્રકાશે; રંગશું-મ૦
સાંભલજો શ્રોતા, પુન્ય પનોતા, વિ૦
શુભ ધ્યાને સુણજો, શાસ્ત્રને ભણજો. ઉદ્યમે-મ૦ ૧૩

[ દોહરા. ]

પત્ર છેદની જે કલા, ધનુરવેદ અભ્યાસ;
ગજભ્રમ અશ્વપરીક્ષણી, શિખે પંડિત પાસ. ૧
મંત્ર તંત્રની જે કહી, કલા બહુંતેર સાર;
પંડિતને સંતોષતો, શિખે અમરકુમાર. ૨
રાજ સુતા સુરસુંદરી, કલા વિવેક વિશાલ;
ચોસઠ જે [1]મહિલા તણી, શિખે ગુણમણિમાલ. ૩
એક દિન રાજકુમારિકા, ગ્રીષ્મ ઋતુને કાલ;
ભોજન મન ગમતું કરી, આવી તે નિશાલ. ૪

## ઢાલ-ચોથી.

[ ચોપાઈની-દેશી. ]

એક દિન ઉષ્ણઋતુને કાલ, ભોજન કરી આવી નિશાલ;
મંદ મંદ પવન તિહાં વહે, તે દેખી [2]સા નિદ્રા લહે. ૧
ઇણે અવસર સો શ્રેષ્ઠિકુમાર, બાળક અવર તણે પરિવાર;
રાજકુમારી સૂતી જિહાં, તે પણ આવી બેઠો તિહાં. ૨
કુમરી [3]વસ્ત્રાંચલ અભિરામ, ગાંઠડી બાંધી દીઠી જામ;
કોડી સાત હતી ગુણગેહ, કુમરે છોડી લીધી તેહ. ૩
બાલક એક તણે કર દીધ, શિખામણ તસ એહવી કીધ;
સુખડી એહની જેસી મલે, તેસી લાવો મુજ આગલે. ૪

---

૧-સ્ત્રી. ૨-સુરસુંદરી. ૩-વસ્ત્રનો છેડો.

ઈમ નિસુણીને ઉભો થયો, એકલડો ચઉટામાં ગયો;
હાટે ફરતાં જોતાં મીઠ, અતિ રૂઅડી ગુલધાંણી દીઠ. ૫
વેચાતી લીધી ગહગહી, લાવી કુમરને દીધી સહી;
કુમર સઘલાને એક કરી, કુમરે દીધી વહેંચણ કરી. ૬
ભણવા બેઠા [1]જક્ષણ કરી, તેહવે જાગી નૃપકુમરી;
કુમરીને તવ અમરકુમાર, સુખડીનો કહે ભાગ ઉદાર. ૭
રાખી મૂકયો છે તુમ તણો, તે આરોગ્યા પુંઠે ભણો;
તવ કુમરી બોલી ચિત્તઆણુ, આણી એહ કુણે ગુલધાણુ. ૮
વલતું કુમર કહે તે વાત, તુમ વસ્ત્રાંચલ કોડી સાત;
મેં તે લેઈ અણાવી એહ, મ ધરીશ ચિત્ત અવર સંદેહ. ૯
ચટકો લાગ્યો ચિત્તમાં સુણી, કુમર પ્રતિ કહે રે ! અવગુણી;
કિંહાંનો તું મોટો શેઠીયો, આ કાલે અભિનવ ઉઠીયો. ૧૦
પારકો અરથ ગ્રહી વ્યય કીધ, એહમાંહિ શી ભલાઇ લીધ;
કહ્યા વિના તેં વહેંચણ કરી, તેં મુજ સૂતી વેચી ખરી. ૧૧
એ તુજ કલા કુણે શિખવી, ઇમ કીરતિ નહિ વાધે નવી;
મા જાણે મુજ પુત્ર સુપુત્ર, પણ ન રહે તુજથી ઘર સૂત્ર. ૧૨
જો પંડયે બોલાવ્યો બહુ, તો તેં અવગણી નાંખ્યા સહુ;
જો નિશાલે વડેરો કહ્યો, તો સરિતાના પૂર જ્યું વહ્યો. ૧૩
કુમર કહે તું થોડે કામ, એવડો કાંઇ કહે વિરામ;
કરત સાત કોડીયે કિસ્યું, જે તુજ દુઃખ લાગે છે ઈસ્યું. ૧૪
કહે કુમરી તુજને શું કાજ, સાત કોડીએ લેયત રાજ;
સુણી કુમર અણ બોલ્યો રહ્યો, ડંસ સોય મનમાંહિ ગ્રહ્યો. ૧૫
પિતા એહનો આ-પુરધણી, કિમ ઉત્તર વાલું તેહ ભણી;
વલિ પ્રસ્તાવ લહીશું યદા, સઘલાં કાજ કરીશું તદા. ૧૬

---

૧-ભક્ષણ.

ઈસી વિમાસણ સૂધી કરી, નવિ [1]જલ્પાવી પછે કુમરી;
અનુકરમે તે બિહું ગુણ કલા, શિખ્યાં શાસ્ત્ર અરથ અમલા. ૧૭
સુરસુંદરીનો રાસ રસાલ, તેહ તણી એ ચોથી ઢાલ;
દેશી ચોપાઈની મેં ભણી, **વીર** કહે ચિત્ત ધરજ્યો ગુણી. ૧૮

[ દોહરા. ]

હવે નિજ નિજ માતા ઠવે, જૈનાચારજ પાસ;
સંઘયણાદિક સવિ ભણે, દંડક ક્ષેત્રસમાસ. ૧
પાસે પોસહશાલમાં, સાધવી સુગુણ પવિત્ત;
એક દિન બેઠી નમી કરી, સુરસુંદરી સુવિનીત. ૨
વિનય કરી તવ પૂછતી, સાધવીને ધરી નેહ;
શ્રી નવકાર તણો કહો, મહિમા જાસ અછેહ. ૩
તવ વલતું ગુરૂણી કહે, સાંભલ રાજકુમારી;
મંત્ર પરમેષ્ઠી શાશ્વતો, ચૌદ પૂરવનો સાર. ૪
+ભાવ સહિત જપતાં થકાં, સપ્ત અયર દુઃખ નાસ;
એક અક્ષરથી જાણજો, એક પદે પંચાસ. ૫
×ગુરૂદત્ત આમ્નાયે ગણે, જે લખ એક નવકાર;
તીર્થંકર અભિધાન તે, બાંધે નર નિરધાર. ૬

---

૧–બોલાવી.

+ સરખાવો શ્રીશ્રાદ્ધવિધિની પાંચમી ગાથાની ટીકાનો આ શ્લોક–

**नवकारइक्कअक्खर, पावं फेडेइ सत्त अयराणं ।**
**पन्नासं च पएणं, पंचसयाइं समग्गेणं ॥ १ ॥**

× સરખાવો શ્રીશ્રાદ્ધવિધિની પાંચમી ગાથાની ટીકાનો આ શ્લોક–

**जो गुणइ लक्खमेगं, पुएइ विहीइ जिणनमुक्कारं ।**
**तित्थयरनामगोअं, सो बंधइ नत्थि संदेहो ॥ २ ॥**

+આઠ કોડ લખ આઠ વલિ, અટ્ઠસહુસ સયઅટ્ઠ;
અષ્ટ અધિક ભકતેં ગણે, તે પામે પરમટ્ઠ. ૭
મનવંછિત તસ સંપજે, જે જપે નિત નવકાર;
કષ્ટ ટલે લક્ષ્મી મલે, જિમ જગ શિવકુમાર. ૮

## ઢાલ–પાંચમી.

**[ ધાતકીખંડના ભરતમાં—એ દેશી. ]**

રત્નપુરી નગરીમાં, નૃપ દમિતારિ વસંત;
શ્રીયશોભદ્રહ નામે, શેઠ વસે ધનવંત. ૧
દેવપૂજા નિત કરતો, શ્રાવક બીરૂદ ધરંત;
જોગત્રિતય થિર ધ્યાને, પરમેષ્ઠી સમરંત. ૨
તેહ તણો સુત સુંદર, શિવકુમર અભિધાન;
સાત વ્યસનને સેવે, આપે થઈ અજ્ઞાન. ૩
ઘણુંયે પિતાયે વાર્યો, પણુ ન મૂકે કુકર્મ;
શિખવીઓ બહુ કષ્ટે, પણુ ન કરે તે ધર્મ. ૪
અંત સમે યશોભદ્રે, બોલાવ્યો નિજ બાલ;
મધુર સ્વરે કરી ભાખે, હિતકર વાત રસાલ. ૫
માન માગી તુજને કહું, સાંભલ શિવકુમાર;
સંકટ આવે ગાઢો, તવ ગણુજે નવકાર. ૬
દાક્ષિણ્યતાએ માન્યું, પુત્રે પિતાનું વચન્ન;
સુરલોકે પછે પોહતો, શેઠ કરી શુભ મન્ન. ૭

+ સરખાવો શ્રીશ્રાદ્ધવિધિની પાંચમી ગાથાની ટીકાનો આ શ્લોક–
**अट्ठेवयअट्ठसया, अट्ठसहस्सं च अट्ठकोडीओ ।**
**जो गुणइ अट्ठलक्खे, सो तइयभवे लहइ सिद्धिं ॥ १ ॥**

સાત વ્યસનને પોષતાં, [1]નીઠી લખમી સર્વ;
માન મહત્ત્વ ન પામે, [2]નિઃસ્વ થયો ગયો ગર્વ. ૮
એક દિન તેહને મલીયો, ત્રિદંડિક ધુતાર;
તે આગે શિવ ભાખે, નિરધનનો અધિકાર. ૯
ત્રિદંડીઓ કહે સાંભલ, વાત કરી થિર કાન;
જો હું કહું તે તું કરે, તો કરૂં [3]ધનદ સમાન. ૧૦
એક મૃતકને અણાવી, [4]કૃષ્ણ ચતુર્દશી રાતિ;
મંડલ માંડી મસાણે, બેઠા બિહું ધરી ખાંતિ. ૧૧
મૃતક તણે કર દીધી, ખડગ ઉઘાડી એક;
પગતલીયાં [5]ઓહલાંસે, શેઠ કુમર અવિવેક. ૧૨
ત્રિદંડીઓ જઈ દૂરે, બેસી કરતો જાપ;
ઈણ અવસર તિહાં સુણજો, પ્રગટ્યો [6]કૈતવ પાપ. ૧૩
શિવકુમર મન ચિંતે, સંકટ પડીયો તામ;
ત્રિદંડીએ સવિ કીધો, મુજ હણવાનો કામ. ૧૪
ઉઠી મૃતક સહી મુજને, ખડગે હણશે એહ;
ઈહાં થકી ન નસાયે, ઈણિ પેરે ચિંતે તેહ. ૧૫
ઈણ અવસર તિહાં સાંભર્યો, જનક વચન સુખકાર;
મન વચ કાય એકાગ્રે, તવ જપતો **નવકાર**. ૧૬
ત્રિદંડીઆના મંત્ર બલે, કરી મૃતક લગાર;
સળસળી ઉઠવા લાગ્યો, પાછો પડ્યો તતકાલ. ૧૭
એક દોય ત્રણવાર, ઉછળીને ભૂમિ–પ્રપાત;
પણ **નવકાર** પ્રભાવે, ન કરી શકે તે ઘાત. ૧૮

---

૧–નાશ પામી. ૨–દરિદ્રી. ૩–કુબેર ભંડારી. ૪–અંધારી ચૌદશની રાત્રીએ. ૫–મસળે. ૬–કપટ.

શીસ ચડી વેતાલને, મૃતક અધિષ્ઠિત જેહ;
ખડગે કરી શિર છેદે, ત્રિદંડીયાનો તેહ. ૧૯
મંત્રતણે મહિમાયે, ત્રિદંડીયો તતકાલ;
સોનાનો [1]ફરસો થયો, દીસતો ઝાક ઝમાલ. ૨૦
શિવકુમર તે દેખી, અતિ આશ્ચર્ય લહંત;
મનચિંતે **નવકાર**નો, મહિમા અતુલ અનંત. ૨૧
રાત્રિ ભણી તિહાં [2]સાંતી, વસુધામાંહિ તેહ;
ભૂપ તણી આજ્ઞાએ, આણે તે નિજ ગેહ. ૨૨
મસ્તક [3]કોઠો રાખી, વાવરે અંગ ઉપાંગ;
રજનીયે અક્ષત હુએ, મહિમા અમર ઉત્તંગ. ૨૩
થોડા વાસરમાંહિ, બહુલ થયો ધનવંત;
અનુક્રમે ગુરૂ સંયોગે, તત્ત્વત્રયી સુલહંત. ૨૪
ચૈત્ય સુવર્ણમય કરે, શિવકુમર ગુણવંત;
મણિમય પ્રતિમા થાપે, વિશ્વમાં વિજય વરંત. ૨૫
ધર્મ કરી મુગતિ ગયો, સાદિ અનંત નિવાસ;
સાંભલ તું સુરસુંદરી, મોહટો મહિમા તાસ. ૨૬
એણિ પરે શ્રી **નવકાર**નો, મહિમા મહિમ મહંત;
ઈહભવ સુખ પરભવ વલિ, સિદ્ધિ–વધૂ–વર–કંત. ૨૭
રાસ રચ્યો રલીયામણો, તેહની પાંચમી ઢાલ;
**વીર** કહે શ્રોતા ઘરે, હોજો મંગલ માલ. ૨૮

[ દોહરા. ]

મધુર [4]ગીરા ગુરૂણી તણી, નિસુણી ધરીય વિવેક;
સુરસુંદરી નૃપનંદના, વંદના કરતી છેક[5]. ૧

૧–પુરૂષ. ૨–સંતાડીને. ૩–પેટ. ૪–વાણી. ૫–વિધિ પૂર્વક.

વંદન નમન કરી તિહાં, અભિગ્રહ લીધો સાર;
મેં ગુણવા નિત ભાવશું, [૧]અડહિયસય નવકાર. ૨
યથાશક્તિ વલિ માહરે, નવકારશી પચખાણ;
પાલું મનશુદ્ધે કરી, દેહ ધરે જબ પ્રાણ. ૩
એક દિન પંડિત પરવરી, સુંદરી અમરકુમાર;
રાજસભામાં આવિયા, નિજ નિજ ધરી શણગાર. ૪
[૨]મજ્જન કરી કંઠે ઠવે, હાર [૩]ચીર ધરી અંગ;
નેત્રાંજન કુંડલ યુગલ, નાશા મોતિક ચંગ. ૫
તિલક વલય કંચુક મણિ, પાય નૂપુર ઝંકાર;
કર કંકણ તાંબુલ સરસ, કુસુમ સુગંધી હાર. ૬
ક્ષુદ્રાવલિ જસ ઘંટિકા, ચંદન ચતુર ઉદાર;
સુરસુંદરીએ ઇણિપરે, સોલ સજ્યા શણગાર. ૭
શિર મુંડિત મજ્જન તિલક, વસ્ત્રધરે બહુ મૂલ;
ગાત્ર વિલેપન મુદ્રિકા, કુંડલ મુકુટ અમૂલ. ૮
ખડ્ગ કરે પગ મોજડી, હાર કટી પટ બંધ;
તાંબુલ કરકંકણ ચતુર, શ્રુત સુવિચાર અબંધ. ૯
શેઠ–સુતે પણ એહવા, સોલ ધર્યા શણગાર;
રાજત [૪]સદસિમાં યથા, શચી–મઘવા અવતાર. ૧૦
ઇભ્ય ધનાવહ તતખિણે, બેઠો ભૂપતિ પાસ;
તે દેખી હરખિત હુઈ, વિદ્યા વિનય વિલાસ. ૧૧
અરથ અગોચર શ્રુતતણું, પૂછે ધરીય વિવેક;
બુદ્ધિબળે એક એકનો, આપે ઉત્તર છેક. ૧૨

૧–એકસો આઠ. ૨–સ્નાન. ૩–વસ્ત્ર. ૪–સભામાં.

## ઢાલ–છઠ્ઠી.

[ સુત સિદ્ધારથ ભૂપનો રે–એ દેશી ]

પ્રશ્નોત્તર પૂછે તિહાં રે, એક પછે એક જાણ;
પ્રથમ સમસ્યા કુમર કહે રે, રાય તણી લહી આણ રે. ૧
**સુંદરી ! ચિત્ત ધરો,** હૃદયારામે ધારી રે, પ્રશ્નોત્તર કરો–**આંકણી૦**

**કુમારની પ્રથમ સમસ્યા.**

[1]પઢમક્ખર વિણુ મત કરો રે, બીય વિણુ ન કહો રે કોય;
વિણુ ત્રીજે વરીઓ રમા રે, તુમ નેત્રોપમ સોય રે. **સું૦ ચિ૦ ૨**
**કુમારીનો ઉત્તર : [2]હરિણુ.**

---

૧–**કુમારની પહેલી સમસ્યા** : ત્રણ અક્ષરનો એક શબ્દ છે. એ શબ્દનો પહેલો અક્ષર બાદ કરતાં બાકી રહેલા બે અક્ષરોનો જે શબ્દ બને, તે વસ્તુ કોઈએ કરવા જેવી નથી : ત્રણ અક્ષરના એ શબ્દમાંથી બીજો અક્ષર બાદ કરીને પહેલા અને ત્રીજા એમ બે અક્ષરોનો જે શબ્દ બને, તે વસ્તુ કોઈએ કહેવા જેવી નથી : અને ત્રણ અક્ષરના એ શબ્દમાંથી ત્રીજો અક્ષર જતાં બાકી રહેલા બે અક્ષરો દ્વારા જે શબ્દ બને છે, તેનો અર્થ લક્ષ્મીપતિ થાય છે : તેમજ ત્રણ અક્ષરનો તે આખોય શબ્દ તમારાં નેત્રોની ઉપમાને યોગ્ય છે.

૨–**કુમારીની સમસ્યાપૂર્તિ** : તે ત્રણ અક્ષરનો શબ્દ 'હરિણુ' છે : કારણ કે–'હ' વગર થતા 'રિણુ' શબ્દનો અર્થ ઋણ–દેવું થાય છે અને તે કોઈએ કરવા યોગ્ય નથી : 'રિ' વગર થતો 'હણુ' શબ્દ હિંસાની આજ્ઞા આપનારો હોવાથી તે કોઈને ય કહેવા યોગ્ય નથી : અને 'ણુ' વિના થતા 'હરિ' શબ્દનો અર્થ કૃષ્ણ થાય છે અને તે રમા એટલે લક્ષ્મીને વર્યાનું સુપ્રસિદ્ધ છે : તેમજ સ્ત્રીઓનાં નેત્રોને હરિણુનાં નેત્રોની ઉપમા અપાય છે એ પણ જાણીતી બીના છે.

## કુમારની બીજી સમસ્યા.

[1]પઢમક્ખર વિણુ ઉજલી રે, પૃથિવી કાય કહંત;
બીજા વિણુ પંખિણી કહી રે, સહુ વંછે વિણુ અંત રે. સું૦ ચિ૦ ૩

**કુમારીનો ઉત્તર : [2]સુખડી.**

## કુમારની ત્રીજી સમસ્યા અને કુમારીનો ઉત્તર.

[3]પ્રથમ વિણુ સલ્લ પેટમાં રે, બીય વિણુ ન વદો રે વાચ;
નહિ ભલો ત્રીજા વિના રે, તુર્ય વિના સૂરિવાચ રે. સું૦ ચિ૦ ૪

૧–**કુમારની બીજી સમસ્યા** : ત્રણ અક્ષરના શબ્દમાંથી પહેલો અક્ષર બાદ કરીએ તો બાકીના બે અક્ષરોથી બનતો શબ્દ સફેદ પૃથિવીકાયને જણાવે છે : બીજો અક્ષર બાદ કરીએ તો બાકીના પહેલા ને ત્રીજા એમ બે અક્ષરોથી બનતો શબ્દ કોઈ એક પંખિણીને જણાવે છે : અને ત્રીજો અક્ષર બાદ કરીએ તો બાકી રહેલા પહેલા બે અક્ષરોનો જે શબ્દ બને છે, તેને સહુ કોઈ ઈચ્છે છે.

૨–**કુમારીની સમસ્યાપૂર્તિ** : તે ત્રણ અક્ષરનો શબ્દ 'સુખડી' છે : કારણ કે–પહેલો અક્ષર બાદ કરવાથી 'ખડી' શબ્દ થાય છે અને એ સફેદ પૃથિવીકાય છે, બીજો અક્ષર બાદ કરવાથી 'સુડી' શબ્દ થાય છે અને એ એક જાતિની પંખિણીને જણાવે છે તથા ત્રીજો અક્ષર બાદ કરવાથી 'સુખ' શબ્દ બને છે. કે જેને સહુ કોઈ ઈચ્છે છે.

૩–**કુમારની ત્રીજી સમસ્યા** : ચાર અક્ષરનો એક એવો શબ્દ છે, કે જે શબ્દનો–પહેલો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તે પેટના શલ્યને સૂચવે છે, બીજો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તે બોલવા જેવો નથી, ત્રીજો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તેવા રહેવું એ કોઈને માટે સારૂં નથી અને ચોથો અક્ષર બાદ કરતાં જે શબ્દ બને તેના જેવી આચાર્યભગવંતની વાણી હોય છે. વળી તે આખો શબ્દ જે જણાવે છે તેને જપવા દ્વારા પાપનો નાશ સધાય છે અને એ શ્રી જૈનશાસનના સારરૂપ છે.

સોય જપી પાતક હણો રે, શ્રીજિનશાસનસાર;
સુરસુંદરી કહે સાંભળો રે, ચિહું અક્ષરે '[1]**નવકાર**' રે.
**કુમરજી ચિત્ત ધરો૦ ૫**

**કુમારીની પહેલી સમસ્યા.**

[2]પઢમક્ખર વિણુ હૃદયથી રે, ટાલી શુચિ કરો દેહ;
મધ્યક્ષર વિણુ જીતીયે રે, બલથી અધિકી તેહ રે. **કુ૦ ચિ૦ ૬**

---

૧-**કુમારીની સમસ્યાપૂર્તિ**: ચાર અક્ષરનો તે 'નવકાર' શબ્દ છે: કારણ કે-'ન' જવાથી રહેતા 'વકાર' શબ્દનો અર્થ વિકાર અગર ચૂંક થાય છે અને તે પેટમાં શલ્ય રૂપ છે: 'વ' જવાથી રહેતો 'નકાર' શબ્દ કોઈને પણ સારા કામમાં કહેવા જેવો નથી: 'કા' જવાથી રહેતો 'નવર' શબ્દ નવરા અર્થને જણાવે છે અને કોઈ માણસ નવરો હોય તે સારૂં નાહ: [ નવરો બેઠો નખ્ખોદ વાળે-એવી કહેવત પણ છે. ] તથા 'ર' અક્ષર જવાથી બનતો 'નવકા' શબ્દ એ નૌકા અર્થને જણાવે છે અને પૂ. આચાર્યભગવંતોની વાણી સંસારસાગરમાં ડૂબતા પ્રાણિઓને તારવા માટે નૌકા સમાન જ છે. વળી શ્રી નવકાર મંત્રને જપવાથી સઘળાં જ પાપોનો નાશ સાધી શકાય છે અને એ કારણે એ શ્રી જૈનશાસનના સારભૂત છે એમ પણ કહેવાય છે.

૨-**કુમારીની પહેલી સમસ્યા**: ત્રણ અક્ષરનો એક શબ્દ છે. તે શબ્દના ત્રણ અક્ષરોમાંથી-પહેલો અક્ષર જતાં બાકી રહેલા બે અક્ષરોથી જે શબ્દ બને, તેને હૃદયમાંથી દૂર કરવા દ્વારા દેહને પવિત્ર બનાવવો જોઈએ: બીજો અક્ષર જતાં બાકી રહેલા પહેલા અને ત્રીજા એમ બે અક્ષરોના મળવાથી જે શબ્દ બને, તે બલથી પણ અધિક છે અને તેના દ્વારા સૌ કોઈને જીતી શકાય છે: અને ત્રીજો અક્ષર જતાં પહેલા ને બીજા બે અક્ષરોથી જે શબ્દ બને, તે પોતપોતાનું હોય તો સૌને વહાલું લાગે છે: તેમજ તે ત્રણ અક્ષરોથી બનતો આખોય શબ્દ તમારા મુખની ઉપમાને યોગ્ય છે.

અંત્યક્ષર વિણુ આપણું રે, લાગે સહુને મીઠ;
ત્રણુ મલી તસ ઉપમા રે, તે તુમ વદને દીઠ રે. કુ૦ ચિ૦૭

**કુમારનો ઉત્તર : [1]કમલ.**

**કુમારીની બીજી સમસ્યા.**

[2]પ્રથમ વિણુ ઉભી રહી રે, બીય વિણુ મૃતપતિ નાર;
અંત્યક્ષર વિણુ જે કહી રે, અન્ને ગ્રહી નિરધાર રે. કુ૦ ચિ૦ ૮

**કુમારનો ઉત્તર : [3]રાખડી.**

---

૧-**કુમારની સમસ્યાપૂર્તિ** : તે ત્રણુ અક્ષરનો 'કમલ' એવો શબ્દ છે: કારણ કે-'ક' જવાથી રહેલો 'મલ' હ્રદયમાંથી કાઢવાથી મન પણ નિર્મલ થાય છે અને એથી તન પણ નિર્મલ થાય છે: 'મ' જવાથી રહેલો 'કલ' શબ્દ કલાને જણાવે છે અને બલથી ન જીતી શકાય એવા પણ માણસોને કલાથી જીતી શકાય છે માટે તે બલથી પણ અધિક છે: અને 'લ' જવાથી રહેતો 'કમ' શબ્દ 'કામ' એવા અર્થને જણાવે છે અને કામ તો સૌને પોતપોતાનું પ્રિય હોય જ છે: તેમજ મુખને કમલની ઉપમા અપાય છે, એ વાત સુપ્રસિદ્ધ જ છે.

૨-**કુમારીની બીજી સમસ્યા** : ત્રણુ અક્ષરનો એક શબ્દ છે, કે જેમાંનો પહેલો અક્ષર જતાં બાકી રહેલા બે અક્ષરોથી બનતા શબ્દનો અર્થ 'ઉભી રહેલી' એવો થાય છે: બીજો અક્ષર જતાં બાકી રહેલા પહેલા ને ત્રીજા એ બે અક્ષરોથી બનતા શબ્દથી 'વિધવા' એવો અર્થ થાય છે: અને ત્રીજો અક્ષર જતાં બાકી રહેલા પહેલા બે અક્ષરોથી બનતા શબ્દવાળી વસ્તુને જો અનાજમાં નાખી હોય તો તેનાથી અનાજનું રક્ષણ થાય છે.

૩-**કુમારની સમસ્યાપૂર્તિ** : તે ત્રણુ અક્ષરનો શબ્દ 'રાખડી' છે: કારણ કે-'રા' જવાથી બનતા 'ખડી' શબ્દનો અર્થ ઉભી-રહેલી થાય છે: 'ખ' જતાં બનતા 'રાડી' શબ્દનો અર્થ 'રાંડેલી' એટલે 'વિધવા' થાય છે: અને 'ડી' જવાથી 'રાખ' શબ્દ બને છે, જે અનાજમાં નાખવાથી અનાજનું રક્ષણ થાય છે.

## કુમારીની ત્રીજી સમસ્યા.

[1]પઢમક્ષર વિણુ ધુર કરે રે, વિવાહ–કારણ–માંહિ;
મધ્યક્ષર વિણુ આંગણે રે, પય–ઘૃત–સુખ ઉચ્છાંહિ રે. **કુ૦ ચિ૦ ૯**

અંત્યક્ષર વિણુ શબ્દ તે રે, દુરગતિ દાયક હોય;
ત્રણે અવયવ મેલજ્યો રે, તે તુમ ચરણે જોય રે. **કુ૦ ચિ૦ ૧૦**

**કુમારનો ઉત્તર : [2]પાવડી.**

---

૧-**કુમારીની ત્રીજી સમસ્યા** : ત્રણ અક્ષરનો એક શબ્દ છે, કે જેમાંનો પહેલો અક્ષર જતાં બાકી રહેલા બે અક્ષરોથી જે શબ્દ બને છે, તે વિવાહના પ્રસંગે પ્રથમ કરાય છે: બીજો અક્ષર જતાં બાકી રહેલા પહેલા અને ત્રીજા એ બે અક્ષરોથી જે શબ્દ બને છે, તે જો ઘરના આંગણે હોય છે તો દુધ અને ઘીનું સુખ પમાય છે: તથા ત્રીજો અક્ષર જતાં બાકી રહેલા પહેલા બે અક્ષરોથી જે શબ્દ બને છે, તે કરવાથી તે દુર્ગતિને પમાડે છે. વળી તે ત્રણેય અક્ષરોથી જે બને છે, તે તમારા પગમાં જોવાય છે.

૨-**કુમારની સમસ્યાપૂર્તિ** : તે ત્રણ અક્ષરનો શબ્દ 'પાવડી' છે: કારણ કે-'પા' જતાં 'વડી' શબ્દ બને છે અને એ લગ્નમાં પહેલી કરાય છે: 'વ' જતાં 'પાડી' શબ્દ બને છે અને એ ઘરના આંગણે હોય તો દુધ-ઘીનું સુખ થાય છે : તથા 'ડી' જતાં 'પાવ' શબ્દ બને છે, જેનો અર્થ 'પાપ' થાય છે અને તે કરવાથી તે દુર્ગતિને દેનાર બને છે. આખો શબ્દ 'પાવડી' છે અને એ પગમાં પહેરવાની વસ્તુ છે, એ તો સુનિશ્ચિત જ છે.

### કુમારીની ચોથી સમસ્યા અને કુમારનો ઉત્તર.

[1]આદિ વિના શ્રાવક જના રે, પીએ ઉદક તે સાર;
તેહિ જ મધ્યક્ષર વિના રે, જગ સંહારણ હાર રે. **કુ૦ ચિ૦ ૧૧**
અંત્યક્ષર વિણુ તેહની રે, ન ગમે કોઇને રે વાચ;
શેઠ-કુમર કહે ઈણિપરે રે,સુણજ્યો '[2]**કાગલ**' સાચ રે. **કુ૦ચિ૦૧૨**
ઇણિ અવસર નરપતિ કહે રે, કુમરને ધરિય વિવેક;
જો બહુશ્રુત તમે અભ્યસ્યાં રે, તો અરથ કહો અમ એક રે. **કુ૦ચિ૦૧૩**

### રાજાએ કુમારને પુછેલી સમસ્યા તથા તેનો ઉત્તર.

[3]સાર કિસ્યું સરોવરતણું રે, દાનવ વંશે વિખ્યાય;
સદા સુહાગણ મરૂનરા રે, વેશ કીયે ઓલખાય રે. **કુ૦ ચિ૦ ૧૪**

---

૧-**કુમારીની ચોથી સમસ્યા**: ત્રણ અક્ષરનો એક શબ્દ છે, કે જેમાંનો-પહેલો અક્ષર જતાં બાકીના બે અક્ષરોથી જે શબ્દ બને છે, તેવા પાણીને શ્રાવકજનો પીએ છે: બીજો અક્ષર જતાં બાકીના પહેલા અને ત્રીજા અક્ષરના યોગથી જે શબ્દ બને છે, તેનો **અર્થ** 'જગતનો સંહાર કરનારો' થાય છે: અને ત્રીજો અક્ષર જતાં પહેલા અને બીજા એમ બે અક્ષરોથી જે શબ્દ બને છે, તેની વાણી કોઈને ય ગમતી નથી.

૨-**કુમારની સમસ્યાપૂર્તિ**: તે ત્રણ અક્ષરનો શબ્દ 'કાગલ' છે: કારણ કે-'કા' જતાં 'ગલ' શબ્દ રહે છે અને શ્રાવકજનો હંમેશાં ગાળેલું પાણી જ પીએ છે: 'ગ' જતાં 'કાલ' શબ્દ બને છે અને તે જગતનો સંહાર કરનારો છે એ વાત સુપ્રસિદ્ધ છે: તથા 'લ' જતાં 'કાગ' શબ્દ રહે છે અને કાગડાની વાણી એવી કર્કશ હોય છે કે-લોકમાં તે અતિ અપ્રિય ગણાય છે.

૩-**રાજાની કુમાર પ્રતિ સમસ્યા**: 'સરોવરનો સાર શો?, દાનવવંશનો વિખ્યાત રાજા કયો?, સદાય સૌભાગ્યવતી નારી કયી? અને મારવાડ દેશના માણસો કયા વેશે ઓળખાય છે?'—આ ચારેય વાતોનો એક જ વચનથી-શબ્દથી જવાબ આપો.

એક વયણે એહનો રે, ઉત્તર દીએ ધરી નેહ;
અમરકુમર કહે નૃપ સુણો રે, '[૧]કુંબલિવેશા' તેહ રે.
નૃપ ! અવધારજો૦ ૧૫

માન દિએ નૃપ અતિ ઘણું રે, નિસુણી શાસ્ત્ર વિચાર;
સુરસુંદરી પ્રતિ નૃપ કહે રે, કહો અમ અરથ ઉદાર રે.
સુંદરી ! ચિત્ત ધરો૦ ૧૬

**રાજાએ કુમારીને પુછેલી સમસ્યા તથા તેનો ઉત્તર.**

[૨]કાવ્ય તણો કહો રસ કિસ્યો રે, ચકવાને દુઃખદાય;
કુણ અસતી પ્રિય નર કીયો રે, વેશ્યા ચિત્ત સુહાય રે. સું૦ ચિ૦ ૧૭

---

**૧–કુમારની સમસ્યાપૂર્તિ** : તે આખોએ શબ્દ 'કુંબલિવેશા' છે : કારણ કે–'કું'નો અર્થ પાણી થાય છે અને પાણી એજ સરોવરનો સાર છે : 'બલિ' નામનો દાનવવંશમાં વિખ્યાત રાજા થયો છે : 'વેશા' એટલે વેશ્યા એ જ સદા સૌભાગ્યવતી નારી છે, કારણ કે–તેના અનેક સ્વામીઓ અગર ભોગવનારા હોય છે એટલે તે સૌભાગ્યવતી છે અને તેમાંનો ગમે તે મરે તોય તે કદી સ્વામી વિનાની થતી નથી, એટલે તે સદાય સૌભાગ્યવતી નારી છે : તથા મારવાડના માણુસો કાંબલીના વેશથી ઓળખાતા હોઇને 'કંબલિવેશા' કહેવાય છે.

**૨–રાજાની કુમારી પ્રતિ સમસ્યા** : 'કાવ્યનો રસ કયો ?, ચકવાને દુઃખ દેનાર કોણ ?, અને અસતી તથા વેશ્યાને કયો પુરૂષ પ્રિય હોય છે ?'–આ ત્રણનો એક જ વચને-શબ્દે ઉત્તર કહો.

એકે વયણે એહનો રે, ઉત્તર ઇણિ પરે થાય;
કુમરી કહે સુણજો પિતા રે, '[૧]અત્થમંત' કહાય રે.
નૃપ! અવધારજો૦ ૧૮
સમસ્યા ઇમ કહી ઘણી રે, બિહું જણે સભા સમક્ષ;
લોક સવે ચિત્ત ચમકિયા રે, દેખી ઉભય મતિ દક્ષ રે. નૃપ! ૧૯
રાસ રચ્યો રલિયામણો રે, સુરસુંદરીનો રસાલ;
વીર કહે શ્રોતા સુણો રે, તેહની છઠ્ઠી ઢાલ રે. નૃપ! ૨૦

[ દોહરા. ]

અધ્યાપક આણંદિયો, નિજ શ્રમ સફલો થાય;
ઇભ્ય નરેસર હરખિયા, સ્વજન સવે સુખ પાય. ૧
ભૂપે પંડિત બહુ પરે, સંતોષ્યો ધરી નેહ;
સભા વિસરજી તતખિણે, પહુંતા નિજ નિજ ગેહ. ૨
[૨]આઠ-વરગ મહિલા-કલા, કુશલ હવી શુભવાસ;
દેખી [૩]વિધુ [૪]અંબર ફિરે, કરવા કલા અભ્યાસ. ૩
તે દેખી નૃપ રાગથી, વર ચિંતા દિનરાત;
એક દિવસ રાણી પ્રત્યે, રાય કહે તે વાત. ૪

---

૧-**કુમારીની સમસ્યાપૂર્તિ :** તે આખોએ શબ્દ 'અત્થમંત' છે: કારણ કે-'અત્થમંત'નો અર્થ અર્થવાળો પણ થાય છે અને જે કાવ્ય અર્થ વિનાનું છે તે કાવ્યજ નથી, એટલે કાવ્યનો વાસ્તવિક રસ અર્થવાળા-પણું હોવું એ છે: 'અત્થમંત'નો અર્થ 'આથમતો' પણ થાય અને આથમતો સૂર્ય ચકવાને દુઃખ દેનાર થાય છે, કારણ કે-સૂર્ય આથમતાં ચકવા-ચકવીનો વિયોગ થઈ જાય છે: તથા 'અત્થમંત' એટલે અર્થવાળો-ધનવાન પુરૂષ જ અસતી તથા વેશ્યાને પ્રિય હોય છે.

* * *

૨-આઠનો વર્ગ ૬૪ થાય અને સ્ત્રીઓની કલા ૬૪ કહેવાય છે. ૩-ચન્દ્ર. ૪-આકાશ.

## ઢાલ–સાતમી.

**[ સ્વામી તુમે કાંઈ કામણ કીધું—એ દેશી. ]**

એક દિવસ રાજા પરભાત, રાણી પ્રત્યે કહે તેહિજ વાત;
**કામિની મનમોહન પ્યારી, વિશ્વમાં જન મોહનગારી.**
**સાંભળો રંગીલી–આંકણી૦**
એ કુમરી સુરસુંદરી બાલ, શિખી વિનય વિવેક વિશાલ. કા૦ ૧
જાણે શાસ્ત્ર વિનોદ વિચાર, ચાતુરતાદિક ગુણ નહિ પાર;
યૌવનવય પૂરણ લહી સાર, જગમાં રૂપ તણો ભંડાર. કા૦ ૨
દેખી કુમરી જીવ દયાલ, કવિ ઉપમા દેવે તતકાલ;
[1]પંચબાણ તણી રાજધાની, જાણે સ્વર્ગ–થકી સા આણી. કા૦ ૩
અધર વિદ્રુમ હસિત[2]સિત ફૂલ, કુચફલ કઠિન કલશ બહુમૂલ;
[3]શ્લાઘ્યવદન શોભે ગુણ થોકે, અંબરથી [4]દ્વિજરાજ વિલોકે. કા૦ ૪
શુક્લપખે અભ્યસે સુવિષાદ, પૂનિમને દિન કરતો વાદ;
વાદ કરંતા લઘુતા પાવે, દિન દિન ખિણપણું તિણે થાવે. કા૦ ૫
કર્ણે દોય સમુજ્જલ [5]હલકે, [6]ઇન્દુ–હરિ–સમ કુંડલ ઝલકે;
કંઠે બિરાજે નવસરહાર, તે જાણીજે [7]હરિ–પરિવાર. કા૦ ૬
સારંગ–અક્ષ ઇષુ સા મૂકે, પંથ વહંતા નરને રોકે;
નેત્ર વિલોકી ત્રપાએ વિનઠો, ચંદ્રવિમાન વિચે મૃગ પેઠો. કા૦ ૭
નાશા મૌક્તિક વાળી સુહાય, વેણિ કટિતટશું લપટાય;
સુંદર પેખી કટિતટીલંક, વનમાં [8]હરિ ગયો આણી શંક. કા૦ ૮
પાણિ ચરણ જિમ પંકજ નાલ, લાજી વસ્યા જલમાં સુકુમાલ;
ચરણ થકી ચિહું અંગુલ ચરણો, ઉંચો પહિરો રાતા વરણો. કા૦ ૯

---

૧–કામદેવ. ૨–ઉજ્વલ. ૩–પ્રશંસનીયમુખ. ૪–ચન્દ્ર. ૫–ઓછા-ભારવાળા. ૬–ચન્દ્ર તથા સૂર્ય સમાન. ૭–સૂર્યમંડલ. ૮–સિંહ.

દેખી સુંદરી રૂપની રેખા, સર્વ [૧]સુપર્વ થયા અનિમેષા;
નેત્ર સહસ્ર કર્યાં [૨]મઘવાએ, કુમરી રૂપ જુએ સુલીલાએ. કા૦ ૧૦
તાસ ગુણ થુણવા શુભ મન્ન, કરે [૩]વિધાતા ચાર વદન્ન;
સાંભળવા તસ ગુણ સંપૂર્ણ, [૪]ભારતીતાત કરે અઠ કર્ણ. કા૦ ૧૧
રાજત જંગમ મોહન-વેલી, ચાલતી ચાલ જિસી ગજગેલી;
યૌવનવય સખી સન્મુખ જોતી, કેલ કરંતી પુન્ય પનોતી. કા૦ ૧૨
આવી યૌવનભર મતવાલી, રાય કહે મેં પુત્રી ભાલી;
એ સરિખો વર નહિ જગમાંહિ, ચિંતા તેહ અછે દિલમાંહિ. કા૦૧૩
સરિખા સરિખો જો વર થાવે, તો અમ હુંસ ઘણું સુખ પાવે;
પ્રાગ્ વિસંચિત પૂરણ પાપ, તો હુએ કર્મે કુજોડા લાપ. કા૦ ૧૪
નારી સુદક્ષા કુકંતે સોગ, ઉપજે કેલ કંથેરને યોગ;
એક એકને વયણે પરજાલે, તેહ તણું ઘર કહો કિમ ચાલે. કા૦ ૧૫
જિનમત નારી મિથ્યામતિ ભર્તા, કામિની દાતા કંત કૃપણતા;
ભુંગલ દેઇ જમવા બેસે, તેહ તણે ઘરે કહો કુણ પેસે. કા૦ ૧૬
રાય કહે જોતાં ભૂપીઠો, પણ એ કુમરી યોગ્ય ન દીઠો;
પણ એક આપણો છે પુર-શેઠ, મેં વ્યવહારી **ધનાવહ** દીઠ. કા૦ ૧૭
પુત્ર અનોપમ તેહનો જાણ, પાલે સદા જિનવરની આણ;
રૂપે અમર હરાવે જેહ, **અમરકુમર** અભિધાને તેહ. કા૦ ૧૮
**અમરકુમારને** આપણી બાળ, બિહું જણ ભણિયા એક નિશાળ;
શાસ્ત્ર સંવાદ કરાવ્યાં કોડ, તવ મેં સરખી પરખી જોડ. કા૦ ૧૯
ચિત્ત રૂચે જો તે ગુણવંત, તો કરીએ કુમરીનો કંત;
તવ રાણી કહે નિસુણો રાય, તે કીજે તુમને જે સુહાય.
**સાહિબા મનમોહન પ્યારે, મોહના રંગીલે-એ ટેક. ૨૦**

૧-દેવો. ૨-ઈન્દ્રે. ૩-બ્રહ્મા. ૪ બ્રહ્મા.

તુમ ચરણામ્બુજ રેણુ સમાન, હું છું સાંભળો બુદ્ધિનિધાન;
મુજ પૂછિઓ એ કવણ વિચાર, જે કરશો તે મુજ મન પ્યાર. **સા૦ ૨૧**
રાય કહે પુત્રીની માતા, તસ મન ગમતે હોય સુખ શાતા;
ઇણિપરે દંપતી નિશ્ચય કીધ, જિહાં સુસંપ તિહાં હોઇ સિદ્ધ. **સા૦ ૨૨**
**સુરસુંદરી**નો રાસ રસાલ, **વીર** કહે એ સાતમી ઢાલ;
સાંભળી શ્રોતા થિર ચિત કરજો, ઉક્તિ સુયુક્તિ ચિત્તમાં ધરજો. **સા૦ ૨૩**

[ દોહરા ]

અવનિપતિ ઇમ ચિંતવી, રતિસુંદરી સહ જુત્ત;
પછે અનુચર મોકલ્યો, શેઠ–ઘરે સ પહુત્ત. ૧
શેઠ **ધનાવહ** આવિયા, અનુચર સાથે તામ;
રાયે આદર બહુ દિયો, બેઠા કરીય પ્રણામ. ૨
રાય કહે સુણ શ્રીપતિ, તુમ દીઠે સુખ સાત;
ચિત્ત રૂચે જો તુમ તણે, તો કીજે એક વાત. ૩
અમ પુત્રી **સુરસુંદરી**, તુમ સુત **અમરકુમાર**;
પાણિગ્રહણ કરાવીએ, યુગતું છે નિરધાર. ૪
વળતું શેઠ વચન કહે, પ્રભુ તુમ વચન પ્રમાણ;
મન ગમતું વૈદે કહ્યું, નિસુણો જીવન પ્રાણ. ૫
મુજને તુમે જે આદિશ્યું, તે કરવું નિરધાર;
ઇણિ વાતે હું હરખિયો, મ કરો વાર લગાર. ૬
રાય શેઠ ઇમ બિહું જણે, ઇણિપરે કીધ વિચાર;
જ્યોતિષી પંડિત તેડીને, લીધું લગન ઉદાર. ૭

## ઢાલ–આઠમી.

**[હવે શ્રીપાલ કુમાર વિધિ પૂર્વક મજ્જન કરેજી—એ દેશી.]**

હવે ભૂપાલને શેઠ, કંકોતરી સઘળે ઠવેજી;
આવે સ્વજન વરગ, જાણી મોટો મહોત્સવેજી ૧

આવે નૃપાંગજ અન્ય, લેઈ પરિઘલ સંઘલોજી;
ઇણિપરે જાણે તેહ, જીવ્યાથી જોયો ભલોજી. ૨
તિણે કારણ ભૂતશાલ, વાદ કરે સહુ ગિરિવરેજી;
વિવાહ–તણી સામગ્રી, નિજ નિજ સૌધે તે કરેજી. ૩
કુંકુમ–કેરા હત્થ, દેવે મંગલ કારણેજી;
નીલ રયણમય પાન, બાંધ્યા તોરણ બારણેજી. ૪
પાપડ બહુલ વણાય, વડી વડારણ દેવડીજી;
કેળવતાં પકવાન, ધવલ મંગલ દીએ ગોરડીજી. ૫
દરજી બેઠા બાર, સોની પણ ઘાટજ ઘડેજી;
બેઠા બિહું ઘર બાર, જડિઆ મણિ માણિક જડેજી. ૬
મોટા મંચક શ્રેણિ, બાંધ્યા મોટા માંડવાજી;
પંચ વરણ મનોહાર, ચંદુઆ સોહે નવાજી. ૭
યાચક જન બહુ દાન, કારાગાર છોડાવતાજી;
દુઃખિયાના દુઃખ છેહ, જીવ અમાર પળાવતાજી. ૮
નિપાઈ મનોહાર, જાણે અવર ચંપાપુરીજી;
સ્વર્ગ–થકી સુરનારી, ઉત્સવ જોવા ઉતરીજી. ૯
થેઇ થેઇકાર કરંત, ઇણિપરે પાત્ર નચાવતાજી;
સ્વજન વરગ સવિ સાથ, ભોજન ભક્તિ કરાવતાજી. ૧૦
સોવન–મણિ–મય કુંભ, ચૌરી ચિહું પખે ચીતરીજી;
મહકે સબલ સુગંધ, માલ કુસુમ અતિ કુટરીજી. ૧૧
નિરદૂષણ સુખકાર, લગન દિવસ જબ આવિયોજી;
વર વહુ બિહું કરે સ્નાન, સવિ શૃંગાર પહિરાવિઓજી. ૧૨
કુંઅર શ્રીફલ હાથ, વરઘોડે સવિ સંચર્યાજી;
યોધ જુવાન જગીસ, સહસગમે સવિ પરિવર્યાજી. ૧૩

ગુહિર ફુરે નિશાન, વાજે વાજિંત્ર સુરતણાજી;
રાગ-તણાં જે જાણ, રાગ રંગ કરતાં ઘણાજી. ૧૪
ચાલે અશ્વ નચંત, સોહે પંક્તિ ગજતણીજી;
રથ બેઠી સૈં બદ્ધ, ગીત ગાન કરે જાનણીજી. ૧૫
મલિયા લોકના થોક, પેખે મહોચ્છવ નવનવેજી;
ઈમ મોટે મંડાણ, કુંઅર આવ્યા માંડવેજી. ૧૬
પોંખી આણે સાસુ, ચૉરીમાં ઉલટ ઘણેજી;
કર-મેળાવો કીધ, વેદ પાઠ બ્રાહ્મણ ભણેજી. ૧૭
કરી અગનિની સાખી, મંગળ ચારે વરતીયાજી;
ફેરા ફિરતાં શેઠ, દાન નરેશે બહુ દિયાજી. ૧૮
કેલવિયો કંસાર, સરસ સુગંધો મહ-મહેજી;
કવલ ઠવે મુખમાંહિ, અન્યો-અન્યે ગહ-ગહેજી. ૧૯
ઇણિપરે પરણ્યા દોય, **અમરકુમર સુરસુંદરી**જી;
પહિરામણી કરે રાય, ઘર પહુતા હરખે કરીજી. ૨૦
સુખમાંહિ દિન રાત, યૌવનવય સવિ યોગવેજી;
નર નારી શુભ જોડ, પંચ વિષય સુખ ભોગવેજી. ૨૧
**સુરસુંદરીનો** રાસ, ઢાલ કહી તસ આઠમીજી;
**વીર** કહે ભવી જાણ, પરમેષ્ઠી-ધ્યાને રમીજી. ૨૨

**[ ચોપાઈની દેશી. ]**

ખંડ ખંડ જિમ ઈક્ષુ ખંડ, **સુરસુંદરી**નું ચરિત્ર અખંડ;
**શ્રી શુભ**વિજય ગુરૂથી લહ્યો, ખંડ પ્રથમ **વીર**વિજયે કહ્યો. ૧

**प्रथमखण्ड समाप्त.**

# द्वितीय–खण्ड.

[ દોહરા. ]

સરસ વચન રસ વરસતી, સરસતી માતા જેહ;
દાયક વયણ વિલાસની, હું પ્રણમું ધરી નેહ. ૧
પ્રથમ ખંડ અખંડ રસ, પૂરણ હુઓ સુપ્રમાણ;
બીજો ખંડ કહું હવે, સુણજ્યો શ્રોતા જાણ. ૨
જાણજ શ્રોતા આગળે, કલા સમસ્ત પ્રમાણ;
મૂરખ શ્રોતા આગળે, કવિ–વચ નિષ્ફલ જાણ. ૩
નિદ્રા રીસ કરે બહુ, ગોઠ કરે અધ–દષ્ટ;
નિજ અંગજ ખેલાવતો, અધ બિચિ જાય ઉત્તિષ્ટ. ૪
જાનુ વચે મસ્તક ઠવી, બેસે જાણે મૂક;
તે આગે કવિની કલા, [1]વાંસનલીમેં ફૂંક. ૫
શ્રોતાગુણ હૃદયે ધરો, વિનયવંત શુભ રીત;
નેહ ધરી સનમુખ જુએ, પ્રસન્ન સદા જસ ચિત્ત. ૬
સુગુણ સુવિધિ સુજાણ નર, પંડિત ગુણ પરખંત;
[2]મસ્તક ધૂણે ચમકતો, યુક્તિ–ગ્રહી હરખંત. ૭

---

૧–વાંસની નળી એટલે ભૂંગળી. ભૂંગળીમાં ફૂંક મારવાથી જેમ તે હવા બીજી બાજુ નીકળી જાય છે, તેમ જે શ્રોતાઓ ઉંઘે, રીસ કરે, વાતો કરે, ઝોકાં ખાય, શરીરના ચેનચાળા કર્યા કરે, અડધેથી ઉભા થઈ જાય અગર તો બે જાનુ વચ્ચે માથું મૂકીને મૂગાંની જેમ બેસી રહે, તેવા શ્રોતાઓ આગળ કવિ કળાથી ધર્મકથા કહે તોય તેમને અસર થતી નથી. એક કાને સાંભળી બીજા કાને કાઢી નાખવા જેવું થાય છે.

૨–કવિની કળાથી અને કથાની રસિકતાથી ચમત્કાર પામી માથું ધૂણાવે.

ચિત્ત ચતુરાઈ આગળા, વિકસિત નયન વદન્ન;
તવ કવિયણુ દાખે કલા, પામી શ્રોતા જન્ન. ૮
તે માટે ચિત્ત સજ કરી, શ્રોતા દેઈ કાન;
[1]સાતે વિકથા પરિહરી, સુણજો થઈ એક તાન. ૯
એક દિવસ હવે શેઠને, આવી વધામણી સાર;
વાહણ આવ્યાં સાંભલ્યાં, તવ તિહાં હર્ષ અપાર. ૧૦
મંદિર સવિ વસ્તુ ભરી, લેખું કરે સુત નિત;
**અમરકુમર**ને તવ વસ્યો, વ્યાપારનો રસ ચિત્ત. ૧૧

## [ ઢાલ–પહેલી. ]

**[ ક્રીડા કરી ઘેર આવીયો–એ દેશી. ]**

વ્યાપારનો રસ ચિત્ત વસ્યો, **અમરકુમર** ગુણવંત રે;
વિનયે જનકની આગળે, ઇમ ભાસે વિરતંત રે.
**વ્યાપારનો રસ ચિત્ત વસ્યો** ............... ૧
કુમર કહે સુણો તાતજી, ચાલીશ હું પરદેશો રે;
લખમી ઉપાર્જન કારણે, જોશું દેશ વિદેશો રે. **વ્યા૦** ૨
મુજ મન ઉલટ ઉપનો, મંડુક કૂપનો જેહ રે;
જાણે શું જલધિતણી, વાત તે સકલ અછેહ રે. **વ્યા૦** ૩
તેણિપરે હું નવિ થઇ રહું, વલિ જનપદ ઇમ ભાસે રે;
મધ્યમ બાપ ગુણે સુણ્યા, ઉત્તમ આપ પ્રકાસે રે. **વ્યા૦** ૪
બાલપણે મન વિસ્તરે, તેહનું કાજ સરેશે રે;
લખમી મેલું તુમ છતે, તિણે જાઇશ પરદેશે રે. **વ્યા૦** ૫

---

૧–સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા, રાજકથા, મૃદુકારૂણિકા કથા, દર્શનભેદિની કથા અને ચારિત્રભેદિની કથા–આ સાત જાતિની કથાઓ 'વિકથાઓ' કહેવાય છે, વિકથાઓ ત્યાજ્ય છે અને ધર્મકથાના શ્રવણ સમયે તો તે અવશ્ય ત્યાજ્ય છે.

સુણી અપૂરવ વત્સતણાં, વયણ ઘણું દુઃખ થાત રે;
જલભૃત નેત્રે જનક કહે, રૂડી કહી તમો વાત રે. વ્યા૦ ૬
સાંભળો નંદન આપણે, લચ્છીનો નહિ પારો રે;
તે વિલસો વસતિ વસી, જેહ ભર્યાં ભંડારો રે. વ્યા૦ ૭
પરદેશે કિમ મોકલું, પ્રાણથકી તું વાહલો રે;
ઘડીય ન ધીરૂં એકલો, પુણ્યને પંથે ચાલો રે. વ્યા૦ ૮
કુમર કહે ધન તાતનો, જે વિલસે દિનરાતો રે;
ધિગધિગ જીવિત તેહનું, નિજ પુણ્યે સુખસાતો રે. વ્યા૦ ૯
વિવિધ ચરિત્તને દેખીએ, પુણ્ય પ્રમાણ કલીજે રે;
સજ્જન દુર્જન જાણીએ, તિણે પરદેશ ચલીજે રે. વ્યા૦ ૧૦
જો જાવા પરદેશમાં, નહિ આપો મુજ આણો રે;
મૂકીશ ભોજન પરિહરી, આજથી નિશ્ચય જાણો રે. વ્યા૦ ૧૧
નિશ્ચય સુતનો જાણીને, શેઠ સજાઇ કરાવે રે;
પ્રવહણ દ્વાદશ સજ કરી, વસ્તુ કીયાણે ભરાવે રે. વ્યા૦ ૧૨
ઇણિ અવસર **સુરસુંદરી**, ધરી ઉલટ શિર નામી રે;
નિશ્ચય આવીશ હું સહી, તુમ સાથે સુણો સ્વામી રે. વ્યા૦ ૧૩
તુમ વિણ વાસર દોહિલા, ઝૂરતાં વિરહ જગાવે રે;
કંત–વિહુણી કામિની, લોક કલંક ચઢાવે રે. વ્યા૦ ૧૪
પ્રાણેસર મુજ વાલહા, પ્રીતમ વયણ મ ચૂકો રે;
સાથે તેડો મુજને, એકલી ઘેર મ મૂકો રે. વ્યા૦ ૧૫
માત પિતા સસરો સાસુ, પ્રિય વિણ ન ગમે કોઈ રે;
એકલી નારી મ મૂકીએ, શાસ્ત્ર વિચારી જોઈ રે. વ્યા૦ ૧૬
રાજ્યાસન ભોજન વસુ, રાજ્ય રમણી ઘર પ્રાય રે;
સૂનાં મૂક્યાં એટલાં, અન્ય અધિષ્ઠિત થાય રે. વ્યા૦ ૧૭
કુમર કહે પરદેશમાં, પગ બંધણ ન ખટાય રે;
વળતું કુમરી કહે ઇસ્યું, દેહ જિહાં તિહાં છાય રે. વ્યા૦ ૧૮

સમ સંપી ઇમ દંપતી, મુહૂરત વિજય સધાવે રે;
પામી આણા રાયની, માતા તિલક વધાવે રે. વ્યા૦ ૧૯
રાસ રચ્યો રલિયામણો, તેહને બીજે ખંડે રે;
**વીર** કહે ઢાલ પેહલી, ભાવિ પદારથ મંડે રે. વ્યા૦ ૨૦

[ દોહરા. ]

માત હવે શિક્ષા દીએ, **અમરકુમરને** તામ;
પરદેશે જઈ સિરિ લહી, સફલ કરો સવિ કામ. ૧
પણ સુણ નંદન તાહરી, સરસ સુકોમલ દેહ;
પણ પરદેશે ચાલતાં, સુખ દુઃખ સહશો કેહ. ૨
[1]ગુણ બત્રીસ પશુય તણા, ધરજો હૃદય મઝાર;
તો પરદેશ રિપુજના, સકલ કરે તુમ સાર. ૩
સિંહ એક બગ એક ગુણ, ચરણાયુધના ચાર;
વાયસ પંચ ગુણા અહો, ખટ શુન ખર ત્રિણ સાર. ૪
ચારમતિ પરધાનની, હંસ મોર મૃગ મીન;
માળી કોલ કોકિલ લોહક, એ સવિ એક ગુણેન. ૫

---

૧—અહીં કવિશ્રીએ બત્રીસ ગુણોનું વર્ણન કર્યું છે. બત્રીસ ગુણો પૈકી ઘણા ગુણો પશુઓના છે, એટલે 'પશુય તણા' એમ લખી પશુના પણ ગુણો ગ્રહણ કરવા જણાવ્યું છે, જો કે—આ વાત વ્યવહારિક નિપુણતાની છે અને એ દૃષ્ટિ ભૂલવાની નથી, છતાં તેને આત્મદૃષ્ટિએ અપેક્ષા પૂર્વક કેળવી શકાય તેમ છે, બત્રીસ ગુણોમાં—સિંહનો એક ગુણ, બગ—બગલાનો એક ગુણ, ચરણાયુધ—કુકડાના ચાર ગુણો, વાયસ—કાગડાના પાંચ ગુણો, શુન—કુતરાના છ ગુણો, ખર—ગધેડાના ત્રણ ગુણો, પરધાન—પ્રધાનના ચારો ગુણો એમ ૧+૧+૪+૫+૬+૩+૪=૨૪ થયા. તથા હંસ, મોર, મૃગ—હરણ, મીન—માછલું, માળી, કોલ—શિયાળ, કોકિલ અને લોહક—લુહાર એ આઠનો દરેકનો એક એક ગુણ એમ ૮ ગુણો મળી કુલ ૩૨ ગુણો થયા.

## [ ઢાલ–બીજી. ]

[ સુપાસ સોહામણા–એ દેશી. ]

માય કહે નંદન પ્રતે, ગુણ બત્રીસ ઉદાર;
**કુમરજી સાંભળો ...............એ આંકણી૦**
[1]જિમ કાંતારે એકલો, ગુણ સાહસિક હરિ સાર. કુ૦ ૧
ઇંદ્રિય ગોપવીને રહે, જિમ બગલો એક ધ્યાન; કુ૦
તિમ નર દેશ–કાલ લહી, કાર્ય કરે એકતાન. કુ૦ ૨
મુહૂરત બ્રાહ્મીએ ઉઠીએ, યુદ્ધ કરે રિપુ યોગ; કુ૦
બાંધવ વર્ગ સહિત જમે, બલ જોતો કરે ભોગ. કુ૦ ૩
ઇણિપરે ચરણાયુધતણાં, ચાર ગુણ કહેવાય; કુ૦
વાયસનાં હવે સાંભળો, પંચ ગુણ ગ્રહવાય. કુ૦ ૪

---

૧–આ બીજી ઢાલમાં કવિશ્રીએ પાછળના દોહરાઓમાં સૂચવેલા બત્રીસ ગુણોમાં કોનો કયો ગુણ લેવાનો છે, તે જણાવ્યું છે.

પહેલી ગાથામાં હરિ એટલે સિંહનો સાહસિક ગુણ ગણાવ્યો છે. તે ગુણથી સિંહ કાંતાર એટલે વનમાં એકલો રહે છે.

બીજી ગાથામાં 'ઇન્દ્રિયોને ગોપવીને એક ધ્યાનમાં સ્થિર રહેવા' રૂપ બગલામાંથી લેવાનો કાર્યમાં એકતાનતા રૂપ ગુણ જણાવ્યો છે.

ત્રીજી આખી અને ચોથી અડધી ગાથામાં ચરણાયુધ–કુકડાના ચાર ગુણો લેવા જણાવ્યું છે : ૧–બ્રાહ્મ મુહૂર્ત્તે એટલે ચાર ઘડી [ એક કલાક ને ૩૬ મીનીટ ] રાત બાકી રહે ત્યારે ઉઠવું, ૨–રિપુ એટલે દુશ્મનનો યોગ થતાં લડી લેવું, ૩–કુટુમ્બની સાથે બેસીને જમવું અને ૪–બલના પ્રમાણમાં ભોગ કરવો.

મૈથુન ગુપ્ત કરે સહી, કાલે સૌધ કરાય; કુ૦
અપ્રમાદી ગુણ જાણીએ, ધીઠો નવિ ખેતરાય. કુ૦ ૫
નિદ્રા સ્તોક ને જાગતો, શૂર ને સ્વામિ-ભક્ત; કુ૦
ભૂખ્યા ન ઉઠે સંતોષી, શ્વાનતણા ખટ ઉક્ત. કુ૦ ૬
દુઃશ્રાંતોપિ વહત ભારં, શીતોષ્ણ નવિ દેહ; કુ૦
સંતોષે સતતં ચરે, રાસભના ત્રણ એહ. કુ૦ ૭
મેધા ચાર સચિવની, પરપંચી વાચાલ; કુ૦
સર્વ ભણી સંતોષતો, પર-મન લહે તતકાલ. કુ૦ ૮
દુગ્ધ પીએ જિમ જગ હંસા, જલને શ્રવે અપાર; કુ૦
તિમ અવગુણથી ગુણ લીએ, તે નર ઉત્તમ સાર. કુ૦ ૯

ચોથી અડધી અને પાંચમી આખી ગાથા દ્વારા કાગડામાંથી પાંચ ગુણો લેવા જણાવ્યું છે: ૧-મૈથુન કરવું તો ગુપ્ત રીતિએ કરવું, ૨-અવસરે રહેવા માટેનું સ્થાન-મકાન તૈયાર કરી લેવું, ૩-પ્રમાદ નહિ કરવો, ૪-ધૃષ્ટ બનવું અને ૫-કોઈથી છેતરાવું નહિ.

છઠ્ઠી ગાથા દ્વારા કુતરામાંથી લેવાના ૭ ગુણો જણાવ્યા છે: ૧-નિદ્રાની અલ્પતા, ૨-જાગૃતિ, ૩-શૌર્ય, ૪-સ્વામિભક્તિ, ૫-ભૂખ્યા ઉઠવું નહિ એટલે આહારમાં શરમ રાખવી નહિ અને ૬-સંતોષ.

સાતમી ગાથા દ્વારા રાસભ-ગધેડામાંથી લેવાના ત્રણ ગુણો જણાવ્યા છે: ૧-ખૂબ થાકેલો હોવા છતાં ભાર વહન કરે, ૨-ટાઢ-તડકો શરીરને લાગે તે ગણે નહિ અને ૩-સંતોષથી હંમેશાં ચરે.

આઠમી ગાથા દ્વારા સચિવ-પ્રધાનમાંથી લેવાના મેધા એટલે બુદ્ધિના ચાર ગુણો જણાવ્યા છે: ૧-પ્રપંચ, ૨-વાચાલતા, ૩-સર્વને સંતોષવા અને ૪-બીજાના મનને એટલે આભપ્રાયને તત્કાલ પારખી લેવો.

નવમી ગાથા દ્વારા હંસ જેમ પાણીવાળા દુધમાંથી દુધ-દુધ પીએ છે અને પાણીને છોડી દે છે, તેમ અવગુણીમાં પણ જે ગુણ હોય તેજ લેવા રૂપ હંસમાંથી લેવાનો ગુણ જણાવ્યો છે.

માન તજે પગ દેખીને, મોર તથા નર જાન; કુ૦
ગુણ ઢંકી નિજ અવગુણ ગ્રહે, મૂકી મન અભિમાન. કુ૦ ૧૦
વનમાં ચરતો નાસતો, ફરી જુએ જિમ હર્ણ; કુ૦
તિમ નર પાપ કરંતડા, ફરી વિચારે મર્ણ. કુ૦ ૧૧
મીન પરે ચંચલ નરા, પોતા તણે વલિ કામ; કુ૦
આળસુ મંદ તણી પરે, બેસી રહે નહિ ઠામ. કુ૦ ૧૨
માળી મધ્ય રોપે સહી, ચંપાનું વન ખંડ; કુ૦
ફરતાં ધંતૂર પરમુખા, થોહર ને એરંડ. કુ૦ ૧૩
ઇણે દૃષ્ટાંતે નર વલિ, હૃદયે ધરિય વિવેક; કુ૦
મિત્ર કુમિત્ર ભૂંડા ભલા, સકલને ન કરે એક. કુ૦ ૧૪

---

દશમી ગાથા દ્વારા મોરમાંથી લેવાનો એક ગુણ જણાવ્યો છે. મનોહર પીંછાંને ધરનારો પણ મોર જેમ પોતાના પગને જોઈ માન તજે છે, તેમ માણુસે પણ અભિમાન મૂકી પોતાના ગુણોને ઢાંકી અવગુણોને ગ્રહણ કરવા એટલે તે જોવા તત્પર બનવું.

અગિયારમી ગાથા દ્વારા હરણનો એક ગુણ લેવા જણાવ્યું છે. હરણ વનમાં ચરતાં કે નાસતાં પાછળ વળી જોયા કરે છે, તેમ માણસે પણ પાપ કરતાં ફરી ફરી મરણનો વિચાર કરવો.

બારમી ગાથા દ્વારા પોતાના કામમાં આળસુ નહિ બનતાં ચપળ બનવાનો મીન એટલે માછલામાંથી ગુણ લેવાનું જણાવ્યું છે.

તેરમી અને ચૌદમી ગાથા દ્વારા માળીમાંથી એક ગુણ લેવા જણાવ્યું છે કે-માળી જેમ ચંપક વિગેરેના છોડવાઓને વચ્ચે રોપીને તેની આજુબાજુ ધંતૂરા, થોર અને એરંડા વિગેરેને રોપે છે, તેમ માણસે પણ વિવેકી બનીને સુમિત્ર-કુમિત્ર તથા ભલા-ભૂંડા વિગેરેને એક સરખા નહિ ગણતાં યોગ્યતા મુજબ વર્તાવ કરવો જોઇએ.

કોલ તણી પરે સગુણીઓ, સંકટ પડે પલાય; કુ૦
ક્ષણમાં ઉભો અહીં વલિ, ક્ષણમાં જોયણ જાય. કુ૦ ૧૫
કોકિલ પરે મધુરૂં વદે, સકલ સભાને સુહાય; કુ૦
વિણ દીધે જસ તેહના, દીધે કીર્તિ ન માય. કુ૦ ૧૬
ભાંગા કટકા લોહના, જિમ સાંધે લોહાર; કુ૦
ભાંગ્યા મન જે મેલવે, લક્ષણ એહ અપાર. કુ૦ ૧૭
એ ગુણ બત્રીસ જે કહ્યા, ધરજો હૃદય મઝાર; કુ૦
તો સુખ સંપદ પામશો, વૃદ્ધ ચાણાક્ય વિચાર. કુ૦ ૧૮
વલિ પરદેશે ચાલતાં, રહેજો જાગતા સાર; કુ૦
સંકટ કષ્ટ પડે જિહાં, તિહાં ગણજો નવકાર. કુ૦ ૧૯
પશ્ચિમ યામે જાગજો, દ્રવ્યાદિ ઉપયોગ; કુ૦
તો સુખ ઇહ–પર–લોકમાં, શ્રાદ્ધવિધિ સંયોગ. કુ૦ ૨૦
કર્મીણે ધન સંપડે, ધર્મીણે પરલોય; કુ૦
જિહાં સૂતાં રવિ ઉગ્ગમે, તિહાં નર આયુ ન જોય. કુ૦ ૨૧

---

પંદરમી ગાથા દ્વારા કોલ–શિયાળનો સંકટ આવતાંની સાથે જ પલાયન કરી જવાનો ગુણ લેવા જણાવ્યું છે.

સોલમી ગાથા દ્વારા કોયલનો મધુરૂં બોલવું એ ગુણ લેવા જણાવ્યું છે. મધુર બોલનારો માણસ સભાને રંજન કરે છે. દાન આપ્યા વિના પણ મધુરભાષી યશ પામે છે, તો પછી મધુરભાષી જો દાતાર બને તો તેની કીર્તિનો સુમાર જ ન રહે.

સત્તરમી ગાથા દ્વારા લુહારમાંથી લેવાનો એક ગુણ જણાવ્યો છે. લુહાર જેમ લોઢાના ભાગેલા ટુકડાઓને સાંધે છે, તેમ માણસે પણ કોઇનાં મન ભાગ્યાં હોય એટલે એક–બીજા વચ્ચે દુશ્મનાવટ થઈ હોય તો તે ટાળીને બન્નેનાં મનને મેળવી આપવાં.

કુમર કહે મુજને દેઈ, આશિષ સુખમાં રહેજો;
**માતાજી સાંભળો૦**
માય કહે કુશલા રહો, દરિસણ વહેલું દેજો. કુ૦ ૨૨
બીજા ખંડ તણી કહી, બીજી ઢાલ રસાલ; કુ૦
વીર–પણે પરદેશમાં, મા કહે રહેજો બાલ. કુ૦ ૨૩

[ દોહરા. ]

રતિસુંદરી રાણી કહે, સુરસુંદરીને એમ;
પતિવ્રતા વ્રત પાલજો, ધર્મશું ધરજો પ્રેમ. ૧
સંકટ કષ્ટ પડે જિહાં, તિહાં કરજો શુભ ધ્યાન;
ગુરૂ–દરશિત મહિમાનિલો, પરમેષ્ઠી એકતાન. ૨
કંત પહેલી જાગજો, માગજો વિનય કરંત;
ઇમ અમ કુલ અજુઆલજો, પાલજો શીલ મહંત. ૩
ઈમિ શિક્ષા દીધી ઘણી, નિજ માતાએ ત્યાંહિ;
નૃપ રાણી જામાતને, શીખ દીએ ઉચ્છાંહિ. ૪
તુમ હાથે થાપણ ઠવી, વાલ્હી જીવિત એહ;
અમ પુત્રી પરદેશમાં, નવિ દેશો તસ છેહ. ૫
હવે કુમર જાવા ભણી, કરે સજાઇ સાર;
પ્રવહણ સરવે સજ કર્યાં, વાણોત્તર પરિવાર. ૬

## [ ઢાલ–ત્રીજી. ]

**[ વિનતિ અવધારે રે, પુરમાંહિ પધારે રે–એ દેશી. ]**

હવે **અમરકુમારે** રે, બહુલે પરિવારે રે,
પરદેશે સધારે રે, સાથે સુંદરી રે;
મુહૂરત ઉદારે રે, સહુને સુખકાર રે,
વિજયાખ્ય મનોહાર, વિજય જગમાં કરૂં રે. ૧

ચંદ્ર સુવિશેષે રે, નાડી સર પેસે રે,
તવ ચાલે પરદેશે, તો નર લખમી લહે રે;
ઇમ શાસ્ત્ર પ્રકાશે રે, વિવેકવિલાસે રે,
તે પહિલે ઉલ્લાસે રે, ઇણિપરે કહે રે. ૨

**यतः**—[1]पूजाद्रव्यार्जनोद्वाहे, दुर्गाद्रिसरिदाक्रमे ।
गमागमे जीविते च, गृहे क्षेत्रादिसङ्ग्रहे ॥१॥

क्रये विक्रयणे वृष्टौ, सेवाकृषौ विषे जये ।
विद्यापट्टाभिषेकादौ, शुभेऽर्थे च शुभः शशी ॥२॥

प्रश्ने प्रारम्भणे चापि, कार्याणां वामनासिका ।
पूर्णवायोः प्रवेशश्चेत्, तदा सिद्धिरसंशयम् ॥३॥

**विवेकविलासे प्रथमोल्लासे श्लो-८६. ८७. ८९.**

---

૧-**ભાવાર્થ**:—પુષ્પાદિ વડે પ્રતિમાની પૂજામાં, ધનના ઉપાર્જનમાં, વિવાહમાં, કિલ્લા: પર્વત અને નદીના આક્રમણમાં-અવગાહનમાં, ગમનમાં, આગમનમાં, જીવિતવ્યના પ્રશ્નમાં, ગૃહ: ક્ષેત્ર–ખેતર અને આદિથી પશુ વિગેરેના સંગ્રહ કરવામાં, [૧] મૂલ્ય વડે વસ્તુને ખરીદવામાં, મૂલ્ય વડે વસ્તુને વેચવામાં, વૃષ્ટિ–વરસાદના પ્રશ્નમાં, રાજાદિની સેવામાં, કૃષિ–ખેતીમાં, [ બીજ વપનમાં ] હાલાહલાદિ વિષભક્ષણ પ્રશ્નમાં, જય થશે કે નહિ ? એવા પ્રશ્નમાં, શાસ્ત્રના અધ્યયનમાં, રાજ્યાભિષેક અને આદિથી મંત્રીપદની સ્થાપનામાં અને સર્વ શુભ કાર્યમાં ચન્દ્ર–વામનાડી પ્રવાહ શુભ છે. [૨] કાર્યના પ્રશ્નકાલે અને કાર્યના આરંભકાલે જો વામ–ડાબીનાસિકાના પવનવડે પૂર્ણવાયુનો પ્રવેશ થાય તો નિઃશંકપણે કાર્યસિદ્ધિ થાય છે. [૩]

## [ પૂર્વની–ઢાલ ચાલુ. ]

હવે કુમર ચાલે રે, શુભ–શુકન નિહાલે રે,
સજ્જનને પરિવારે રે, પંથે ચાલતા રે;
જલધિતટ આવે રે, સાજન મિલાવે રે,
નરનારી સુહાવે રે, પ્રવહણમાં સહી રે. ૩

સુંદરી ગુણપેટી રે, રતિસુંદરી–બેટી રે,
હિયડા ભર ભેટી રે, માત–પિતા મલ્યાં રે;
માત–પિતા પનોતા રે, સુત–સન્મુખ જોતાં રે,
નયનાશ્રુભૃત રોતાં, ગેહ ભણી વલ્યાં રે. ૪

પ્રવહણ પરયાણ રે, ધ્રુ–અધિપતિ જાણ રે,
ભરે દોરે નિસાણ રે, નિજ મતિ કેળવી રે;
માલિમ પુસ્તક વાણી રે, સુખાણ સુખાણી રે,
સાચવણ કરે રાણી રે, નિજ મતિ ભેળવી રે. ૫

બેઠાં ચિહું કોર રે, કરે સજ્જ સઢ દોર રે,
બહુલા કરે જોર, મસાગત ખારૂઆ રે;
ધ્વજવટ બહુ તત્ર રે, માંહિ બહુ વાજિંત્ર રે,
શિર ચામર છત્ર કરે, પ્રવહણ ચલે રે. ૬

સવિ સઢ હંકારે રે, ઘન પવન ઉદારે રે,
વેગે પ્રવહણ સવિ ચાલે રે, જોયણ ખિણ પ્રતે રે;
મગરમચ્છ તે મોટા રે, ફિરતા જિમ જોટા રે,
સુસુમારાદિક વલિ છોટા, પરસ્પર ઝૂઝતા રે. ૭

બેઠા બિહું પોતે રે, ઇમ કૌતુક જોતે રે,
લંઘ્યો બહુ પંથ મહોતે રે, જલધિમાં સહી રે;
દ્વીપ સિંહલે જાવે રે, તે દૂર કહાવે રે,
દ્વીપ જક્ષ તિહાં વિચે આવે રે,જલ મીઠાં જિહાં રે. ૮
તિહાં પ્રવહણ રાખે રે, નિર્યામક ભાખે રે,
સઘલા શેઠની સાખે રે, ઇણિપરે કહે રે;
લીધાં જલ નીઠાં રે, ઇણે દ્વીપે મીઠાં રે,
જલ ઇંધણ લેવા ઉઠાં રે, પણ પ્રભુ સાંભળો રે. ૯
ઇહાં રાત્ર ન રહીએ રે, રહતાં દુઃખ લહીએ રે,
જક્ષહ પાપી જે કહીયે રે, દ્વીપ–અધિપતિ રે;
રાત્રે જસ વાસ રે, મારે જક્ષ તાસ રે,
તિણે લીજે જલ આસ રે, શીઘ્રપણે ઇહાં રે. ૧૦
ચાલો લેઈ નીર રે, અનુકૂલ સમીર રે,
તિણે કારણે થાજો **વીર**–વિજય જિમ પામીયે રે;
સુરસુંદરી–રાસે રે, ખંડ–બીજે પ્રકાશે રે,
ઢાલ ત્રીજી સરસ વિલાસે રે, ભવિયણ સાંભળો રે. ૧૧

[ દોહરા. ]

પ્રવહણથી સહુ ઉતરી, જલ ઇંધણ લે લોક;
કૌતુક જોતા અતિ ઘણાં, ફરતા નરના થોક. ૧
અમરકુમર પણ ઇણે સમે, દેખે કૌતુક સાર;
વન વાડી પાદપ જુએ, સુરસુંદરી સહ નાર. ૨
સુંદરી થાકી તિણ સમે, કુમરે પણ વિશ્રામ;
પાદપ–છાયાયે તિહાં, બેઠા દંપતી તામ. ૩
કંત–ઉત્સંગે સુંદરી, નિદ્રાવશ થઇ નાર;
તવ કુમર બેઠો તિહાં, હૃદય કરે કુવિચાર. ૪

## ઢાલ–ચોથી.

[ બીજી અશરણ ભાવના–એ દેશી. ]

અમરકુમર ચિત્ત ચિંતવે, એ સુંદરી અવદાત રે,
બાલપણામાંહિં જે થઈ, સાંભરી પૂરવ વાત રે;
મેં રમતાં લઘુ જાત રે, નિશાળે કોડી સાત રે,
લેઈ સુખડી ખાત રે, તવ મુજ ગાળ દેવાત રે.
**ડંસ મ ધરશો રે પ્રાણીયા–એ આંકણી૦ ૧**

ઇણિપરે સઘલા સાંભર્યા, પ્રાગવિભાષિત બોલ રે,
ક્રોધાનલ તનુ–ગૃહ ભર્યો, નિઠુર થયો નિટોલ રે;
ચિત્ત ફરતો ચકડોલ રે, દેઉં કોડી સમોલ રે,
કિમ લેશે રાજ્ય બોલ રે. **ડંસ૦ ૨**

ઇણિ પરે ચિત્તે ચિંતવી, કરી બુદ્ધ કુબુદ્ધ રે,
સૂતી મેહલી એકલી, અબલા નેહ વિલુદ્ધ રે;
સાથે તેડી સક્રોધ રે, કામ કર્યો મતિ ઉંધ રે,
ન કરે કામ જે લોધ રે, થયો દેખતો અંધ રે. **ડંસ૦ ૩**

ચાલ્યો પાપી એકલો, સૂતી મેહલી સાજ રે,
કોડી સાત બાંધી કરી, તસ ચીરે તજી લાજ રે,
લખીઆ અક્ષર તાજ રે, ઇણિ કોડીએ ગ્રહે રાજ રે;
ઇણિ પરે કીધ અકાજ રે, ક્રોધી જે કરે કાજ રે,
તસ ન રહે જગ લાજ રે, જનપદમાં અપભ્રાજ રે.
**ક્રોધ મ કરશો રે પ્રાણીયા–એ આંકણી૦ ૪**

ક્રોધ તણે વશ પ્રાણીયો, શું શું ન કરે અન્નાણ રે,
પરદુ:ખ ચિત્તમાં ન લેખવે, દ્વેષતણે રસ જાણ રે;
નાશે સકલ વિન્નાણ રે, પુણ્યતણી કરે હાણ રે,
પૂરે પાપની ખાણ રે, શિવગૃહ અર્ગલા જાણ રે.
નરક વિના નહિ ઠાણ રે–ક્રો૦ ૫

પૂરવ કોડ ચરણ ગુણે, વાસિત આતમા જેણ રે,
ક્રોધ–વિવશ હુંતા દો ઘડી, પામે ફલતણી હાણ રે,
ઇમ સિદ્ધાંત પ્રમાણ રે, દંડકરાય પ્રધાન રે,
પાલક નામે અન્નાણ રે, પાંચસે મુનિવર જાણ રે;
ક્રોધે પીલતો ઘાણ રે, પામ્યા કેવલનાણ રે,
પોહતાં શિવસુખ ઠાણ રે, ઉપદેશમાલ વખાણ રે,
પાલક નરક નિશાણ રે. ક્રો૦ ૬

પ્રસન્નચંદ્ર રૂષીશ્વરૂ, નિર્મલ ધ્યાનજ ધ્યાય રે,
શ્રેણિક અનુચર દુર્મુખે, ક્રોધાનલ સળગાય રે,
સપ્તમ દલિક મેલાય રે, શુકલ ધ્યાને ફેડાય રે;
કેવલ દુગ પ્રગટાય રે, ખેમા જગત મનાય રે,
વીરજિણંદ કહાય રે, સાંભળ શ્રેણિક રાય રે. ક્રો૦ ૭

નિ:ક્ષત્રી વસુધા કરે, પરશુરામ કમાણ રે,
સુભૂમ બ્રહ્મદત્ત ક્રોધશું, સપ્તમ નારક ઠાણ રે,
વલિ નિસુણો ભવિ–પ્રાણ રે, ભોગે અભુંજમાણ રે;
કરે કર્મ બંધાણ રે, રાજગ્રહીય મંડાણ રે,
ભિક્ષુ દ્રુમક અન્નાણ રે, પાડ્યો લોક ભંગાણ રે.
સપ્તમ નરક પયાણ રે—ક્રો૦ ૮

સપરાક્રમ નૃપ બાંધવા, સરસ તનુ સુકુમાલ રે,
પ્રેતવને શુભ ધ્યાનશું, કાયોત્સર્ગ વિશાલ રે,
મુનિવર ગજસુકુમાલ રે, બાંધી મસ્તક પાલ રે,
પ્રાચીન કર્મ સંભાલ રે, ચડીયા ઉપશમ ડાલ રે;
ટાલી સકલ જંજાલ રે, શિવસુંદરી વરમાલ રે,
સોમીલ જે વિકરાલ રે, ક્રોધીએ કર્યો કાલ રે,
માધવતી દુઃખજાલ રે, એ સવિ ઉપદેશમાલ રે. ક્રો૦ ૯

ઈણિપરે આગમ જાણતો, ક્રોધે શેઠ કઠોર રે,
તતખિણુ પોહતો પ્રવહણે, અબલાશું કરી જોર રે;
નર–રૂપે થયો ઢોર રે, કીધું પાપ અઘોર રે,
સાથમાંહે કરે શોર રે. ક્રો૦ ૧૦

હાંકો પ્રવહણુ વેગશું, નવિ રહેવું અહીં રોક રે,
જક્ષે મુજ નારીને હણી, ઇમ બોલે મુખ ફોક રે;
મેહલે મોટી પોક રે, રૂદન કરે સવિ લોક રે,
કુમરીનો ધરે શોક રે, ચાલ્યા પ્રવહણુ થોક રે. ક્રો૦ ૧૧

રાસ રચ્યો રલિયામણો, સુરસુંદરીનો રસાલ રે,
બીજા ખંડતણી કહી, ચોથી ઢલકતી ઢાલ રે;
કહે જિનવીર કૃપાલ રે, ભવિયણુ ક્રોધને ટાલ રે,
બાંધો પુણ્યની પાલ રે. ક્રો૦ ૧૨

[ દોહરા. ]

અબળા પાછળ એકલી, જાગી કુમરી જાહ;
નવિ દેખે પ્રીતમ સમીપ, ઉપની અંતર દાહ. ૧
ઈમ બોલે તિહાં સુંદરી, પ્રીતમ સુગુણુ ગરિઠ;
ગુપ્ત છપીને કિહાં રહ્યો, મોહન મુજ મન ઇઠ. ૨

## ઢાલ–પાંચમી.

[ જીવ જીવન પ્રભુ કિહાં ગયા રે–એ દેશી. ]

**છાનો છપી પિઉ કિહાં રહ્યો રે,** મોહન મુજ મન ઇઠ રે;
નિરાધાર હું એકલી રે, એણે દ્વીપે હું ચીઠ રે. **છાનો૦ ૧**
પ્રીતમ આવો ઉતાવલા રે, સાદ કરૂં ઇમ ભાસ રે;
કાંતારે કરતાં થકાં રે, હાંસી તે હોઈ વિખાસ રે. **છાનો૦ ૨**
પરણી તરૂણી વેલડી રે, જલ પાખે સુકાય રે;
સીંચો પ્રેમ સુધારસે રે, જિમ નવપલ્લવ થાય રે. **છાનો૦ ૩**
[1]જીવન વિણુ જલ–જીવડો રે, તિમ તુજ વિણુ મુજ થાય રે;
પ્રગટચો વિરહાનલ તનુ રે, કિમહિ ન તેહ ઓલ્હાય રે. **છાનો૦ ૪**
સુગુણુ સનેહી સાહિબા રે, રે! રઢિયાલા મિત્ત રે;
રૂદન કરંતી દેખીને રે, કાં ન કરે ઋજુ ચિત્ત રે. **છાનો૦ ૫**
જીવન તું મુજ જીવનો રે, સાંભળ સુકુલવતંસ રે;
બાલપણે જે બોલીયા રે, સો રખે આણો હંસ રે. **છાનો૦ ૬**
મેં કલહંસ કરી ગણ્યો રે, હોવે રખે હવે કાક રે;
સુરદ્રુમ લહી સેવ્યો સદા રે, આપે રખે ફલ આક રે. **છાનો૦ ૭**
રૂદન કરતી આંસુ ઢલે રે, લુહે ચીરે કરી જામ રે;
પાલવે લખીયા ઓલખ્યા રે, અક્ષર વાંચ્યા તામ રે. **છાનો૦ ૮**
એહ કોડી સાતે કરી રે, રાજ્ય ગ્રહે તું નાર રે;
હા! હા! કરી ધરણી ઢલી રે, **સુરસુંદરી** તિણીવાર રે. **છાનો૦ ૯**
કુણુ બોલ તિહાં ટાઢો દીએ રે, કુણુ છાંટે શીત નીર રે;
મૂર્ચ્છા વળી, થઈ ચેતના રે, શીતલ લહિય સમીર રે.
**બોલે ઇમ સુરસુંદરી રે–એ આંકણી૦ ૧૦**

---

૧–પાણી.

અડવડતી ભૂમી પડે રે, કરતી રૂદન વિલાપ રે;
પંખી પણ દુઃખ દેખીને રે, ચિત્ત ધરતા સંતાપ રે. **બોલે૦ ૧૧**
રે! પીઉડા કાં પૂરવે રે, પૂરવ ભવનું વેર રે;
કાં નવિ જલધિમાં ધરી રે, કાં નવિ દીધું ઝેર રે. **બોલે૦ ૧૨**
રે! પ્રીતમ મેં તાહરો રે, ન કર્યો કિંપિ વિનાશ રે;
વિણુ અપરાધ દ્વીપાંતરે રે, મેહલી કાંઈ નિરાશ રે. **બોલે૦ ૧૩**
સમરી લઘુ પણુ વાતડા રે, કાતડી દીધી કંઠ રે;
બોલ્યા બોલ હસ્યાંમસે રે, તે તેં બાંધી ગંઠ રે. **બોલે૦ ૧૪**
એવડો રોશ હૃદય હતો જો, તો શું પરણી દેખ રે;
પરણી કાં કરી પ્રીતડી રે, મૂકી મારગ દ્વેષ રે. **બોલે૦ ૧૫**
[૧]સમિધ મૃતકસમ છે યદા રે, નિજથી ઉપનો જાણુ રે;
નાવ બહુલ ભારે ભર્યો રે, છેહ ન દે જલખાણુ રે. **બોલે૦ ૧૬**
તેહથી પણુ તું નિરગુણી રે, વિશ્વાસઘાતી ચંડાલ રે;
[૨]મેં સવિ પંડુર પય ગણ્યું રે, ન લહી કપટની જાલ રે. **બોલે૦ ૧૭**
પીહરિયાં અલગાં રહ્યાં રે, મૂકી ગયો ભરતાર રે;
હૈ હૈ દૈવ તું શું ? કરે રે, નિરદયી તુજ ધિક્કાર રે. **બોલે૦ ૧૮**
ઓછા પુરૂષ ન ઓસરે રે, કરતા કુકર્મ અજાણુ રે;
દોષ ચઢે અબલા શિરે રે, તે તુચ્છ પુણ્ય પ્રમાણુ રે. **બોલે૦ ૧૯**
**સીતા** સતી જગમાં વડી રે, **રામે** કરાવ્યું [૩]ધીજ રે;
નીચ વયણુ નિસુણી કરી રે, વિણુ દોષે મન ખીજ રે. **બોલે૦ ૨૦**
રૂદન કરંતી બાલિકા રે, વાલે વલિ મન આપ રે;
દોષ કિસ્યો ભરતારનો રે, આવ્યા ઉદય કૃત-પાપ રે. **બોલે૦ ૨૧**

---

૧-સૂકું લાકડું. ૨-મેં ધોળું એટલું બધું દુધ માન્યું. ૩-પ્રાચીનકાલમાં માણસ અપરાધી છે કે નહિ તે નક્કી કરવા પાણી કે અગ્નિ વડે કરવામાં આવતી પરીક્ષા.

પૂરવભવે હું પાપિણી રે, કીધાં કર્મ અઘોર રે;
પારકા અવગુણ ઉચર્યા રે, નિજ અવગુણનો ચોર રે. બોલે૦ ૨૨
માયથી વચ્છ વિછોહિયા રે, કીધો પય-અંતરાય રે;
પંખી બંધન પાડિયા રે, સર કૂપ દ્રહ સોસાય રે. બોલે૦ ૨૩
સાત વ્યસન રસે સેવિયા રે, મિત્રશું કપટ કરાય રે;
થાપણ રાખી ઓળવી રે, સંતાપ્યા મુનિરાય રે. બોલે૦ ૨૪
જોરે વ્રત ખંડાવિયા રે, દીધાં અજુગતાં આલ રે;
શ્રીજિનવચન વિરાધિયાં રે, ઇમ કરી પાતક જાલ રે. બોલે૦ ૨૫
તે સવિ આવી સામટી રે, પૂરવ કર્મની લીલ રે;
ઇણે દ્વીપે હું એકલી રે, કિમ રહેશે મુજ શીલ રે. બોલે૦ ૨૬
શીલથકી જગ પામીએ રે, સંપદ જસ સુખ સાત રે;
દુષ્ટ-સુરાસુર-કિન્નરા રે, ન કરે કોઈ ઉપઘાત રે. બોલે૦ ૨૭
બીજા ખંડતણી કહી રે, પંચમી ઢાલની લીલ રે;
બાવન **વીર-વિજય** કરે રે, તેહની જે ધરે શીલ રે. બોલે૦ ૨૮

[ દોહરા. ]

હવે સુંદરી ચિત્તવાલીને, બેઠી ધરિય વિવેક;
પરમેષ્ઠી ચિત્ત સમરતી, ધરતી ધરમે ટેક. ૧
ગઇ વસ્તુ સોચે નહિ, આગમ ચિંતા નાંહિ;
વર્તમાન વરતે સદા, સો જ્ઞાતા જગમાંહિ. ૨
શ્રીનવપદ સમરણ કરે, જેહથી દુરિત પલાય;
[1]હરિ [2]કરિ [3]હરિ [4]અરિ [5]જલ [6]જલણ,
બંધન ભય સવિ જાય. ૩

૧-સિંહ. ૨-હાથી. ૩-સર્પ. ૪-શત્રુ. ૫-પાણી. ૬-અગ્નિ.

સુંદરીનું દુઃખ દેખીને, અસ્ત થયો રવિ તામ;
તિમિર ભરે ભૂત [૧]શર્વરી, બેઠી [૨]તરૂઅધ ઠામ. ૪
પરદેશે નવિ કીજિએ, નિદ્રા તે દુઃખ હેત;
ઇમ જાણી જાગ્રત રહે, શીયલ સન્નાહ સમેત. ૫

## ઢાલ—છઠ્ઠી.

**[ સંભવ જિન અવધારીયે—દેશી. ]**

ઇણિ અવસર તે દ્વીપનો, જક્ષ અધિષ્ઠિત જેહ; **સપાપી૦**
માણુસ ગંધ લહી કરી, આવે હણુવા તેહ. **સપાપી૦**
**નવપદથી સુખ પામીએ—એ આંકણી૦ ૧**
શ્રીનવપદ જપતી થકી, બેઠી દીઠી બાલ; **સનેહી૦**
વચણુ સુકોમલ બોલતી, પુન્યવતી સુદયાલ. **સનેહી૦ નવ૦ ૨**
શ્રીનવપદ મહિમાથકી, અનુકંપા તસ આવી; **સનેહી૦**
શાંત હૃદય જક્ષે તદા, સુરસુંદરી બોલાવી. **સુબેટી૦ નવ૦ ૩**
કવણુ કાજે તું એકલી, અબળા સુણુ [કુણુ?] અવદાત; **સુબેટી૦**
નિરધારીશું ઉચ્ચરે, તે સઘલી કહો વાત. **સુબેટી૦ નવ૦ ૪**
કહે કુમરી સુણો તાતજી, મુજ વીતકની વાત; **પિતાજી૦**
મૂલથકી સઘલો કહ્યો, અનુભવિઓ અવદાત. **પિતાજી૦ નવ૦ ૫**
શ્રીનવપદ સમરણુ કરૂં, જેહથી દુઃખ અપહાર; **પિતાજી૦**
નિરાધારી મુજ કિમ કહો, શ્રીજિનધર્મ આધાર. **પિતાજી૦નવ૦૬**
ઈમ નિસુણી કુમરીતણાં, વિનયતણાં સુવચન્ન; **પિતાજી૦**
જક્ષ કહે સુણુ નંદના, તું જગમાં ધન ધન્ન. **સુબેટી૦ નવ ૭**
પુત્રી કરી તસ માનતો, ઉપવન ચાર દેખાવે; **સનેહી૦**
પ્રાણુવૃત્તિ ફલથી કરે, ઇણિપરે કાલ ગમાવે. **સનેહી૦ નવ૦ ૮**

૧—રાત્રી. ૨—વૃક્ષની નીચે.

શીલ સદા નિજ સાચવે, જાપ જપે નવકાર; સનેહી૦
નિર્ભયથી સુખમાં રહે, જક્ષ કરે નિત સાર. સનેહી૦ નવ૦ ૯
એહવે એક વ્યવહારિયો, પ્રવહણ બેસી જાય; સનેહી૦
તે પણ તતખિણ ઉતરી, જલ ભરવાને આય. સનેહી૦ નવ૦ ૧૦
બેઠી નિર્ભય સુંદરી, [1]ત્રિદશપતિ–વધૂ–રૂપ; સનેહી૦
તે દેખી ચિત્ત ચિંતવે, વ્યવહારી રહી કૂપ. સનેહી૦ નવ૦ ૧૧
દ્વીપ–અધિષ્ઠાયક અછે, એહિજ દેવી માત; સનેહી૦
કરજોડી ઉભો રહ્યો, પ્રથમ કરી પ્રણિપાત. સનેહી૦ નવ૦ ૧૨
સતીય કહે હું માનુષી, નહિ દેવી સુણ શેઠ; સનેહી૦
પૂર્વ ચરિત્ર પ્રકાશતી, તે આગળ ધુર હેઠ. સનેહી૦ નવ૦ ૧૩
વ્યવહારી કહે સાંભળો, મુજ સાથે તું ચાલ; સનેહી
કહે સુંદરી આવું તદા, જો એક વયણ સંભાલ. સનેહી૦ નવ૦ ૧૪
પુત્રી કરીને જો ગણો, અથવા બહેન સમાન; સનેહી૦
એહ વચન ચૂકો નહિ, તો તુમ સાથે પ્રયાણ. સનેહી૦ નવ૦ ૧૫
કંત વિહુણા નર જિકે, તે મુઝ જનક ને વીર; સનેહી૦
બીજા ખંડ–તણી કહી, છઠ્ઠી ઢાલ રસીલ. સનેહી૦ નવ૦ ૧૬

[ દોહરા ]

વલિ નિસુણો તમો તાતજી, એ મુઝ વચન ઉદાર;
જો મુઝ પીહરિએ ઠવો, તો તુમ સાથ વિહાર. ૧
અથવા દેજો તેહને, સિંહલ દ્વીપે જેહ;
ચાલ્યો છે મુજ વાલહો, પ્રવહણ સહિતજ તેહ. ૨
વાત સકલ માની કરી, પુત્રીપણે ધરી તામ;
પ્રવહણ બેસારી કરી, ચાલ્યો શેઠ હરામ. ૩

૧–ઈંદ્રાણી જેવું રૂપ.

અનુક્રમે મારગ જતાં, દિવસ કેતલે તેહ;
રૂપ અનોપમ દેખીને, કામે વ્યાપી દેહ. ૪
રૂપ સમારે નિજતણું, નયન નચાવે નેહ;
નિજ સુવર્ણ-આદર્શમાં, જુએ સમર-વશ તેહ. ૫
ચરન ધરે ચિંતા કરે, ચિત્ત ન સુહાવે સોર;
[1]સુવર્ણહ દેખી હસે, કવિ વ્યભિચારી ચોર. ૬

## ઢાલ-સાતમી.

[ દેખી કામિની દોય કે કામે વ્યાપિયો રે કે કામે-એ દેશી. ]

દેખી સુંદરી શેઠ કે, કામે વ્યાપિયો, રે-કે-કામે૦
બોલનો કરીય અબોલ, નિટોલ તે પાપિયો; રે-કે-નિ૦
કુંજર-કર્ણને પીપ્પલ-પર્ણ તણી પરે, રે-કે-પ૦
જિમ વસુધેશનું માન, શેઠનું ચિત્ત ફરે. રે-કે-શે૦ ૧
અન્ન ન ભાવે અહનિશ, નિદ્રા નવિ લહે, રે-કે-નિ૦
જગમાંહિ નર આઠ તે, નિદ્રા નવિ ગ્રહે; રે-કે-નિ૦
બહુલ કુટુંબને સ્વજને વિ-મુક્તહ વ્યાધિયો, રે-કે-મુ૦
વિદ્યાર્થી ધન લોભ, સરોષી દાધિયો. રે-કે-સ૦ ૨
રમણી-વિયોગી નારી, પરાણી રસ થકે, રે-કે પ૦
વાયસ પૂર્ણ તડાક, તજી કુંભોદકે; રે-કે-ત૦
[2]દિવસે ન પેખે [3]ઉલૂક, રજનીએ વાયસા, રે-કે-૨૦
કામાંધ નવિ દેખે, વાસર ને નિશા. રે-કે-વા૦ ૩

---

૧-સુવર્ણનો રૂઢ અર્થ સોનું થાય પરન્તુ અહિં તેના ત્રણ અર્થ સમજવાના છે. સુ-વર્ણ એટલે સારા અક્ષર તેને જોઈને કવિ, સુ-વર્ણ એટલે સારૂં રૂપ તેને જોઈને વ્યભિચારી અને સુવર્ણ-સોનું તેને જોઈને ચોર હર્ષ પામે છે. ૨-દિવસે. ૩-ઘુવડ.

ઝાળ વિરહ વિકરાલ, તનુ મંદિર ભર્યો, રે-કે-ત૦
તેહ સમાવણુ હેત, વચન એક ઉચ્ચર્યો; રે-કે-વ૦
કુલ લજ્જા તજી શેઠ, કહે સુણુ સુંદરી, રે-કે-ક૦
મ ધરિશ દુઃખ લગાર, હૃદય તું ગુણપુરી. રે-કે-હૃ૦ ૪
પંચ વિષય સુખ ભોગવ, મુજશું કામિની, રે-કે-મુ૦
પ્રવહણુ ને ધનમાલ, તુંહી ઘરસામિની; રે-કે-તું૦
વ્યંગ્ય સમાણી વાણી, સુણી ચિત્ત દુઃખ ધરે, રે-કે-સુ૦
સતીય કહે નર ઉત્તમ, થઈ શું ઉચ્ચરે. રે-કે-થ૦ ૫
પુત્રીપણે કરી મુઝને, પ્રવહણુમાં ધરી, રે-કે-પ્ર૦
નવિ લાજો હવે શેઠ, ઇણે બોલે ફરી; રે-કે-ઇ૦
તુમે વડા વિવહારી, વચન કિમ તોડીએ, રે-કે-વ૦
પરનારીને પાપ, ભવોભવ બૂડીએ. રે-કે-ભ૦ ૬
મૂરખ હઇએ વિમાસો, નિજ બુદ્ધિ વલી, રે-કે-નિ૦
પૂર્વે સતી-શિર કષ્ટ, પડયા પણુ નવિ ચલી; રે-કે-પ૦
કાલ વિનાસે બુદ્ધિ, કુબુદ્ધિ હૃદય રહી, રે-કે-કુ૦
તિણે તુમ પ્રીટણુ કાલ, આવ્યો જાણું સહી. રે-કે-આ૦ ૭

-ःकाव्यम्ः-

[1]न निर्मिता केन च दृष्टपूर्वा, न श्रूयते हेममयी कुरङ्गी ।
तथापि तृष्णा रघुनन्दनस्य, विनाशकाले विपरीतबुद्धिः ॥१॥

पुनरप्येवमुक्तम्-

[ સોરઠી-દુહો. ]

રાવણુ તણે કપાલ, અઠોત્તરસો બુદ્ધિ વસે;
લંકા પ્રીટણુ કાલ, એકો બુદ્ધિ ન સંભવી. ૧

---

૧-**ભાવાર્થ:**—સુવર્ણની હરણી કોઈએ બનાવીએ નથી અને જોઈએ નથી તો પણ રામચન્દ્રજીની તેને મેળવવાની તૃષ્ણા એ સૂચવે છે કે-વિનાશકાલે મનુષ્યની બુદ્ધિમાં વિપર્યાસ થઈ જાય છે.

## પૂર્વની ઢાલ ચાલુ.

વ્યવહારી કહે સાંભળ, સુંદર સુંદરી, રે-કે-સું૦
તું મુઝ કામિની હોય, અવર સવિ પરિહરી; રે-કે-અ૦
મેં તુઝ કામિની કારણ, પ્રવહણમાં ગ્રહી, રે-કે-પ્ર૦
જે હુએ આપણી જાઈ કે, તે પુત્રી કહી. રે-કે-તે૦ ૮

જબ પ્રસ્તાવ કહ્યાનો, જેહવો પામીએ, રે-કે-જે૦
તેહવું કહીએ ત્યાંહિ તો, જગ સુખ પામીએ; રે-કે-જ૦
પૂરવ બોલ્યા બોલ, કિસ્યા સંભારીએ, રે-કે-કિ૦
વર્તમાન વરતે તે, ચિત્તમાં ધારીએ. રે-કે-ચિ૦ ૯

એકવાર જેહશું મન, માન્યું સાન્નિધે, રે-કે-મા૦
તેહ કહે તિમ કરતાં, પ્રીતિ ઘણી વધે; રે-કે-પ્રી૦
ઈમ નિસુણી સતી સુંદરી, ચિત્ત ચિંતે ઈસ્યું, રે-કે-ચિ૦
એ મુજ લોપશે શીલ, હવે કરવું કિસ્યું. રે-કે-હ૦ ૧૦

શીયલ વિહુણા માણુસ, તૂર-સમા કહ્યાં, રે-કે-તૂ૦
ઈહિ-પરભવ સુખ શીયલ-તણાં શાસ્ત્રે કહ્યાં; રે-કે-ત૦
જલધિમાંહિ ઝંપા-પાત કરૂં હવે, રે-કે-પા૦
પ્રાણહરણ વિણ જીવતાં, શીયલ ન સંભવે. રે-કે-શી૦ ૧૧

ઈમ ચિંતી દીએ ઝંપા-પાત તિહાં સતી, રે-કે-પા૦
ચિત્ત સમરી નવકાર, શીયલ મહિમાવતી; રે-કે-શી૦
ડોલવા લાગ્યું પ્રવહણ, શેઠનું તતખિણે, રે-કે-શે૦
લોક કરે પોકાર, મુખે પ્રભુ! પ્રભુ! ભણે. રે-કે-મુ૦ ૧૨

ઉછળે અંબર પ્રવહણ, વાયુ પ્રચંડથી, રે-કે-વા૦
વાયુ પ્રવેશે પતાકા, ફાટે ડંડથી; રે-કે-ફા૦
વાહણ થયું શતખંડ, પ્રચંડ પવનવતી, રે-કે-પ્ર૦
શેઠ સકલ પરિવારશું, બૂડ્યો દુરમતિ. રે-કે-બૂ૦ ૧૩

સતીય કુદૃષ્ટે જોતાં, જીવથકી ગયા, રે-કે-જી૦
કાર્ય ન સરિયો કાંઇ કે, આપે દુઃખી થયા; રે-કે-આ૦
પદ્મોત્તર દ્રુપદી હરી, ધાતકી ખંડમાં, રે-કે-ધા૦
[1]તસ લજ્જા હરિ હરી, તારક માર્તંડમાં. રે-કે-તા૦ ૧૪

દશરથ સુત પ્રિયા જાનકી, [2]દશકંધર હરી, રે-કે-દ૦
અબ્રહ્મના અભિલાષથી, નરગપુરી વરી; રે-કે-ન૦
કિંપિ ન સરિયો કાર્ય, સ્વદશમસ્તક ગયાં, રે-કે-સ્વ૦
સીતા સતી નિજ શીયલે, અચ્યુતપતિ થયાં. રે-કે-અ૦ ૧૫

પ્રવહણ ખંડ અખંડ, [3]ફલક સુરસુંદરી, રે-કે-ફ૦
પામી ભુજાએ વિલગ્ન, જલોદધિ નિસ્તરી; રે-કે-જ૦
બેનાતટપુર પાવે, નવપદ ચિત્ત ધરી, રે-કે-ન૦
લોક દયા બહુ આણે, દેખી સુંદરી. રે-કે--દે૦ ૧૬

વીર-પણે દુઃખમાંહિ, શીયલે પરાક્રમી, રે-કે-શી૦
બીજા ખંડની ઢાલ, કહી એ સાતમી; રે-કે-ક૦
પુષ્ટાલંબન રૂપ, ફલક કરમાં ધરો, રે-કે-ફ૦
સુરસુંદરી પરે ભવિયણ, ભવજલ નિસ્તરો. રે-કે-ભ૦ ૧૭

---

૧-તેની [ પદ્મોત્તરરાજાની ] લજ્જા હરિએ [ કૃષ્ણે ] હરી. તે વખતે કૃષ્ણની પાસે પદ્મોત્તર રાજા સૂર્યની પાસે જેમ તારો શોભે તેમ શોભે છે. ૨-રાવણ. ૩-પાટીયું.

[ દોહરા. ]

ઈણિ અવસર એક સાંભલો, તેહ નગરની વાત;
નૃપકુંજર આલાનથી, છૂટો કરે ઉતપાત. ૧
ત્રાસ પડાવે નગરમાં, પાડે મંદિર હાટ;
સુભટ સવે દૂરે રહ્યા, રાય ધરે ઉચાટ. ૨
કલાલ મંદિર પાડીને, સકલ સુરા તિણે પીધ;
પુરબાહિર તે નીકલ્યો, ભાંજી કપાટ સમીધ. ૩
ચિહું દિશે લોકને ભંજતો, પામ્યો સાયર તીર;
સુરસુંદરી કરી દેખીને, નિજ ભયભ્રાંત શરીર. ૪
તવ નિજ કર્મ નિહાળતી, સમુદ્ર તીર સા બાલ;
નાસી અબળા નવિ શકે, દેખી ગજ વિકરાલ. ૫
સૂંઢે કરી સતીને ગ્રહી, અંબર નાંખી ઉલાલ;
એક વિદેશગ-પોતમાં, જઇ પડી તાસ વિચાલ. ૬
પુર-જનતા તે દેખીને, કાંઠે રહ્યા સવિ જેહ;
હૈ હૈ કુંજર પાપીએ, નારી હણી નિસ્નેહ. ૭
કર્મ કઠિન કોપે ચઢયો, બલવંત બોલ્યો કોય;
માન મ ધરશો માનવી, કરમ કરે તે હોય. ૮
કર્મ કર્યાં છૂટે નહિ, કર્મ સબલ દુ:ખખાણ;
કર્મ તણે વશ પ્રાણીયો, શું કરે જાણ અજાણ. ૯

## ઢાલ—આઠમી.

[ ધન ધન તે દિન માહરો અથવા કરમ ન છૂટે રે પ્રાણીયા—એ દેશી. ]

કર્મ શુભાશુભ જે કર્યાં, વિણ ભોગવીએ પ્રાણ;
કરમ ન છૂટે રે પ્રાણીયા, કોડ-કલ્પ પ્રમાણ.
**માન મ ધરશો રે માનવી૦ એ આંકણી૦ ૧**

જિમ જગ વાછરૂં સહસ્રમાં, જનનીને વલગંત;
પ્રાચીન કર્મ કર્યા જિકે, તિમ કર્તાને દહંત. **મા૦ ૨**

ચક્રી સુરવર જિનવરા, માધવ ને બલદેવ;
તે પણ કરમે વિડંબિયા, દૈવ સબલ નિતમેવ. **મા૦ ૩**

કરમ વિપાક કટુક ઘણાં, **આદીસર અરિહંત**;
આહાર ન પામ્યા કર્મથી, અંતરાય મહંત. **મા૦ ૪**

તપ કરતાં માયા કરી, **મલ્લિ** જિન અવધાર;
તીર્થંકર પદ પામીયો, નારીનો અવતાર. **મા૦ ૫**

**સં**ગમ ગોપાલે કીયો, ઉપસર્ગજ રીસ;
નામે **મ**હાવીર જગપતિ, પાડી કરમે ચીસ. **મા૦ ૬**

સુરપતિ રૂપ વખાણિયો, તે વિણુઠો તતકાલ;
સાત રોગ ઉપના સહી, બોલે ઉપદેશમાલ. **મા૦ ૭**

સાતસેં વરસ લગે સહ્યાં, માને દુઃખ અપાર;
દેવે પરશંસા કરી, ચક્રી સનતકુમાર. **મા૦ ૮**

**સુ**ભૂમ સુખ અતિ ભોગવે, ષટ ખંડનું રાજ;
લોભ થકી લવણોદધિ, બૂડયો [1]ચરમ જહાજ. **મા૦ ૯**

સર્વ [2]સુપર્વ દૂરે ગયાં, લોભે લાજ વિનાશ;
[3]**મા**ઘવતી દુઃખ ભોગવે, શ્યો કર્મ વિશ્વાસ. **મા૦ ૧૦**

**બ્ર**હ્મદત્તને અંધો કીયો, કર્યા પાપ અઘોર;
*કુરૂમતી! કુરૂમતી!* બોલતો, **મા**ઘવતી દુઃખ સોર. **મા૦ ૧૧**

**કૃ**ષ્ણ પિતા **નેમી**શ્વર ગુરૂ, પુરી ઋદ્ધિ સમૃદ્ધ;
**ઢંઢણ** આહાર ન પામીયા, કૃત–કર્મ પ્રસિદ્ધ. **મા૦ ૧૨**

---

૧–ચર્મ રત્નરૂપ વહાણ. ૨–દેવો. ૩–સાતમી નરક.

દશરથ દેશોટો દીયો, જુઓ કર્મ વિલાસ;
લગ્ન વશિષ્ઠે આપીયો, રામ રહ્યા વનવાસ. મા૦ ૧૩

લંકાનગરી રાજીઓ, રાણો રાવણ નામ;
તેજ પ્રતાપે આકરો, પ્રગટી ભુવિ મામ. મા૦ ૧૪

લોક અવસ્તા આણુતા, ચૂકવતા ચિત્ત જેહ;
નવગ્રહ રાણે રાવણે, પાયે બાંધ્યા તેહ. મા૦ ૧૫

લાખ સવા જસ દીપિકા, કરે [1]અર્ક રસોઇ;
[2]સોમ સિંહાસન માંડણે, ઢાલે ચામર સોઈ. મા૦ ૧૬

ખેત્ર ખલે મંગલ ખડો, વાંચે ભૃગુગુરૂ વેદ;
ખડ્ગ ગ્રહી રાહુ રહે, કરે અરિગણ છેદ. મા૦ ૧૭

બુધ દેખાડે આરસી, કેતુ પખાલે થાલ;
પનોતી પાણી ગળે, બાર કરે રખવાલ. મા૦ ૧૮

વિધિ તા-ઘર ઘંટી દળે, એક મના નિશદિસ;
પોળ ગ્રહી ઉભા રહે, સુર કોડિ તેત્રીસ. મા૦ ૧૯

નવ દુરગા શુભ આરતી, ઉતારે સા ધીર;
જમરાજા રાવણ ઘરે, [3]ભેંસો થઇ ભરે નીર. મા૦ ૨૦

પવન [4]બોહરે આંગણું, ગણપતિ કરે રખવાળ;
અગનિ વસ્ત્ર પખાલતો, હરિ આણે ફૂલમાળ. મા૦ ૨૧

બ્રહ્મા પુરોહિત થાપીઓ, પદવી પ્રતિવાસુદેવ;
નામે ત્રૈલોકય-કંટકી, સુર ડરતા કરે સેવ. મા૦ ૨૨

એક લાખ બાંધવ ભલા, સવા લાખજ પુત્ર;
સહસ્ર બત્રીસ અંતેઉરી, મંદોદરી સુપવિત્ર. મા૦ ૨૩

૧-સૂર્ય. ૨-ચંદ્ર. ૩-પાડો. ૪-વાળીને સાફસુફ રાખે.

કોડ નવાણુ રાક્ષસા, કરે ઓળગ રંગ;
સંજીવની વિદ્યા મુખે, રણમાં રિપુ ભંગ. **મા૦ ૨૪**

દસ મુખ વીસ ભુજા સહી, એકવીસ ધણુ દેહ;
ત્રીસ સહસ વર્ષ આઉખું, રાણો રાવણ તેહ. **મા૦ ૨૫**

સમુદ્ર વિચાલે રૂઅડો, દ્વીપ રાક્ષસ જોય;
જલમાં જોયણ સાતસેં, પહુલ-પણે દૂર હોય. **મા૦ ૨૬**

પોહોળો જોયણ પાંચસે, નવસે ઉંચ પ્રમાણુ;
ગઢ **લંકા** સોહામણો, તિહાં **રાવણ** ઠાણુ. **મા૦ ૨૭**

એ શિવશાસ્ત્રમાંહિ કહ્યો, સ વિરૂદ્ધ નિશમ્ય;
તે જોઇ મેં ભાખીયો, જૂઠ સાચ અગમ્ય. **મા૦ ૨૮**

તિહાં પણ જઈ દૈવજ નડયો, પડયો નરકાવાસ;
મોહની કર્મના વશ થકી, દશ મસ્તક નાશ. **મા૦ ૨૯**

**શ્રેણિક** [1]કઠપંજર પડયો, **મગધેશ** કહાય;
ઇહિ-પરભવ દુઃખ ભોગવે, કિશ્યો માન ગ્રહાય. **મા૦ ૩૦**

ફલક સહિત એ સુંદરી, કરી વર વિકરાલ;
હૈ હૈ ગજ ઘાતે કરી, પડી પોત વિચાલ. **મા૦ ૩૧**

બીજા ખંડ તણી કહી, એહ આઠમી ઢાલ;
**વીર** કહે ભવિયણ તુમે, ટાળો કર્મ જંજાલ. **મા૦ ૩૨**

**[ દોહરા. ]**

પ્રવહણપતિ તવ દેખીને, મૂરછાગત સા નાર;
સીંચે શીતલ નીરશું, વળી ચેતના સાર. **૧**

---

૧-લાકડાના પાંજરામાં.

મેવા મીઠાઇ દીએ, ભક્ષણુ કરવા તેહ;
નવિ વંછે તે સુંદરી, કરમ-વિડંબિત જેહ. ૨
આરોગે અતિ આગ્રહે, અશન પાન તે બાલ;
શ્રમ અપગમથી સુંદરી, સ્વસ્થ થઈ તતકાલ. ૩
પોતપતિ સા દેખીને, અંગે વ્યાપ્યો કામ;
નયન નચાવે નેહશું, બોલે વચન વિરામ. ૪

## ઢાલ—નવમી.

[ પાપસ્થાનક કહે સાતમું શ્રી જિનરાજ એ—એ દેશી. ]

મધુર સુકોમલ વચને શેઠ બોલાવતો,
આપ ચહ્યો પર-ચાલણુ ભાવ જણાવતો;
સતીયતણે મન કિંપિ ન ભાવે તે સહી,
કહે જલધિમાં નાંખો મત રાખો અહીં. ૧
આગે શેઠ હુઓ એક અનરથ વ્યાપિયો,
પ્રવહણુ ભાંગ્યું જલમાં બૂડ્યો પાપિયો;
પૂર્વ ચરિત્ર કહ્યું સવિ મૂલથકી તિણે,
તે નિસુણી સતી-કેડ તજી તિહાં તતખિણે. ૨
સોવનકુલ નગરે તે લેઈને આવિયો,
એહ વિચાર કુબુદ્ધિ કરી સંભાવિયો;
એહશું અવર વિચાર તે કરવો દોહિલો,
એહને વેચી દ્રવ્ય કરૂં હવે બોહલો. ૩
ઈમ ચિત્ત ચિંતવી શેઠ ગ્રહી સુરસુંદરી,
નિર્લજ્જ ચહુટામાંહિ જઈ વેચણુ ધરી;
ઈણિ અવસર એક ગણિકા પંથે જાવતી,
વિનયવતી તનુ શોભિત રૂપ લીલાવતી. ૪

રૂપ દેખી કુમરીનું વેશ્યા ચિંતવે,
નિરૂપમ કુમરી એહ મણુઅ નવિ સંભવે;
જિમ તિમ કરી મુઝ મંદિર આણું સુંદરી,
સા મૂલ પૂછે શેઠને ઈમ નિશ્ચય કરી. ૫
શેઠ કહે સુણુ વેશ્યા સત્ય વચન ઈશ્યું,
લક્ષ સવામાં ન દીઊં ઓછે વિત્તશું;
લક્ષ સવા તસ આપી સુંદરીને ગ્રહી,
નિજ ગેહાગત તેહ આણંદે ગહ ગહી. ૬
કહે વેશ્યા સુણુ વચ્છ શિખામણુ સુંદરી,
અંગ થકી સવિ આરતી દૂરે પરિહરી;
આરોગો નિત જે મન ભાવે તે સહી,
સોવન ખાટ હીંચોલે ખેલો ઘર રહી. ૭
વચ્છ કરો જલમજ્જન મલ વર્જન કરો,
દીપ અનંગ મહગ્ઘ તનુ ચીવર ધરો;
તિલક ધરો નિજ મસ્તક નેત્રાંજન કરો,
ચંદન–લેપ તનુ–ભૂષણુ બહુલાં ધરો. ૮
કર–કંકણુ મુખ–તાંબૂલ અધરે રક્તતા,
જિમ કામી નર દેખી ચિત્ત આસક્તતા;
નવ નવ વેશ કરી સુખમાં દિન જોગવો,
મનગમતા નરશું યૌવનસુખ ભોગવો. ૯
[1]કર્ણુ–વિદગ્ધ વચન નિસુણી વેશ્યાતણાં,
ચિત્ત ચિંતે સા બાલ કરમ દુઃખ અતિ ઘણાં;
જમવશ પડિયો પ્રાણીયો પાપ સમાચરે,
સુખ દુઃખ સહતાં રોશ કિશ્યો પર ઉપરે. ૧૦

૧–કાનને બાળી નાખે તેવા.

નાઠ્યો કરમનો છેહ હજી કાંઇ માહરે,
ધિગ ધિગ સૌખ્ય સુરૂપ અતિ એ માહરે;
ધિગ ધિગ યૌવનવેશ વિષયઅનલે દહી,
વિષયતણો વિશ્વાસ ન કરશ્યો નર કહી. ૧૧
**વસંત**પુરે **સિંહસેન** નરાધિપ અંગજા,
**સુકુમાલિકા** નામે રૂપ સુરૂપજા;
**શશક ભશક** દોઈ બાંધવ સા વનમાં ઠવી,
કામતણે વિશ્વાસે વિડંબી સાધવી. ૧૨
ઉપદેશમાલ રસાલ વિશાલ કથા કહે,
ધિગ મુજ યૌવન વેષ કરમ કિમ નવિ દહે;
કિમહિ ન ગલિઓ ગર્ભ ઉદરથી માતનો,
કાં દીધો અવતાર કરમ-દુઃખ-દાતનો. ૧૩
કાં નવિ સરજી છાર ન ત્રુટ્યું પાલણું,
બહિર ન દે ભુવિ ક્યાં પામી દુઃખ જાલણું;
કાં નવિ ત્રુટે [1]અંબર દુઃખિઆ ઉપરે,
દૈવતણે શિર દાટ કે દુઃખિયા નવિ મરે. ૧૪
**સુરસુંદરી**ને રાસે બીજા ખંડની,
**નવમી** ઢાલ કહી એ શીલ અખંડની;
રહી પરવશ નિજ શીલ જુઓ કિમ રાખશે,
**વીર** કહે વીરતાંત તે આગલ દાખશે. ૧૫

[ દોહરા. ]

**સુરસુંદરી** ઇમ ચિંતવે, કિશ્યું કરે કિરતાર;
પરવશ શીયલ ન ઉગરે, ધિગ ધિગ મુજ અવતાર. ૧

---

૧—આકાશ.

શ્યે વશ રાંકપણું ભલું, શ્યો પરવશ રંગરોલ;
વર પોતાની પાતળી, કિશ્યો પરાયો ઘોલ. ૨

વેશ્યાને વળતું કહે, ત્રણ્ય દિવસ મ કહીશ;
મુજ આગળ એ વાતડી, પછે સમસ્ત કરીશ. ૩

જો મુજશું અતિ માંડશો, તો તનુ ત્યાગ કરીશ;
મુજ દુઃખ વિસરાયે થકે, પછે સમસ્ત કરીશ. ૪

ઈમ નિસુણી ગણિકા તિહાં, વલતું ન વદી કાંય;
ઇમ ચિંતે સા અનુક્રમે, કાર્ય સમસ્તજ થાય. ૫

અનુક્રમે પરચિત્ત ભીંજીએ, કપટે શત્રુ હણાય;
અનુક્રમે દ્વીપ વશ હુએ, [1]સલિલે શૈલ ખણાય. ૬

## ઢાલ—દશમી.

[ કપૂર હોયે અતિ ઉજલું રે—એ દેશી. ]

સુરસુંદરી હવે ચિંતવે રે, કીધાં કર્મ અઘોર;
કિણ આગળ કહું વાતડી રે, કરમે પામી કઠોર રે.
**ભવિયાં કર્મતણી ગતિ જોય,**
**કરમે સુખ દુઃખ હોય રે, ભ૦ કરમ સમો નહિ કોય રે.**
**ભ૦ એ આંકણી૦ ૧**

કરમે વેચાણી ઇહાં રે, વેશ્યા દુર્જન સંગ;
ખલ પાસે રહતાં થકાં રે, શીયલ તણો હોય ભંગ રે. ભ૦ ૨

એકાદશ સંયોગથી રે, પામે જગત વિનાશ;
કુમંત્રીથી નરપતિ રે, મુનિવર લોભ નિવાસ રે. ભ૦ ૩

૧—પાણીથી પર્વત ખોદાય.

પુત્ર-વખાણે ઉનમતિ રે, વિદ્યા વિણુ દ્વિજ જાત;
કુનંદનથી કુલ નહિ રે, દ્વેષે મૈત્રી-પ્રપાત રે. ભ૦ ૪
લાજ નહિ મદિરાશ્રયે રે, નિધણિયાતો ખેત;
કંત વિહુણી કંતયા રે, વિત્ત પ્રમાદે નિકેત રે. ભ૦ ૫
દુર્જન ખલ સેવા થકી રે, વિણુસે શીલ મહંત;
છિદ્ર-સહિતના સંગથી રે, ઝલ્લરી દુઃખ લહંત રે. ભ૦ ૬
વિદ્યા-વસુ-અલંકૃત તનુ રે, પણ છે દુર્જન જેહ;
મણિયે ભૂષિત [1]અહિપતિ રે, શું ન કરે ભય તેહ રે. ભ૦ ૭
હસ્ત [2]સહસ્ત્ર [3]કરી-થકી રે, તુરગથી દશ [4]રત્નેશ;
[5]શકટ-થકી કર [6]પંચષા રે, દુર્જનથી પરદેશ રે. ભ૦ ૮
લહી અવસર સતી એકલી રે, નાઠી દેહ સમેત;
પુર બાહિર ચલી એકલી રે, નવપયઝાણુ સંકેત રે. ભ૦ ૯
ઇણિ અવસર એક પેખીયો રે, મોટો દ્રહ વિકરાલ;
જલભૃત મચ્છ ઘણા તિહાં રે, દીએ ઉછલતા ફાલ રે. ભ૦ ૧૦
સા ચિંતે મુજ જીવતાં રે, શીયલ નહિ લવ લેશ;
પરદેશે અબલાતણું રે, ધિગ ધિગ યૌવન વેશ રે. ભ૦ ૧૧
અગ્નિપ્રવેશ કરી મરે રે, જલધિ-ઝંપે સાર;
પણ જીવે વ્રત ભાંગીને રે, ધિગ ધિગ તસ અવતાર રે. ભ૦ ૧૨
ઇમ ચિંતી અબલા તિહાં રે, પરમેષ્ઠી સમરંત;
સમરી શાસનદેવતા રે, ઝંપાપાત કરંત રે. ભ૦ ૧૩
મચ્છતણાં મુખમાં પડી રે, પણ નવિ દાઢ લગંત;
તે મચ્છ ધીવરે કાઢીયો રે, જાણી ભાર અત્યંત રે. ભ૦ ૧૪

૧-શેષનાગ. ૨-હજાર. ૩-હાથી. ૪-હાથ. ૫-ગાડું. ૬-પાંચ ૭.

યતને મચ્છ તે છેદીયો રે, કાઢી નારી વિશેષ;
ચિંતે રંભા ઉર્વશી રે, દેખી રૂપની રેખ રે. **ભ૦ ૧૫**
શીતલ વાયુ પ્રચારથી રે, સ્વસ્થ કરી સા નાર;
ભેટ કરી જઈ રાયને રે, રંજ્યો રાય અપાર રે. **ભ૦ ૧૬**
સુરસુંદરીના રાસનો રે, બીજો ખંડ રસાલ;
**શુભ**ગુણ સંચિત એ કહી રે, તેહની દશમી ઢાલ રે. **ભ૦ ૧૭**

[ દોહરા. ]

પૂરવ નિસુણી વારતા, સુંદરી મુખથી રાય;
પટરાણી સમ ચિંતવી, અંતેઉરમાં ઠાય. ૧
[1]પકવ–[2]બદરી–ફલ ઉપમા, [3]ઉદ્‌ગત વનહ મઝાર;
[4]નારી યૌવન એકલી, કુણ નવિ ખાય લગાર. ૨
તાંબૂલ નીર તટાકનું, નારી યૌવન વેશ;
જલ પીવા ભોગ્યજ લહી, ઇચ્છે કુણ ન નરેશ. ૩

## ઢાલ–અગિઆરમી.

**[ નમો નિત નાથજી રે–એ દેશી. ]**

તવ પટરાણી ચિંતવે રે, દેખી રૂપ વિશાલ;
મુઝ સુખ વિહચણ કારણે રે, ક્યાં થયું શોકનું સાલ.
**અગમ ગતિ દૈવની રે, દૈવ વડો સંસાર;**
**અહેખો જગ દહે રે, દૈવ કરે તે હોય.**
**કુણે ચાલે નહિ રે– એ આંકણી૦ ૧**

---

૧–પાકી. ૨–બોરડીનું ફલ. ૩–ઉગેલી. ૪–બોરડી વનમાં ઉગેલી હોય અને તેમાંય વળી તેનાં ફળ–બોર પાકેલાં હોય, તો એને ખાવા કોણ લલચાતું નથી ? એકલી યૌવના સ્રીને પણ એની ઉપમા આપી છે : કારણ કે યુવાન–સ્રીને એકલી જોઈ કામાંધ પુરૂષો સ્હેજે લલચાય છે.

તીર્થંકર લક્ષ્મી ઘણી રે, વેર સપત્ની સહાય;
સ્નેહ હરિ બલદેવનો રે, એ તિન અધિક કહાય. **અગમ૦ ૨**
પૂર્વદિશા ઉદય રવિ રે, તવ પશ્ચિમ દિગ શ્યામ;
પૂર્વ શ્યામ અસ્તંગતે રે, નારી પરસ્પર કામ. **અગમ૦ ૩**
પૂરવ વાત સુણી કરી રે, આવી રાણી રાત;
સુરસુંદરી પ્રતે ઈમ કહે રે, સુણુ બહેની મુઝ વાત. **અગમ૦ ૪**
કહે તો બહેની નાસવું રે, નૃપ દુઃખ દેશે અગાધ;
વલતું સુંદરી ઇમ કહે રે, એ મુઝ કારજ સાધ. **અગમ૦ ૫**
રાત્રે રાણીએ નાસવી રે, નાઠી સા ભયભ્રાન્ત;
આંસિ ઝડોઝડ ઝાંખરાં રે, ચરણે રૂધિર ઝરંત. **અગમ૦ ૬**
રયણુ હીંડોળે ખેલતી રે, ભોજન કૂર કપૂર;
તસ શિર એ વેળા પડી રે, દૈવ તું રહજે દૂર. **અગમ૦ ૭**
બેસી સુખાસન પાલખી રે, સેવક સેવ હજુર;
તસ શિર એ વેળા પડી રે, દૈવ તું રહજે દૂર. **અગમ૦ ૮**
ક્ષણુ ખંડો ક્ષણુ વાટલો રે, ક્ષણુ પૂરો ક્ષણુ લીહ;
દૈવ ન દીધા શશિહરે રે, સરવે સરિખા દીહ. **અગમ૦ ૯**
પંથે તસ્કર ઝાલતા રે, અબલા પંથ ઉજેટી;
પાલિમાંહિ લેઇને કરી રે, પલ્લીપતિને ભેટી. **અગમ૦ ૧૦**
પલ્લીપતિ અતિ મોદશું રે, કહે મુઝ કામિની હોય;
સતીય કહે એ વાતનો રે, નામ ન લેશો કોય. **અગમ૦ ૧૧**
પશ્ચિમ દિગ રવિ ઉગમે રે, જલધિય લોપે સીમ;
હિમાચલ પાવક હુવે રે, સતીય ન લોપે નીમ. **અગમ૦ ૧૨**
ઇમ નિસુણી ક્રોધે ચઢયો રે, પલ્લીપતિ સવિશેષ;
[1]દુગ્ધપાન પન્નગપતિ રે, દુર્જનને ઉપદેશ. **અગમ૦ ૧૩**

---

૧–દુર્જનને ઉપદેશ આપવો એ પન્નગપતિ એટલે સર્પને દુગ્ધ-પાન એટલે દુધ પાવા સમાન છે.

+હસ્ત ઉભય ક્રમ દોય છે રે, પુરૂષાકાર દિખાય;
વાત શીત પ્રકંપતો રે, કિમહિ ન સૌધ કરાય. **અગમ૦ ૧૪**
શુચિમુખિ ! દુરાકૃતિ રે, શો પંડિતશું વાદ;
ઘર કરવા શક્તિ નહિ રે, ઘર ભંજક ઉન્માદ. **અગમ૦ ૧૫**
યાદૃશ તાદૃશ પુરૂષને રે, નવિ દીજે ઉપદેશ;
વાનરે સુગૃહી નિગૃહી રે, તિમ દુર્જન સવિશેષ. **અગમ૦ ૧૬**

**यतः—**

[1]अकरुणत्वमकारणविग्रहः, परधनापहृतिः परदोषता ।
स्वजनबन्धुजनेऽप्यसहिष्णुता, प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥१॥

## પૂર્વની ઢાલ ચાલુ.

ખડ્ગ ગ્રહી પલ્લીપતિ રે, મારણ ધાવે જામ;
**નવપદ** શાસનદેવતા રે, **સુંદરી** સમરે તામ. **અગમ૦ ૧૭**

---

+—સરખાવો:-

द्वौ हस्तौ द्वौ च पादौ च, दृश्यसे पुरुषाकृतिः ।
शीतकालहरं मूढ ! गृहं किं न करोषि भोः ॥ १ ॥
शुचिमुखि ! दुराचारे ! रंडे ! पंडितवादिनि ! ।
असमर्थो गृहारम्भे, समर्थो गृहभञ्जने ॥ २ ॥
उपदेशो न दातव्यो, यादृशे तादृशे नरे ।
पश्य वानरमूर्खेण, सुगृही निगृहीकृता ॥ ३ ॥

૧-ભાવાર્થ:-નિર્દયપણું, કારણ વિના કલહ, પરાયા ધનનું હરણ કરવું, પરના દોષ જોવા, સગાં, વહાલાં અને ભાઈઓમાં પણ સહન કરવાપણું નહિ, આવું બધું દુર્જન આત્માઓને સ્વભાવથીજ સિદ્ધ હોય છે.

તવ તસ થંભે દેવતા રે, દીએ ચપેટ પ્રહાર;
શરણે રાખે સુંદરી રે, પલ્લીપતિ તિણિવાર. **અગમ૦ ૧૮**
અદૃશ્ય હુઈ તવ દેવતા રે, મૂકી જીવતો તેહ;
પલ્લીપતિ પાયે પડ્યો રે, થર થર કંપિત દેહ. **અગમ૦ ૧૯**
બાઇ તુમે કરૂણા કરી રે, મન માને તિહાં જાઓ;
શીયલમાંહે મોટાં તુમે રે, ઈમ બોલે તે રાઓ. **અગમ૦ ૨૦**
તવ ચાલી સતી એકલી રે, ભીષણ ગત કાંતાર;
એક સરોવર પેખીયો રે, જિહાં જલહંસ અપાર. **અગમ૦ ૨૧**
નીર ગલી તિહાં વાવર્યું રે, પામી ઈષ્ટ સમીર;
નિંદ લહે સા સુંદરી રે, શયન સરોવર તીર. **અગમ૦ ૨૨**
ઇણિ અવસર એક પંખીયો રે, પંખીમાં શિરદાર;
એક ઉદર પૃથગ ગ્રીવા રે, શ્રોત્ર નયન જસ ચાર. **અગમ૦ ૨૩**
ત્રણ પાદ છે જેહને રે, વાચા મણુઅની જેહ,
ભિન્ન ફ્લેચ્છા આયુ ખુરે, ભારંડ પંખી તેહ. **અગમ૦ ૨૪**

**उक्तं च–**

[1]" वृद्धव्याख्याप्रमाणेन, तथैकमनसां सदा ।
एकोनविंशतिः प्राणाः, भारण्डानां तु नान्यथा ॥१॥"

તાણુ સા અંબર ઉડતાં રે, દીઠી સુંદરી ગ્લાન;
મુખમાંહી લેઇ ઉડીયો રે, જાણી મૃતક સમાન. **અગમ૦ ૨૫**
જીવતી જાણી વ્યોમથી રે, પડતી મૂકી બાલ;
વિદ્યાધર વિમાનમાં રે, જઇ પડી તાસ વિચાલ. **અગમ૦ ૨૬**

---

૧–ભારંડ પક્ષિઓ જ્યાં સુધી એક મનવાળાં હોય છે, ત્યાં સુધી જ તેમનું જીવિતવ્ય ટકી શકે છે, એનું આમાં સૂચન છે.

બીજા ખંડતણી કહી રે, એ અગ્યારમી ઢાલ;
**વીરવિજય** કહે ભવી કરો રે, નવપદ ધ્યાન વિશાલ. **અગ૦૨૭**

[ દોહરા. ]

સુરસુંદરી વિમાનમાં, જઈ પડી તાસ વિચાલ;
વિદ્યાધર તે દેખીને, હરખિત થયો ઉજમાલ. ૧
ચાલ્યો ગ્રહી મંદિર ભણી, તવ બોલે સા નાર;
મુઝને નવિ રાખો અહીં, નાંખો ધરણી મઝાર. ૨
વિદ્યાધર કહે તુમતણી, વાત કહો સવિ તંત;
સુરસુંદરી કહે સાંભલો, પૂરવ કથા વિરતંત. ૩

## ઢાલ—બારમી.

**[ તુજ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી—એ દેશી. ]**

ચંપાનગરી રાય, રિપુમર્દન જે કહ્યોરી;
રિપુમર્દન જગમાંહી, તે મુઝ તાત લહ્યોરી. ૧
તિણે નગરે ધનવંત, એક વ્યવહારી વડોરી;
તસ નંદન સહ મુઝ, કરમે જોગ જડયોરી. ૨
દંપતી દોય પરદેશ, ચાલ્યા શીખ લહીરી;
મૂકી દ્વીપ વિચાલ, ચાલ્યો કંત વહીરી. ૩
તવ મુઝ મલિયો એક, વ્યવહારીય વડોરી;
બૂડયો પોત સહિત, કરમે તેહ નડયોરી. ૪
ગજ ઘાતે પડી નાવ, તો તિહાં શેઠ મલ્યોરી;
કામમયી મુઝ રૂપ, દેખી ચિત્ત ચલ્યોરી. ૫
પૂરવ નિસુણી વાત, કિંપિ ન કાર્ય સરેરી;
સોવનકુલ પુર મુઝ, વેચણ તેહ ધરેરી. ૬
કેતી કહું હું વાત, કરમે વીતી જિસીરી;
તે કહેતાં ઉપહાસ, લહિએ કરમ વસીરી. ૭

उक्तं च-

१ " आयुर्वित्तं गृहच्छिद्रं, मन्त्रं मैथुनमौषधम् ।
दानमानापमानं च, नव गोप्यानि कारयेत् ॥ १ ॥

२ स्वप्रच्छन्नकृतं कर्म, गर्हितं शंकया जडः ।
भाषते स्वयमेवात्र, राजमान्यो जटी यथा ॥ २ ॥ "

## પૂર્વની ઢાલ ચાલુ.

પ્રભુ પુરે થઇ વાત, ખેચર રાય સુણોરી;
અરિમર્દન નરપાલ, તેહિજ નયર તણોરી. ૮
ઘરટક નામે વિપ્ર, દુઃખિત તત્ર વસેરી;
લેવા શ્રી પરદેશ, ચાલ્યો કરમ વસેરી. ૯
વાણારસી પુરીમાંહી, ભિક્ષા ભ્રમણ કરેરી;
પણ નવિ પામી ભીખ, રાત્રે ભૂખ મરેરી. ૧૦
પાસે રજકની ક્ષીર, ખાધી ભૂખ વસેરી;
અનુકરમે તે વિપ્ર, નિજ પુર આવ્યો જસેરી. ૧૧
પુણ્યથકી નૃપ તાસ, પુરોહિત માન કરેરી;
અન્ય દિવસ તસ ગેહ, નાટક નાચ કરેરી. ૧૨
પણ નવિ રીઝે મૂઢ, કિંપિ ન તાસ દીયોરી;
ચિંતે પેટક તામ, એક ઉપાય કીયોરી. ૧૩

---

૧–ભાવાર્થ:-આયુ, ધન, ઘરનું છિદ્ર, ખાનગી વિચારણા, મૈથુન, ઔષધ, દાન, માન અને અપમાન,–એ નવ વસ્તુઓ ગુપ્ત રાખવી.

૨–ભાવાર્થ:–પોતે છાની રીતે કરેલા નિંદિત કર્મને, શંકાથી જ જડપુરૂષ, રાજમાન્ય જટીની જેમ, પોતાની મેળેજ બોલી જાય છે.

જહ જહ ધરટક કીધ, તહ તહ કહેશું હવેરી;
ભીતથકી દીએ દાન, સંતોષે વિભવેરી. ૧૪
લબ્ધ ઉપાય તે ધૂર્ત, પુનરપિ જામ કહેરી;
નિજ મુખ ગુપ્ત પ્રકાશી, પુરોહિત હાંસી લહેરી. ૧૫
કહે ખેચર સુણ બહેન, સાચી વાત કહીરી;
પણ તુઝ બાંધવ પાસ, હાંસી કિંપિ નહીરી. ૧૬
મૂલ કરી મુઝ તામ, વેશ્યા લેઈ ગઈરી;
સાંભળ ખેચર રાય, આગળ જેહ થઈરી. ૧૭
શીલ રખોપા કાજ, નાઠી ત્યાંહ થકીરી;
ભૂપતણે આવાસ, નાઠી તિહાં થકીરી. ૧૮
પલ્લીપતિ સરતીર, સૂતી પંખી ગ્રહીરી;
જીવતી જાણી મુઝ, દૈવે નાંખી અહીંરી. ૧૯
નિજ વીતકની વાત, સુરસુંદરીએ કહીરી;
સાંભળી ખેચર તામ, ચિંતે ચિત્ત ગ્રહીરી. ૨૦
નામે અનંગ એ કામ, શું એ જગત ફરેરી;
જો હોત અંગ વિશેષ, તો શું જગિ ન કરેરી. ૨૧
ધન ધન એ સતી બાલ, શોભિત શીલ તનુરી;
પૂરણ ભાગ્યે કીધ, દરિસણ એહતણુરી. ૨૨
સાંભળ બહેની વાત, દુઃખને દૂર તજોરી;
તું મુઝ બહેન સમાન, બેઠી ધરમ ભજોરી. ૨૩
એ મુજ વચન પ્રમાણ, નિશ્ચય જાણ ઈશ્વુંરી;
સરીખા સકલ ન હોય, ઘણુંઅ શું કહીએ કિશ્વુંરી. ૨૪
[1]વાજી [2]વારણ [3]લોહ, પત્થર કાષ્ટ કહ્યાંરી;
નારી પુરૂષ ને [4]તોય, અંતર બહુલ લહ્યાંરી. ૨૫

૧–ઘોડા. ૨–હાથી. ૩–લોઢું. ૪–પાણી.

રહે **સુરસુંદરી** ત્યાંહ, આલ જંજાલ તજેરી;
બેઠી ધરિય વિવેક, સુખમાં ધર્મ ભજેરી. ૨૬
**સુરસુંદરી** ગુણ શ્રેણિ, ઉત્તમ રાસ લહ્યોરી;
પૂરણ બીજો ખંડ, બારમી ઢાલે કહ્યોરી. ૨૭
શીલ ધરો ભવી જેમ, **જસ** શુભ-વિજય વરોરી;
**વીર** પણે એક ચિત્ત, નવપદ ધ્યાન ધરોરી. ૨૮

## કલશ.

[ ચોપાઈની દેશી. ]

ખંડ અખંડ મધુરતા ઘણી, **સુર**સુંદરીને ચરિત્રે ભણી;
સુરસુંદરી દુઃખથી નિસ્તરી, પુણ્ય ઉદય થિતિ જગ વિસ્તરી. ૧



# तृतीय-खण्ड.

[ દોહરા. ]

[1]ચઉમુખજા [2]વિમલાનના, શિષ્ટમતિ શુભવાસ;
શારદ સાર દયા કરી, દેજો વચનવિલાસ. ૧
શંખેશ્વર મુઝ વાલહો, સાહિબ સુગુણ ગરિઠ;
તાસ પસાયે મુજ હજો, મંગલ લલિત વિશિઠ. ૨
બીજો ખંડ અખંડ રસ, પૂર્ણ થયો શુભ ચિત્ત;
ત્રીજો ખંડ કહું હવે, સુણજો ભવી સુવિનીત. ૩
કવિયણ નિજ દાખે કલા, શ્રોતા ચિત્ત નિરબંત;
અંબર શશી સરતી કલા, [3]વનજ વને વિહસંત. ૪
કવિયણ ભુંચસમા જિકે, શ્રોતા ઉખર ખેત;
દગ્ધ બીજ વકતા વચન, તિહાં શ્યો ફલ સંકેત. ૫
[4]બધિરે બધિર મલ્યા જિસા, ન લહે તત્ત્વસંકેત;
તિમ કવિ શ્રોતા બિહુ સમા, તિહાં નહિ ધર્મકો હેત. ૬

---

૧-બ્રહ્માની પુત્રી. ૨-નિર્મલ મુખવાળી. ૩-કમળ.

૪-બહેરાને બહેરો મળે તો કોઈ વાતનો સાર નીકળે નહિ, તેમ કવિ અગર વક્તા પણ અજ્ઞાન હોય અને શ્રોતા પણ અજ્ઞાન હોય, ત્યાં કોઈ સારૂં ફલ નિપજે નહિ. બહેરાને બહેરો મળે તો કેવું પરિણામ આવે, એ સૂચવતી એક કથા રાસકર્તા પંડિત શ્રી વીરવિજયજી મહારાજે જણાવી છે: જેનો સાર નીચે આપવામાં આવે છે.

એક બહેરો ભરવાડ વનમાં બકરાં ચરાવીને પાછો આવતો હતો. બકરાંના ટોળામાં એક દુઝણી બકરી પગે ખોડી હતી એટલે પાછળ રહી ગઈ. ભરવાડને તેની ખબર પડતાં તે શોધવા નીકળ્યો.

[ નોંધ ચાલુ ૭૧ મા પાને ]

[ ૭૦ મા પાનાથી આગળની નોંધ ]

રસ્તે એક માણુસ મળ્યો. ભરવાડે તેને પૂછયું કે-' મારી બકરીને જોઈ ?' હવે પેલો માણુસ પણ બહેરો હતો, એટલે તે સમજ્યો કે-'આ ભરવાડ મને હું કયાંથી આવ્યો એમ પૂછતો લાગે છે.' આથી તેણે દક્ષિણુ દિશા તરફ હાથ કર્યો. ભરવાડ સમજ્યો કે-' મારી બકરી એ તરફ હોવાનું આ કહે છે.' આથી તે પેલી દિશાએ ઉતાવળે પગલે ગયો અને ભવિતવ્યતાના યોગે ત્યાં તેને પેલી બકરીનો પત્તો લાગ્યો. બકરી મળતાં ભરવાડને એમ થયું કે-' આ તો પેલાનો ઉપકાર ગણાય, માટે મારે તેના ઉપકારના બદલામાં મારી આ બકરી જ તેને આપી દેવી.' આવો વિચાર કરીને તે ખૂબ જલ્દી પેલા મુસાફર પાસે આવ્યો અને બકરી આપવા લાગ્યો. આ વખતે તે બહેરો મુસાફર એમ સમજ્યો કે-' આ ભરવાડ મને એમ પૂછે છે કે-આ બકરીનો પગ કોણે ભાંગ્યો ?' આથી તેણે કહ્યું કે-' મેં તમારી બકરીનો પગ ભાંગ્યો નથી.' આમ તે બે વચ્ચે રકઝક થઈ અને મુસાફરે જેમ ઉતાવળે ત્યાંથી ચાલ્યા જવાનો પ્રયત્ન કર્યો, તેમ પેલા ભરવાડે ઉપકારના બદલામાં બકરી આપવા માટે આગ્રહ કરતાં તેને રોકવાનો પ્રયત્ન કરવા માંડયો. એક-બીજાના અભિપ્રાયને તેઓ બહેરા હોવાથી સમજ્યા નહિ એટલે કલહ જેવું થયું. એટલામાં ત્યાં થઈને એક ઘોડેસ્વાર નીકળ્યો. ભવિતવ્યતાના યોગે એય બહેરો હતો. ભરવાડ અને મુસાફર બન્નેને એમ થયું કે-' આ ઘોડેસ્વાર અમારા કજીયાનો નિકાલ લાવશે.' આથી બન્નેએ મળીને પેલા ઘોડેસ્વારના ઘોડાને પકડયો અને પોતપોતાની હકીકત કહી, પણ પેલો બહેરો હોવાથી તેમની હકીકત સાંભળીને સમજી શકયો નહિ. તેને એમ થયું કે-' આ લોકોનો ઘોડો ખોવાઈ ગયો લાગે છે અને મારા ઘોડાને આ બન્નેય જણા પોતાનો ઘોડો ધારે છે. ' આથી તે કહેવા લાગ્યો કે-' મને શા માટે રોકો છો ? આ ઘોડો તો મારો છે.'

[ વધુ નોંધ ૭૨ મા પાને ]

શ્રોતા મૂર્ખ ચતુર કવિ, [1]ચાર મૂરખ દૃષ્ટાંત;
ધર્મલાભ મુનિવર થકી, નિસુણી કલહ કરંત. ૭

[ ૭૦-૭૧ મા પાનાથી આગળની નોંધ ]

ત્રણમાંથી કોઈ સાંભળી શકતા નહિ, એટલે એક-બીજાની વાતને સમજ્યા નહિ અને એથી કજીયો વધી પડ્યો. આમ લડતા લડતા તેઓ ગામમાં આવ્યા અને ન્યાય કરાવવા માટે એક વાણિયાને ઘેર ગયા. તે વખતે એવું બનેલું કે-વાણિયાને અને તેની સ્ત્રીને પરસ્પર ઝઘડો થયેલો અને એથી વાણિયાએ તેની સ્ત્રીને ઘર બહાર કાઢી મૂકેલી. બરાબર એજ વખતે ભરવાડ, મુસાફર અને ઘોડેસ્વાર એ ત્રણે જણા પેલા વાણિયાના ઘરમાં પેઠા અને પોતપોતાની હકીકત કહેવા સાથે ન્યાય તોલી આપવાની આજીજી કરવા લાગ્યા. ભવિત-વ્યતાવશ તે વાણિયો પણ બહેરો હતો, એટલે તે સમજ્યો કે-' આ લોકો મારી સ્ત્રીનો પક્ષ લઈને આવ્યા છે અને મને સમજાવી તેને ઘરમાં પેસાડવા ઇચ્છે છે.' આથી વાણિયો કહે છે કે-' તમે ગમે તેમ કહો તોય હું તમારૂં માનવાનો નથી. તમે ત્રણ છો, પણ ત્રણસો જણા આવીને ય મને કહે, તોય હું એ રાંડને ઘરમાં રાખવાનો નથી.' આમ અહીં પણ રકઝકમાંથી કલહ શરૂ થયો. આખર થાકીને મોડી રાતે સૌ પોતપોતાને સ્થાને ગયા. બહેરાને બહેરો મળે તો જેમ આવું ઓડનું ચોડ વેતરાય છે, તેમ કવિ કે વક્તા પણ અજ્ઞાન હોય અને શ્રોતા પણ અજ્ઞાન હોય તો સારૂં પરિણામ આવવાને બદલે માઠું પરિણામ આવે છે.

૧-હવે કવિ કે વક્તા ચતુર હોય, પણ શ્રોતા મૂર્ખ હોય ત્યારે પણ ઉપદેશ નિષ્ફલ નિવડે છે, એ જણાવતાં રાસકર્તા પંડિતશ્રી ચાર મૂર્ખાઓનું દૃષ્ટાન્ત સૂચવે છે, જેનો સાર નીચે મુજબ છે:-

શાંતિપુર નામે નગર હતું. એ નગરમાં નિર્મતિ અને શંકર નામના બે કુટુમ્બી તથા વેદસાર અને મંદમતિ નામના બે બ્રાહ્મણ-

[ વધુ નોંધ ૭૩ મા પાને ]

[ ૭૨ મા પાનાથી આગળની નોંધ ]

એમ ચાર મૂર્ખાઓ વસતા હતા. કોઈ એક સમયે તે ચારેય એકઠા મળીને બેઠા હતા, એવામાં ગોચરી જતા એક મુનિવર ત્યાં થઈને નીકળ્યા.

મુનિવરને જોઈ તે ચારેએ નમન કર્યું અને મુનિવરે 'ધર્મલાભ'નો આશીર્વાદ ઉચ્ચાર્યો. પછી મુનિવર તો ચાલી ગયા, પણ આ ચાર જણા વાદ કરવા લાગ્યા. એક કહે કે–'મુનિએ મને ધર્મલાભ દીધો.' બીજો કહે કે–'તને નહિ, મને ધર્મલાભ દીધો.' આમ ચારેય જણા વચ્ચે હુંસાતુંસી થઈ અને તકરાર વધી પડી. આખર તેઓએ ધર્મલાભદાતા મુનિવરને પૂછીને નિર્ણય મેળવવાનું નક્કી કર્યું. મુનિવર તો એકાદ યોજન દૂર નીકળી ગયા હતા, પણ આ ચારેય જણા ત્યાં પહોંચી ગયા. ચારેએ મુનિવરને પૂછયું કે–'મહારાજ! તમે ધર્મલાભ કોને દીધો?' મુનિવર સમજી ગયા કે–ચારેય મૂર્ખ છે. આવાઓને હિતશિક્ષા દેવી એય નિરર્થક છે. આથી મુનિવરે કહ્યું કે–'જે મૂર્ખ હોય તેને!' હવે એ ચારેય જણા 'હું મૂર્ખ' 'હું મૂર્ખ' એવા વાયરે ચઢ્યા. એક–બીજાને તેઓ પોતે સૌથી વધારે મૂર્ખ છે એમ જણાવતા વાદ કરવા લાગ્યા અને નજદિકના ગામમાં રાજાની સભામાં જઈ પહોંચ્યા. રાજસભાએ પૂછયું કે–'તમે તમારી જાતને શાથી સૌથી વધારે મૂર્ખ કહો છો તે જણાવો.'

નિર્મતિએ કહ્યું કે–

"સાંભળો. એક વાર અમો પતિ–પત્ની સૂતાં હતાં, તેવા સમયે ઉંદરડાંએ દીવાની સળગતી વાટ ખેંચીને ઘાસમાં મૂકી. આથી ઘાસ સળગ્યું, ત્યારે અમો ધણી–ધણીઆણીએ હોડ કરી કે–'આપણા બેમાંથી જે પ્રથમ બોલે અથવા ઘરને જે પ્રથમ ઓલવે, તે કાલે પાંચ પુડલા ખવડાવે.' આવી હોડ કરીને અમે બન્નેય મૂગાં પડ્યાં રહ્યાં અને ઘર ધીરે ધીરે જોરથી સળગવા લાગ્યું. સળગતાં સળગતાં આગ નજદિક આવી અને મારી સ્ત્રીની સાડી સળગી. આ વખતે તેણીએ

[ વધુ નોંધ ૭૪ મા પાને ]

[ ૭૨-૭૩ મા પાનાથી આગળની નોંધ ]
મને ગાળ દીધી કે-' તું જીવ્યા કરતાં મર્યો ભલો કે મારી સાડી સળગી.' છતાં મેં રીસ ન કરી. મેં તો તાળી દઈને હસતાં હસતાં કહ્યું કે-'પહેલી તું બોલી, માટે કાલે પાંચ પુડલા ખવડાવજે.' એમ કરતાં આગ વધી ગઈ, મારી શય્યા પણ બળી ગઈ અને અમારે બન્નેને ગોખેથી પડતું મૂકવું પડ્યું. આમ ઘરમાં આગ લાગવા છતાં મેં પ્રતિજ્ઞા ન ભાંગી, તેથી હું મૂર્ખ છું!"

એજ વખતે શંકરે કહ્યું કે:-

"બેસ, બેસ. તું તો મૂર્ખ છો, પણ હું તો અતિ મૂર્ખ છું. જો સાંભળ! એક વાર હું મારે સાસરે ગયો. આમ તો મારે ખાવા માટે ઘણું જોઇએ અને મારી સાસુએ રાંધ્યું પણ ઘણું હતું : પરન્તુ મેં વિચાર કર્યો કે-ઘણું ખાઇશ તો ફજેત થઇશ અને થોડું ખાઈશ તો પ્રશંસા પામીશ. આથી મેં ઘણી ભૂખ હોવા છતાં થોડું જ ખાધું. રાંધેલા ચોખા વધી પડ્યા, એટલે મારી સાસુએ તેને ઉપર સૂકવ્યા. મારી પથારી પણ ઉપરના ભાગમાં જ કરી હતી. સામે ચોખા હતા અને પેટમાં ભૂખ હતી, એટલે મેં તો પેલા સૂકવેલા ચોખાથી મોઢું ભર્યું. બરાબર એજ સમયે મારી સાસુએ મને બૂમ મારી પૂછ્યું કે-કાંઈ જોઈએ છે? પણ મારે બોલવું શી રીતિએ? મેં ઊંહું કર્યું: પણ જવાબ ન દીધો, એટલે મારી સાસુને લાગ્યું કે-જમાઈને કાંઈક થઈ ગયું છે માટે બોલાતું નથી, એટલે મારા સસરાને બોલાવ્યા અને એમ ઘણા માણસો ભેગા થઈ ગયા. બધાએ મળી વૈદને બોલાવ્યો. વૈદે નાડી જોઈ પણ રોગ હોય તો જણાયને? પણ વૈદ ભારે ચકોર! તે સમજી ગયો. મારી સાસુને કહે કે-તમારા જમાઇના મોઢામાં કીડા પડ્યા છે, તમે તમારા આ જમાઈને આપવા માટે જે ભેંસ રાખી છે તે મને આપો તો મટાડી દઉં! મારી સાસુએ હા કહી, વૈદે લાલ રંગનું પાણી બનાવી મારી પાસે કોગળા કરાવ્યા

[ વધુ નોંધ ૭૫ મા પાને ]

[ ૭૨-૭૩ ૭૪ મા પાનાથી આગળની નોંધ ]
અને મોઢામાંથી જે ચોખા નીકળ્યા તે દેખાડી સૌને કહ્યું કે-જુઓ આ કીડા ! પછી વૈદ ભેંસ લઈને ચાલતો થયો. આમ હું ભૂખ્યો મર્યો અને ભેંસ પણ ગુમાવી છતાં યે બોલ્યો નહિ, માટે હું અતિ મૂર્ખ છું એટલે ધર્મલાભ તો હું જ લઈશ."

આ સાંભળી **વેદસારે** કહ્યું કે:-

"તમારા બેમાં એક મૂર્ખ છે અને એક અતિ મૂર્ખ છે, જ્યારે હું તો મહામૂર્ખ છું, તેનું કારણ સાંભળો. મને એકવાર એમ થયું કે-રાજા ભોજની પાસે જે કાલિદાસ નામનો પંડિત છે, તેને મારે જીતવો. આથી હું અવન્તિ તરફ ચાલ્યો. રસ્તે જતાં મને એક વેદિયો મળ્યો. તેને પૂછતાં જણાયું કે-તે પણ કાલિદાસ પંડિતને જ જીતવા જતો હતો. આથી એક ઈરાદાવાળા અમો બન્નેય મેળ કરીને ચાલ્યા. અવન્તિ પહોંચી અમે બન્નેએ નિર્ણય કર્યો કે ભોજરાજાની સ્તુતિનો એક શ્લોક બનાવીએ. ત્રણ પાદ તો અમે એવાં બનાવ્યાં કે-

**अस्थिवद् दधिवच्चैव, शंखवत् बकवत्तथा।**
**भोजराज ! तव कीर्तिः,**

આમ ત્રણ પાદ બનાવ્યાં પણ ચોથા પાદની સૂઝ પડી નહિ, એટલે જેમ તેમ ગોઠવવા લાગ્યા. એટલામાં અમને કાલિદાસ પંડિત મળી ગયો. તેણે ચોથું પાદ પૂર્યું કે-

**गंगालोलकल्लोलवत्** ॥ १ ॥

આથી અમે તે ચાર પાદોનો શ્લોક યાદ કરીને રાજસભામાં ગયા અને આશીર્વાદ આપતાં તે શ્લોક ઉચ્ચાર્યો. ભોજ રાજા એ સાંભળીને આશ્ચર્ય પામ્યા અને બોલ્યા કે-હે પંડિતો ! આ ચોથું પાદ કોઈ મૂર્ખાએ બનાવેલું લાગે છે. આથી અમે કહ્યું કે-કાલિદાસે અમને વગોવ્યા. અમે તો ચોથું પાદ એવું નક્કી કર્યું હતું કે-

[ વધુ નોંધ ૭૬ મા પાને ]

[ ૭૨-૭૩-૭૪-૭૫ મા પાનાથી આગળની નોંધ ]

वृद्धब्राह्मणशष्पवत् ॥ १ ॥

આ સાંભળી રાજા હસ્યા અને તુષ્ટમાન થઈ અમને સીધું અપાવ્યું. એ સીધાના અમે લાડવા બનાવવા માંડ્યા તો પાંચ લાડવા બન્યા. હવે એના સરખા ભાગ પાડવા કેમ એ મુઝવણ થઈ. તકરારને અન્તે નક્કી કર્યું કે-આપણે બન્નેએ સૂઈ રહેવું. જે વહેલો બોલે તે બે ખાય અને ન બોલે તે ત્રણ ખાય. આવું નક્કી કરીને અમે સૂઈ ગયા. ન બોલીએ કે ન હાલીએ-ચાલીએ. શ્વાસ પણ ખૂબ છાની રીતિએ લઈએ. આમ અમે સૂતા હતા ત્યાં રાજાએ તપાસ કરવા માણુસ મોકલ્યો. તે માણુસે-કાંઈ જોઈએ છે?'-એમ વારંવાર પૂછ્યું, પણ બેમાંથી એકે ય બોલ્યા નહિ. પેલાને લાગ્યું કે-આ બન્ને મરી ગયા લાગે છે. રાજાને વાત કરી ત્યારે રાજાએ હુકમ કર્યો કે-પાંચ માણુસ જઈને બાળી આવો. પછી તો બે વાંસ, બે ઝોળી અને અગ્નિવાળી તાંબડી લઈને પાંચ જણ આવ્યા. અમને ઝોળીમાં નાખી, વાંસમાં ભરાવી બે જણે એક ઝોળી એમ ચાર જણે બે ઝોળીઓ ઉઠાવી અને એકે અગ્નિની તાંબડી ઉઠાવી. સ્મશાનમાં લઈ જઈ, ચિતા ખડકીને અમને તેના ઉપર સૂવાડી અગ્નિ પણ મૂક્યો. હવે મારા પેલા સાથીદારથી ન રહેવાયું, એટલે તે બોલ્યો કે-ઊઠ! અલ્યા ઊઠ! બે મારા ને ત્રણ તારા. આમ બોલતાં જેવા અમે ઉઠ્યા કે પેલા પાંચ જણા એમ સમજ્યા કે-આ તો ભૂત થયા અને આપણુને પાંચેયને ખાઈ જશે એટલે એ તો ભાગ્યા. અમે પણ ઉઠી, સ્થાને જઈ, નિરાંતે લાડવા ખાઈ રવાના થઈ ગયા. આમ બળી મરવાનો વખત આવ્યો તે છતાં ય એક લાડવો વધુ ખાવા માટે હું બોલ્યો નહિ, માટે હું મહામૂર્ખ છું."

આ સાંભળીને ચોથો **મંદમતિ** કહે છે કે-

" એમ ધર્મલાભ નહિ મળે. તમે મૂર્ખ, અતિમૂર્ખ અને મહામૂર્ખ છો, પણ હું તો મહામૂર્ખશિરોમણિ છું. એ માટે સાંભળો મારી હકીકત.

[ વધુ નોંધ ૭૭ મા પાને ]

[ ૭૨-૭૩-૭૪-૭૫-૭૬ મા પાનાથી આગળની નોંધ ]

મારી સ્ત્રી કુલટા હતી. હું બહુ બહુ વારતો પણ તે વ્યભિચારને તજતી નહિ. એક દિવસ રાતના તે મને મૂકીને પરપુરૂષ સાથે રમવા ગઈ. મેં ઘર બંધ કરી દીધું. રાતના મોડેથી આવીને મને કહે છે કે-બારણું ઉઘાડો. મેં કહ્યું કે-આજે તો નહિજ ઉઘાડું. સવારે તારી ફજેતી કરીને તને કાઢી મૂકીશ. એ સાંભળી તેણીએ સ્ત્રીચરિત્ર કેળવી મને કહ્યું કે-તો હું કૂવે પડવા જઉં છું, માટે મેં પહેરેલા આ દાગીના જોઈતા હોય તો લઈ લેજો. આમ કહીને તેણીએ એક પથરો કૂવામાં ફેંક્યો અને પછી છુપાઈ ગઈ. મારા મનમાં કે-તે તો કૂવામાં પડી, માટે હવે દાગીના લઈ આવું. આવો વિચાર કરીને હું કૂવા ઉપર ઘરેણાં લેવા ગયો પણ મળ્યાં નહિ એટલે પાછો ફર્યો તો કમાડ બંધ. મારી સ્ત્રીએ અંદરથી કહ્યું કે-તું વ્યભિચાર સેવે છે? સવાર સુધી બારણાં ઉઘાડ્યાં નહિ ને મને ફજેત કર્યો. તેના દુઃખથી મેં બીજી સ્ત્રી કરી. બીજી સ્ત્રી આવતાં આમ તો સુખ થયું પણ ઘરમાં કજીયો વધી પડ્યો. એક વાર હું સ્નાન કરવા બેઠો. જૂની સ્ત્રી જખ્ખાએ જમણો પગ અને નવી સ્ત્રી ખરીએ ડાબો પગ ચોળવા માંડ્યો. ખરીએ ડાબો પગ ચોળીને ભક્તિપૂર્વક તે જમણા પગ ઉપર મૂક્યો. આથી જખ્ખાને ચઢ્યો રોષ! લઈ આવી તે સાંબેલું! અને સાંબેલું મારી ડાબા પગને ભાંગી નાંખ્યો. એના બદલામાં ખરીએ મારો જમણો પગ ભાંગી નાખ્યો. આમ મારા બેય પગ ભાંગવા છતાં હું ન્યાયની રીત સમજી બોલ્યો નહિ. આથી હું મહામૂર્ખશિરોમણિ છું અને એ કારણે ધર્મલાભ ઉપર મારા એકલાનો જ અધિકાર છે.

આ દૃષ્ટાન્ત દ્વારા કવિશ્રી એમ સૂચવે છે કે-વક્તા ગમે તેટલો શાણો હોય, પણ શ્રોતા જો મૂર્ખ હોય તો ઉત્તમ પ્રકારના પણ ઉપદેશદાનનું ચાર મૂર્ખાઓના આ દૃષ્ટાન્તની જેમ પરિણામ ઘણું વિપરીત આવે છે: આથી અયોગ્ય શ્રોતાને ધર્મકથા કહેવી એ ઉપકારી મહાપુરૂષોને માટેય ઉચિત નથી.

[1]સભ્ય નરા ચઉદશ વિધા, હંસ મહિષ શુક શૈલ;
કર્ક મશક મૃત ચાલણી, કુંભ સ–છિદ્ર ને વ્યાલ. ૮
ઉંદુ પશુ માર્જાર સમ, જલના ઓઘ સમાન;
તિણે કારણ શ્રોતા સુણો, ચઉદ અવર ગુણવાન. ૯

૧–કવિશ્રી જણાવે છે કે–' સભ્ય નરા ' એટલે સભામાં બેસનારા માણસો ચૌદ પ્રકારના હોય છે, તે આ રીતિએઃ–

[૧] **હંસ જેવા:** હંસ દુધ–પાણી ભેગાં હોય તોય દુધ પીએ છે અને પાણી તજે છે, તેમ સાર સાર લેનારા.

[૨] **મહિષ–પાડા જેવા :** પાડો જેમ આખા તળાવને ડોળે, તેમ બોધ નહિ લેનારા અને કેવળ સભાને ડોળનારા.

[૩] **શુક–પોપટ જેવા :** પોપટ મુખપાઠ કરે પણ અર્થ જાણે નહિ, તેમ શબ્દગ્રાહી બની ભાવને નહિ જાણનારા.

[૪] **શૈલ–પર્વત જેવા :** પર્વત કે પત્થર ગમે તેટલા પાણીએ જેમ પલળે નહિ તેમ સાંભળે પણ કશી અસર થાય નહિ.

[૫] **કર્ક–કાચબા જેવા :** કાચબો જેમ ડોળા કાઢવા સિવાય કાંઈ કરી શકતો નથી, તેમ માત્ર ડોળા કાઢનારા.

[૬] **મશક–મચ્છર જેવા :** મચ્છર જેમ જેનું લોહી પીએ તેને ડંસ દે, તેમ ઉપદેશ દેનારને ડંસ દેનારા–હેરાન કરનારા.

[૬] **મૃત–મડદા જેવા :** મડદાની માફક ચેતનહીન જેવા બનીને સાંભળ્યા કરનારા.

[૮] **ચાલણી જેવા :** ચાલણીમાંથી આટો નીકળી જાય ને થૂલું રહી જાય, તેમ સારને તજી અસારને ગ્રહણ કરનારા.

[૯] **સચ્છિદ્ર કુંભ–કાણા ઘડા જેવા :** કાણા ઘડામાં પાણી રહે નહિ, તેમ સાંભળે ખરા પણ યાદ કાંઈ રાખે નહિ.

[૧૦] **વ્યાલ–સર્પ જેવા :** સાપને દુધ પીવા આપો તોય તે તેનું ઝેર બનાવે, તેમ સારી વાતને ખરાબ રૂપે જ લેનારા.

**[ વધુ નોંધ ૭૯ મા પાને ]**

उक्तं हि–

[१]"भक्तो वक्तुरगर्वितः श्रुतरुचिश्चाञ्चल्यहीनः पटुः,
प्रश्नज्ञश्च बहुश्रुतोऽप्यनलसो निद्रोज्झिताक्षः सुधीः ।
दाता त्यक्तकथान्तरः कृतगुणप्रीतिर्नीनन्दापरः,
श्रोतुः पुंस इमे चतुर्दश गुणाः स्वर्गापवर्गप्रदाः ॥ १ ॥"

[૭૮ મા પાનાથી આગળની નોંધ]

[૧૧] ઇન્દુ–ચન્દ્ર જેવા : ચન્દ્ર જેમ સૌમ્યતાને ધરનારો છે, તેમ હૃદયના સૌમ્ય સ્વભાવને ધરનારા.

[૧૨] પશુ જેવા : પશુમાં જેમ વિવેક નથી હોતો, તેમ વિવેક વિનાના.

[૧૩] માર્જાર–બિલાડા જેવા : બિલાડો જેમ શિકારની શોધમાંજ ફરે છે, તેમ વક્તાનાં છિદ્રા જોવાને જ તલસ્યા કરનારા.

[૧૪] જલના ઓઘ એટલે સમૂહ જેવા : પાણીનો સમૂહ જ્યાં નીચાણ હોય તે દિશાએ વહે ને ખાડો હોય ત્યાં ભરાય, તેમ હલકી મનોવૃત્તિને પોષક ઉપદેશમાં રાચનારા અને તેવા જ ઉપદેશકોના શ્રોતા બની રહેનારા.

૧–ભાવાર્થઃ–ધર્મોપદેશનું શ્રવણ કરનારો શ્રોતા જો ચૌદ ગુણોએ સહિત હોય છે, તો તેને તે ચૌદ ગુણો સ્વર્ગ અને અપવર્ગ એટલે મોક્ષના દેનારા થાય છે. તે ચૌદ ગુણોઃ–[૧] વક્તા ઉપર ભક્તિ, [૨] ગર્વરહિતપણું, [૩] શ્રવણની રૂચિ, [૪] ચંચલતાનો અભાવ, [૫] મર્મજ્ઞપણું, [૬] પ્રશ્ન કેમ, ક્યાં ને ક્યારે થાય એ વિગેરેનું જ્ઞાન, [૭] બહુશ્રુતપણું એટલે જેણે ઘણું વાંચ્યું ને સાંભળ્યું હોય તે, [૮] અપ્રમત્તપણું, [૯] આંખમાં નિદ્રાનો અભાવ, [૧૦] ઉત્તમ બુદ્ધિ, [૧૧] દાનશીલતા, [૧૨] બીજી સર્વ કથાઓનો ત્યાગ, [૧૩] ઉપકાર કરનાર ઉપર પ્રીતિ ઉપજાવનારી કૃતજ્ઞતા અને [૧૪] નિન્દાનો ત્યાગ.

**तथा च–**

१ " वाग्मी व्याससमासवित् प्रियकथः प्रस्तावविन् सत्यवाक्,
संदेहच्छिदशेषशास्त्रनिपुणो नात्याऽतिव्याक्षेपकृत् ।
अव्यंगो जनरञ्जको जितसभो नाहंकृतो धार्मिकः,
संतोषी च इमे चतुर्दश गुणा वक्तुः प्रणीतास्तथा ॥ २ ॥ "

સુગુણ કવિ શ્રોતા ચતુર, કરતા શાસ્ત્ર વિવાદ;
પયમાંહિ સાકર ભલી, પીતાં સખરા સ્વાદ. ૧૦
તે માટે ચિત્ત સજ્જ કરી, સુણજો આગલ વાત;
સુરસુંદરી ગુણવંતીના, સકલ કહું અવદાત. ૧૧
ધાર્મિક પંડિત કૌતુકી, વૈરાગી નરનાર;
ઇસી કથા આગલ કહું, તસ ચિત્ત રંજણહાર. ૧૨
અબલા પ્રબલ પરાક્રમી, સબલ શીયલ સુસહાય;
સુખ પ્રગટ્યો દુઃખ મીટ ગયો, પ્રબલ પરમેષ્ઠિ–પસાય. ૧૩
વિમલ હૃદય ખેચરપતિ, કહે સુણ બેની વાત;
દુઃખ મ આણીશ કિંપિ તું, નિસુણો મુઝ અવદાત. ૧૪

---

૧–**ભાવાર્થ**:-વક્તાના ચૌદ ગુણો દર્શાવવા માટે કહ્યું છે કે તે [૧] વચનશક્તિવાળો, [૨] વિસ્તાર અને સંક્ષેપનો જ્ઞાતા, [૩] પ્રિય કહેનાર, [૪] અવસરોચિતને જાણનાર, [૫] સત્યવાદી, [૬] સંદેહનો છેદનાર, [૭] સઘળાં શાસ્ત્રોમાં નિપુણ, [૮] વસ્તુના પૂરતા અને આવશ્યક વર્ણનમાં વિલંબ નહિ કરનારો, [૯] સમ્પૂર્ણ અંગવાળો અથવા વ્યંગ્ય-રીતે–આડકતરી રીતે નહિ કહેનારો, [૧૦] લોકોને રંજન કરનાર, [૧૧] સભાને જીતનાર, [૧૨] અહંકાર વિનાનો, [૧૩] ધર્મનું આચરણ કરનાર અને [૧૪] સંતોષી–હોવો જોઈએ.

## [ ઢાલ–પહેલી. ]

**[ સુમતિનાથ ગુણશું મિલીજી—એ દેશી. ]**

ખેચરપતિ કહે સાંભળોજી, માહરી વાત વિશેષ;
ઉત્તર શ્રેણિનો રાજીયોજી, મણિશંખ નામે નરેશ.
**મનમોહન બહેની સાંભળો મુજ શુભ વાત–આંકણી૦ ૧**
તસ પટરાણી ગુણવતીજી, લવણિમ–લીલાધામ;
શીલગુણે કરી રાજતીજી, હેમચૂલા તસ નામ. **મ૦** ૨
રત્નજટી તસ પુત્ર હુંજી, દેઈ પિતા મુઝ રાજ;
અસાર સંસાર જાણી કરીજી, કીધું આતમ કાજ. **મ૦** ૩
દ્વીપ નંદીસરે સંયમીજી, દુક્કર તપ દહે દેહ;
સમતા–સમીરે ટાળતાજી, મિથ્યા–સંચિત ખેહ. **મ૦** ૪

**उक्तं श्रीपार्श्वनाथचरित्रे–**

[1]"चत्वारोऽञ्जनशैलेषु, दधिमुखेषु षोडश ।
द्वात्रिंशच्च रतिकरा–भिधानेषु जिनालयाः ॥१॥
"योजनानां शतं दीर्घाः, पञ्चाशद्विस्तृताश्च ये ।
द्विसप्तत्युच्छ्रिताः सर्वे, द्विपञ्चाशद् भवन्त्यमी ॥२॥"

---

૧–આ બે શ્લોકો આચાર્યભગવાન શ્રીમદ્ ભાવદેવસૂરીશ્વરજી મહારાજના બનાવેલા શ્રીપાર્શ્વનાથચરિત્રમાં છઠ્ઠા સર્ગના શ્લોક ૮૮૭–૮૮૮ તરીકે છે. તેનો **ભાવાર્થ:-**

અંજનગિરિ ઉપર ચાર, દધિમુખ પર્વતો ઉપર સોલ અને રતિકર નામના પર્વતો ઉપર શ્રીજિનેશ્વરભગવંતના બત્રીસ મંદિરો છે. [૧] તે શ્રીજિનમન્દિરો સો યોજન લાંબાં, પચાસ યોજન પહોળાં અને બહોંતેર યોજન ઉંચાં છે. આ પ્રમાણે [શ્રી નંદીશ્વર દ્વીપમાં] બાવન જિનાલયો છે. [૨]

## પૂર્વની ઢાલ ચાલુ.

જૈનાલય બાવન અછેજી, વંદતાં દુઃખ વિસરાલ;
શાશ્વત જિન-પડિમા કહીજી, [1]ચઉસઠીસય અડયાલ. મ૦ ૫
તિહાં જઈ મેં જિન પૂજિયાજી, વલી વાંદ્યા મુનિરાજ;
હર્ષોત્કર્ષ થયો ઘણોજી, જિમ લહ્યું ત્રિભુવન રાજ. મ૦ ૬
વંદીને વળતાં થકાંજી, જબ જાઉં મુઝ ધામ;
પૂરવ પુણ્યબળે કરીજી, બહેન મલી મુઝ તામ. મ૦ ૭
કાજ સર્યાં વંછિત ફળ્યાજી, ચાલ હવે મુઝ ગેહ;
વાત તુમારી સાંભળીજી, ઉપનો કરૂણા સનેહ. મ૦ ૮
ચાર અછે મુઝ કામિનીજી, [2]મહત-નૃપાંગજા તેહ;
રૂપ રંગ રસ રતિ મલીજી, પ્રેમ લતા દગ નેહ. મ૦ ૯
તે મુઝ અહનિશ ઇમ કહેજી, બહેન અછે તુમ જેહ;
તસ આણો આણું કરીજી, સેવ કરાં અમે સ્નેહ. મ૦ ૧૦
તિણે કારણે તુઝને કહુંજી, બહેન સકલ ગુણ જાણું;
ચાલ હવે મંદિર ભણીજી, કરી જાઉં તુઝ આણું. મ૦ ૧૧
એક ઉદર જિમ ઉપનીજી, તેહવી તુઝને ગણેહ;
એહ વચન [3]વૈ માનજોજી, આણો રખે સંદેહ. મ૦ ૧૨
ઇંગિતઆકારે કરીજી, નેત્ર વદન પ્રસ્તાવ;
ચેષ્ટા ગતિ વચને કરીજી, લહીએ અંતરગત ભાવ. મ૦ ૧૩
ઇમ ચિંતી સુંદરી કહેજી, સુણ બાંધવ સુખકાર;
પ્રથમ નંદીસર દ્વીપનીજી, યાત્રા કરાવો સાર. મ૦ ૧૪
હું ભગિની તું બાંધવોજી, એહ વયણુને સંચ;
નીતિશાસ્ત્રે પણ ઇણિપરેજી, બોલ્યા બાંધવ પંચ. મ૦ ૧૫

---

૧-૬૪૪૮ શાશ્વતી જિનપ્રતિમા. ૨-મોટા રાજાની પુત્રીઓ. ૩-નિશ્ચયથી.

यतः--

[1]सहोदरः सहाध्यायी, मित्रं वा रोगपालकः ।
मार्गे वाक्यसखा यस्तु, पञ्चैते भ्रातरः स्मृताः ॥ १ ॥

## પૂર્વની ઢાલ ચાલુ.

તવ ખેચર પાછો વલેજી, નંદીસર ભણી આય;
દેખી જિન પડિમા તિહાંજી, સા કહે ધન્ય જિનરાય. **મ૦ ૧૬**
જિનવર કેરે દરિસણેજી, જેણે ન નામી [2]કોટી;
અનંત ભવાંતર જીવડાજી, તે શિર વહશે [3]પોટ. **મ૦ ૧૭**
ત્રીજે ખંડે ઇણિપરેજી, ઢાલ પ્રથમ સુણ સંત;
**વીર** કહે **સુંદરી** તણોજી, પુણ્ય ઉદય પસરંત. **મ૦ ૧૮**

[ દોહરા ]

[4]દશ–ત્રિક [5]અભિગમ સાચવી, **સુંદરી** ચિત્ત ઉછાંહી;
ચૈત્યવંદન ચિત્ત ઉલ્લસે, કરતી સંસ્કૃતમાંહી. ૧

---

૧-**ભાવાર્થ**:–એક જ માતાની કુક્ષિથી જન્મેલ, સાથે ભણનાર, મિત્ર, રોગમાં સેવા કરનાર અને રસ્તામાં વાતચીતનો મિત્ર, એ પાંચેયને ભાઈ કહ્યા છે. ૨-ડોક. ૩-ભારનાં પોટલાં. ૪-શ્રીજિનમંદિરમાં સાચવવાની **દશ ત્રિકો**નાં નામો : નિસીહી ત્રિક, પ્રદક્ષિણા ત્રિક, પ્રણામ ત્રિક, પૂજા ત્રિક, અવસ્થા ત્રિક, દિશાનિરિક્ષણવર્જન ત્રિક, પ્રમાર્જન ત્રિક, વર્ણાદિક ત્રિક, મુદ્રા ત્રિક અને પ્રણિધાન ત્રિક.

૫–શ્રીજિનમંદિરમાં સાચવવાના **પાંચ અભિગમો**નાં નામો:– સચિત્ત દ્રવ્યનો ત્યાગ, અચિત્ત દ્રવ્યનો અત્યાગ, મનની એકાગ્રતા, એક સાડી ઉત્તરાસંગ અને જિનેશ્વરના દર્શન થયે છતે મસ્તકે અંજલિ. અથવા ખડ્ગ, છત્ર, ઉપાનહ, મુગટ અને ચામરનો ત્યાગ.

વિશ્વાધાર ! જિણેસરૂ, નિર્ભય ! પરમાનંદ !;
રૂપાતીત ! રસાદતીત ! વર્ણાતીત ! જિણંદ !. ૨
સ્પર્શ–ક્રિયાતીતં નમો, સંગવિવર્જિત સર્વ;
નિરહંકાર–મલક્ષ ! તું, સાદિનાન્ત ! ગતગર્વ !. ૩
કર્માષ્ટક–દલપંક્તિ–ભિત્, વીર્યાનન્ત ! પસત્થ !;
અકલામલ ! નિકલંક ! તાત !, નૌમિ પ્રલબ્ધમહત્થ !. ૪
ચૈત્યવંદન ઇણિપરે કરી, સ્તવન કહે મનરંગ;
સદ્દ મહુર ગંભીર વન્ન, જુત્ત મહત્થ પ્રસંગ. ૫
ઇમ તિહાં જિન સ્તવના કરી, નીસરતા જિન–ગેહ;
તીર્થ સકલ પ્રણમી કરી, પાછાં વલિયાં તેહ. ૬
**મણિશંખ** સાધુ વંદીને, બેઠા આગલ જામ;
વિકસિત વકત્ર નયન લહી, ધર્મ કહે ગુરૂ તામ. ૭

## [ ઢાલ બીજી. ]

**[ ગુરૂ વાણી સુણી વરદત્તજી જાતિસ્મરણ લહ્યો–એ દેશી. ]**

દેશના દીએ ગુરૂ જ્ઞાનીજી, તે ભવિ–પ્રાણીને;
જેહ જિણંદે ભાસીજી, તે હિત જાણીને. ૧
ધર્મ કરો ભવિ–પ્રાણીજી, નિસુણો જિનવાણી;
હૃદયારામે વખાણીજી, વરીએ શિવરાણી. ૨
દાન દયા દેવ પૂજાજી, દમ દીક્ષા વિરતિ;
પંચ દકારા જેહનેજી, નહિ તસ દુરગતિ. ૩
નિત્ય–મિત્રસમ દેહજી, સ્વજના પર્વ–સમા;
ધર્મ પરમ ઇહાં જાણોજી, મિત્ર જુહાર–સમા. ૪
જાન જુગતિ કોઈ લેઈજી, પરણવા નર જાવે;
લગન સમય ગયો ઉંઘીજી, દુઃખ ભર પસ્તાવે. ૫

તિમ નર વિવિધ પ્રમાદેજી, ધર્મ–શ્રવણ હારે;
વિષય–સુખમાં રમતાંજી, અંતે સંભારે. ૬
દાન દીયો તપ કરજોજી, ભાવન ચિત્ત ધરી;
શીયલથકી સુખ લેશેજી, જિમ સુરસુંદરી. ૭
ખેચર કહે કહો સ્વામીજી, સા કુણ સુંદરી;
તવ ગુરૂ કહે તુમ પાસેજી, બેઠી ગુણ–ભરી. ૮
ખેચર રત્નજટીએજી, નિસુણી દેશના;
સતીઉપર બહુ રાગજી, ધરતો શાંત–મના. ૯
સતી કહે તવ ગુરૂનેજી, પૂજ્ય પ્રકાશીએ;
અશુભ કરમ હજી કેતોજી, તે મુઝ ભાસીએ. ૧૦
કહે ગુરૂ બહુ ક્ષય પામ્યુંજી, તુજ પૂરવ પાપ;
[1]કંત બેનાતટે મિલશેજી, મ ધરિશ સંતાપ. ૧૧
સાધુના ચરણ નમીનેજી, બેસે વિમાન સતી;
નિજ બંધવ સહ ચાલેજી, અંબર ગુણવતી. ૧૨
પંથ વહંતા સતીનેજી, ખેચરરાય કહે;
વાત સુણો એક બહેનીજી, ભેદ ન જીમ લહે. ૧૩
ચાર રમણીની આગેજી, સ્નેહ ભરે રહો;
પ્રાચીન સુખ દુઃખ પામ્માજી, તે નવિ કાંઈ કહો. ૧૪
મંત્ર ચઢચો ષટ–કર્ણેજી, વિણસે વાત તિસી;
ભેદ ન લહે ચતુઃકર્ણેજી, વર દો કર્ણ વસી. ૧૫

**यतः**—

" [2]षट्कर्णो भिद्यते मन्त्रश्चतुष्कर्णो न भिद्यते ।
द्विकर्णस्य तु मन्त्रस्य, ब्रह्माप्यन्तं न गच्छति ॥१॥ "

---

૧ પતિ. ૨–**ભાવાર્થઃ**–ગુપ્તવાત જો છ કાને જાય તો તે નાશ પામે છે તેજ વાત ચાર કાને હોય ત્યાં સુધી ગુપ્ત જ રહે છે અને બે કાને રહેલ વિચારણાને તો બ્રહ્મા પણ પાર પામી શકતો નથી.

## પૂર્વની ઢાલ ચાલુ.

રાય તણો જિમ વિણઠોજી, મંત્ર કુબજ સુણી;
નૃપ ભિક્ષાચર કીધોજી, કુબ્જક રાજ્ય ધણી. ૧૬
સુંદરી કહે કહો ભ્રાતજી, તે કુણ રાય થયો;
લીલાવતી–પુર સ્વામીજી, મુકુંદ નામે જયો. ૧૭
રાણી તસ સુશીલાજી, કંત વચણુ રાગી;
મતિમેહર તસ મોટોજી, મંત્રી વડભાગી. ૧૮
અન્ય દિવસ નૃપ ચાલ્યોજી, વન કેલિ કરવા;
કેલિ કરી ઘર વલિયોજી, જેહ ગયો રમવા. ૧૯
નયર દ્વારે જબ આવ્યોજી, તવ દીઠો રમતો;
ઘૂણે ધસે બહુ નાચેજી, કુબ્જક મન ગમતો. ૨૦
આણ્યો નૃપ–આવાસેજી, નિત રાખે પાસે;
ચિત્તરંજે તિમ કરતોજી, કૌતુક ઉલ્લાસે. ૨૧
ટૂંકા કર પગ ગલિયાજી, કોટીશું ખંધ મલી;
ગીત મધુરસર ગાવેજી, રાયશું પ્રીત મલી. ૨૨
રાજસભાએ સઘળેજી, અંતેઉર ફરે;
રાત દિવસ નૃપ પાસેજી, કોઈ ન દૂર કરે. ૨૩
અન્ય દિવસ નૃપ મંત્રીજી, બેઠા દોય મલી;
કાંઇક ગુપ્ત વિચારજી, કરવા મન રલી. ૨૪
દેખી કુબ્જક પાસેજી, મંત્રીશ્વર કહે;
રાય સુણો ષટ કરણેજી, વાત વિઘાત લહે. ૨૫
વલતું કહે નૃપ સાચુંજી, નહિ કુબ્જક તિસ્યો;
મંત્રી કહે મહારાજજી, નહિ અવસર ઇસ્યો. ૨૬
ગયો કરીય પ્રમાણુજી, મંત્રી ગેહ ભણી;
પાલે રાજ્ય ઉદારજી, નૃપ ઘર લચ્છી ઘણી. ૨૭

એક દિન રાજ સભાયેજી, આવ્યો યોગી જણો;
સિદ્ધરૂપ બહુ જાણુજી, વિદ્યા–મંત્ર–તણો. ૨૮
દેખી રાયની ભક્તિજી, રાયને તેહ દીએ;
વિદ્યા જેહ [1]પરાણીજી, કાય પ્રવેશ લીએ. ૨૯
મંત્ર કહી ગયો યોગીજી, નરપતિ નિત્ય ભણે;
કુબ્જક શ્રવણે સુણતાંજી, નૃપ નવિ શંક ગણે. ૩૦
નૃપ ભણતાં તે શિખ્યોજી, કુબ્જક ગુપ્તપણે;
કુબડ સહ નૃપ ચાલ્યોજી, એક દિન વન ભણે. ૩૧
રાયે મૃતક તિહાં દીઠીજી, કાયા વિપ્ર–તણી;
મંત્ર–પરીક્ષા કરવાજી, કહે કુબ્જક ભણી. ૩૨
રે ! કુબ્જક કાંઈ માનેજી, મહિમા મંત્ર–તણો;
કહે કુબ્જક સવિ ખોટોજી, મહિમા મંત્ર–તણો. ૩૩
ઇમ નિસુણી નૃપ આપેજી, [2]નિજ-હરિ કુબ્જ–કરે;
મંત્ર બલે તજી કાયાજી, વિપ્રનું દેહ ધરે. ૩૪
કુબ્જક મંત્ર પ્રભાવેજી, રાયની કાય વરે;
સ્વાંગ તજી ચઢી અશ્વેજી, નૃપ પ્રતિ ઉચ્ચરે. ૩૫
સાંભલ નૃપ દ્વિજ–કાયજી, મેં તુઝ રાજ્ય ગ્રહ્યો;
તુઝને ગમે તિહાં જાઓજી, કાંઈ વિમાસી રહ્યો. ૩૬
**લીલાવતી**–પુર પામ્યોજી, સુખ ભર સૌધ ગયો;
અંતેઉરસુખ સંગેજી, કુબ્જક રાજ ભયો. ૩૭
**સુરસુંદરીને** રાસેજી, ત્રીજા ખંડ તણી;
**વીરવિજય** કહે બીજીજી, ઢાલ વિશાલ ભણી. ૩૮

---

૧–પારકાની. ૨–પોતાનો ઘોડો.

[ દોહરા. ]

વિપ્રરૂપ–રાજા ઘણું, શોચે નિજકૃત–કાજ;
વયણ ન માન્યું મંત્રિનું, તો ન રહી મુજ લાજ. ૧
મેં મૂરખે હાથે કર્યો, તો કિહનો નહિ દોષ;
કર્મ કર્યાં ફલ ભોગવો, હવે શું પૂછું જોષ. ૨
મન ચિંતે નિજ–પુર જઈ, સંભલાવું સ્ત્રી મંતિ;
તે માને જો નહિ કદા, તો મારે એકાંત. ૩
કહિસેં કાયા કુણ તણી, એ ભિક્ષાચર કોય;
તો તિહાંથી વલી નાસતાં, મુઝને દોહિલો હોય. ૪
જિમ સરજીયો તિમ અનુભવો, જીવ મ કર તું કલેશ;
સંપદ હોઈ તો ઘર ભલાં, નહિતર વર પરદેશ. ૫

## ઢાલ–ત્રીજી.

[ પાપસ્થાનક હો કે, ચઉદમું આકરૂં–એ દશી. ]

ઇણિપરે ચિંતી હો કે, દેશાઉર ભણી,
દ્વિજ–રૂપ ચાલ્યો હો કે, લહી ગતિ કર્મ તણી;
હવે તે સુણજો હો કે, કુબ્જક રાય થયો,
વિષયાસક્તે હો કે, અંતેઉર ગયો. ૧
રાણી પૂછે હો કે, કુબ્જક કિહાં ગયો,
નૃપ કહે વનચરે હો કે, માર્યો નિધન થયો;
સવિ મન ચિંતે હો કે, એ રૂડું થયું,
જે કુબ્જકનું હો કે, આજ મરણ ભયું. ૨
નિત અંતેઉર હો કે, સુખમાં જાવતો,
પટરાણી મન હો કે, પ્રેમ ઉપાવતો;
કુબ્જક કપટી હો કે, નૃપકાયા વરી,
પણ નવિ આવે હો કે, વાચા પાધરી. ૩

એક દિન રાણી હો કે, મન ચિંતા ધરે,
મંત્રી તેડી હો કે, ઇણિપરે ઉચ્ચરે;
સુણજો મંત્રી હો કે, રાયની વાત અસી,
નહિ એ ભૂપતિ હો કે, કોઈ કાયા વસી. ૪
વયણ ન જાણે હો કે, હાવ ભાવ કહી,
કોકકથાનાં હો કે, આસન જાણે નહીં;
નાણ વિનાણ ન હો કે, શાસ્ત્ર-તણી કલા,
દુહા હરિયાલી હો કે, ન લહે આમલા. ૫
શક્તિ ગતિ મતિ હો કે, નહિ ચતુરાઈ કસી,
મન નવિ માને હો કે, એહશું નિત્ય વસી;
મંત્રીશ્વરજી હો કે, એ મુઝ કામ કરો,
કહે **મ**તિમહેર હો કે, માત ન ચિંત ધરો. ૬
અહનિશ મુઝને હો કે, એ ચિંતા સહી,
દિન થોડામાં હો કે, પ્રગટ કરૂં અહીં;
ઇમ કહી મંત્રી હો કે, નિજ મંદિર લહ્યો,
બુદ્ધિ વિમાસી હો કે, જઈ નૃપને કહ્યો. ૭
સ્વામી છે તુમ હો કે, ગ્રહ-પીડા સહી,
પુણ્ય કરીજે હો કે, જીમ પીડે નહી;
મંડે દાનશાળા હો કે, નૃપ આદેશ લહી,
તપી તપોધન હો કે, ભિક્ષુક ગહ-ગહી. ૮

**यतः-**

[1]"वटका यत्र लभ्यन्ते, न दूरे पञ्चयोजनाः ।
मोदका यत्र लभ्यन्ते, न दूरे दशयोजनाः ॥१॥"

૧-**ભાવાર્થઃ**-જ્યાં વડાં મળે ત્યાં પાંચ યોજન અને જ્યાં મોદક મળે ત્યાં દશ યોજન દૂર લાગતા નથી.

## પૂર્વની ઢાલ ચાલુ.

આવે વિદેશી હો કે, વિપ્રાદિક ઘણા,
પાય પખાલે હો કે, મંત્રી તેહ તણા;
પાય પખાલી હો કે, બે પદ ઉચ્ચરે,
ખટરસ ભોજન હો કે, પછે આદર કરે. ૯

**[ મંત્રી જે બે પાદ ઉચ્ચરતો તે આ છેઃ– ]**

"षट्कर्णो भिद्यते मन्त्रः, कुब्जकान्नैव भिद्यते ।"

બે પદ ઉત્તર હો કે, જે કો નવિ કહે,
પણ તે ભોજન હો કે, મન ગમતું લહે;
દેશ વિદેશે હો કે, બહુલી ખ્યાત ચલી,
વિપ્રાકૃતિ નૃપ હો કે, શ્રવણે સાંભલી. ૧૦
ચાલ્યો પંથે હો કે, મન ઉલ્લટ ધરે,
આવ્યો અસૂરો હો કે, તેહિજ મંત્રી–ઘરે;
પાય પખાલી હો કે, બે પદ ઉચ્ચરે,
તાસ [1]પડુત્તર હો કે, પૂરણ દ્વિજ કરે. ૧૧

---

૧–સાચા રાજાને શોધી કાઢવા માટે મંત્રિએ દાનશાળા ખોલી છે, આથી તે એક એવી વાત ઉચ્ચરે છે, કે જે વાત રાજા અને મંત્રી જાણે છે. એક વાર ખાનગી વાત કરવાની હોઈ મંત્રિએ રાજાને કહ્યું કે–'કોઈ પણ વાત છ કાને જતાં છૂપી રહેતી નથી, માટે આ કુબ્જકને કાઢો.' ત્યારે રાજાએ કહેલું કે–'એ વાત સાચી છે કે–છ કાને ગએલી વાત ગુપ્ત રહેતી નથી, પણ આ કુબડો તેવો નથી.' પરન્તુ પછી તો રાજાને એ કુબડાએ જ દગો દીધો. મંત્રિને એ વાતની કલ્પના હોવાથી, સાચા રાજાને શોધવા માટે તે એવા ભાવનાં બે પાદ ઉચ્ચારે છે કે–

[ વધુ નોંધ ૯૨ માને ]

[ મંત્રિએ ઉચ્ચારેલાં બે પાદોના પ્રત્યુત્તર રૂપે વિપ્રરૂપધારી રાજાએ જે બે પાદો ઉચ્ચાર્યા, તે આ છે:- ]

"कुब्जोऽयं जायते राजा, राजा भवति भिक्षुकः ॥१॥"

તે નિસુણીને હો કે, મંત્રી મોદ લહે,
તેડયો મંદિર હો કે, ગુપ્તપણે રહે;
સ્નાન સુગંધી હો કે, મર્દન તેલ કરે,
ખટરસ ભોજન હો કે, મુખ તંબોલ ધરે. ૧૨
ઇણિપરે રહેતા હો કે, એક દિન મંત્રીસરે,
બુદ્ધિ ઉપાવી હો કે, પુહતો રાણી ઘરે;
તવ રાણી મૃત હો કે, શુક ઉત્સંગ ધરી,
બેઠી દીઠી હો કે, શુક શોકે કરી. ૧૩
કહે મંત્રીસર હો કે, માતા સાંભલો,
રાયને તેડી હો કે, ઇણિ પરે ઉચ્ચરો;
એ શુક વલ્લભ હો કે, મુઝને ગુણપ્રિયો,
માર્જારી દુષ્ટે હો કે, તાસ વિઘાત કીઓ. ૧૪

---

[ ૯૦ મા પાનાથી આગળની નોંધ ]

**"છ કાને ગએલી વાત ભેદાય છે, પણ કુબડાથી તે ભેદાતી નથી."**

બીજાઓ તો આ વાતના રહસ્યને જાણતા નથી, એટલે મંત્રિને તેનો ઉત્તર આપતા નથી: પણ જ્યારે વિપ્ર રૂપને પામેલો સાચો રાજા આવે છે, ત્યારે તો તે સમજી જાય છે અને એથી પ્રત્યુત્તર આપે છે કે–

**"આ કુબડો રાજા બને છે અને રાજા ભિખારી બને છે."**

રાજાના આ પ્રત્યુત્તરને સાંભળીને, સાચો રાજા પોતાને હાથ લાગવાથી મંત્રી આનન્દ પામે છે.

કોઈ સંન્યાસી હો કે, મંત્રી તંત્રી કરે,
તેહને તેડો હો કે, જિમ શુક સજ્જ કરે;
તેહની વાચા હો કે, હું મસ્તક ધરૂં,
આણ ન લોપું હો કે, તે કહે તિમ કરૂં. ૧૫
શીખ દેઈ ઇમ હો કે, મંત્રીસર વલે,
તવ પટરાણી હો કે, નૃપ તેડું કરે;
કુબ્જક-રાજા હો કે, આવ્યો સંચરી,
મન ચિંતી થઈ હો કે, રાણી પાધરી. ૧૬
રાયને રાણી હો કે, બહુ આદર કરે,
[1]ભૂતનેત્રાંસુ હો કે, ઇમ સા ઉચ્ચરે;
દેવ અછે કોઇ હો કે, શુકને સજ્જ કરે,
તે નિસુણીને હો કે, કુબ્જક મન ધરે. ૧૭
વિદ્યાબલથી હો કે, બહુ ઉચ્છાહ ધરે,
રાણી રીઝવવા હો કે, શુકમાં સંચરે;
દ્વિજ-રૂપ-નૃપને હો કે, મંત્રી સંચ કર્યો,
તવ નિજ કાયા હો કે, પ્રેમે રાય વર્યો. ૧૮
શુકને મારી હો કે, નરપતિ રાજ્ય ગ્રહ્યો,
જુઓ ષટકર્ણે હો કે, દુઃખ વૈદેશ લહ્યો;
ખેચરપતિએ હો કે, એ વાર્તા કહી,
સુરસુંદરીએ હો કે, તે ચિત્તમાં ગ્રહી. ૧૯
દૃષ્ટેં જોતાં હો કે, બિહું કૌતુક ઘણાં,
પ્રેમે પામ્યા હો કે, નિજ પુર બિહું જણાં;
ઘર ઘર તોરણ હો કે, બાંધ્યા મોદ ભરે,
સુરસુંદરીજી હો કે, પુરમાં સંચરે. ૨૦

---

૧-અશ્રુથી ભરેલી ચક્ષુવાળી.

નિજ ઘર લાવ્યા હો કે, તસ બહુમાન કરી,
દેખે ભોજાઈ હો કે, નણુદી આણુંદ ભરી;
અંગોઅંગે હો કે, ભેટે તે ઘણું,
દરિસણુ પામ્યા હો કે, પુણ્યે તુમ તણું. ૨૧
સુરસુંદરીનો હો કે, ઉત્તમ રાસ ભણ્યો,
પુણ્ય અખંડે હો કે, ત્રીજો ખંડ સુણ્યો;
ઢાલ એ ત્રીજી હો કે, શ્રોતા ચિત્ત ધરો,
શુભ ચિત્તે કરી હો કે, તસ બહુમાન કરો. ૨૨

[1]"एह्यागच्छ समाविशासनमिदं प्रीतोऽस्मि ते दर्शनात्,
का वार्ताप्यतिदुर्बलोऽसि च कथं कस्माच्चिराद् दृश्यसे।
इत्येवं गृहमागतं प्रणयिनं ये भाषयन्त्यादरात्,
तेषां युक्तमशङ्कितेन मनसा गन्तुं गृहे सर्वदा ॥ १ ॥"

[ દોહરા. ]

ચાર વહુ બહુમાન કરી, કરે [2]પ્રતિપત્તિ તાસ;
કુણુ ગુણુવંતને નવિ ભજે, જિમ કસ્તૂરી વાસ. ૧
ઇષ્ટ પરમ-પરમેષ્ઠી જે, દુરિત-વિનાશી જેહ;
તેહ તણા સુપસાયથી, પામી સૌખ્ય અછેહ. ૨
[3]શીલ-તનુત્ર-ધૃતાંગ જસ, મોટો પુણ્ય પસાય;
[4]સાધ્વસ અલીક વિઘન ટલે, ઇષ્ટ મલે સુખદાય. ૩

---

૧-ભાવાર્થ:—"આવો, પધારો, આ આસન ઉપર બેસો, તમને જોવાથી બહુ જ આનંદ થયો, શું સમાચાર છે? કેમ બહુ દુબળા જણાઓ છો? કેમ બહુ જ લાંબા કાળે તમારાં દર્શન થયાં?"—આ પ્રમાણે ઘરે આવેલા સ્નેહીને જે આદરથી બોલાવે છે, તેઓના ઘેર હંમેશાં શંકારહિત મન વડે જવું યોગ્ય છે. ૨-ભક્તિ. ૩-જેણે શીયલરૂપી બખ્તર શરીર ઉપર ધારણ કર્યું છે. ૪-ભય.

## ઢાલ—ચોથી.

[ મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ પાસ જિણંદા—એ દેશી. ]

**પુણ્યસખાઇ જબ કરે**, તવ દુરિત પલાય;
અલીય વિઘન દૂરે ટલે, મનવંછિત થાય. પુ૦ ૧
વિદ્યાધર નિજ નારીને, કહે મધુરી વાણી;
બાલિકા બહેન એ માહરી, જાણી ઘર—પ્રાહુણી. પુ૦ ૨
સૌધ પધારી પ્રાહુણી, દીજે ચાર રતન્ન;
પાણી વાણી બેસણો, આદર સહ અન્ન. પુ૦ ૩
ભક્તિ મ ભૂલશો કામિની, એહની ક્ષણમેવ;
જિમ સુપ્રસન્ન હોવે બહેનડી, તિમ કરજો સેવ. પુ૦ ૪
તવ ચારે રમણી કહે, સાચું કહ્યું સ્વામી;
ભક્તિ કરશું બહુપરિ, નણદલ શિર નામી. પુ૦ ૫
ભક્તિ કરે નિત નવ નવી, મીઠાઈ મેવા;
ચાર વહુ સુંદરી—તણી, નિત કરતી સેવા. પુ૦ ૬
સુખભર બાંધવને ઘરે, રહેતી સતી તેહ;
દુગ્ધ સલિલ તણી પરે, સતી બાંધવ સ્નેહ. પુ૦ ૭
ક્ષીરે નિજ ગુણ નીરને, આપ્યા ગુણ પાળે;
પયનું દુઃખ દેખી કરી, નીર નિજ તનુ બાળે. પુ૦ ૮
મિત્રનું દુઃખ દેખી પડે, [1]શિખિમાં [2]પય પ્રીત;
પાણી થકી પાછું વળે, એ સજ્જન રીત. પુ૦ ૯
બેસી વિમાને ભ્રાતને, સતી યાત્રા કરતી;
પૂજા કરે જિનરાજની, નવકાર સમરતી. પુ૦ ૧૦

૧—અગ્નિમાં. ૨—દુધ.

સતીય શિરોમણિ સુંદરી, ચિત્ત નિરમલ રાખે;
ખેચરની રમણી પ્રતે, જિનમારગ દાખે. પુ૦ ૧૧
જીવા-જીવાદિક-તત્ત્વની, ઓલખાણ કરાવે;
નવપદ મહિમા વર્ણવે, ષટદ્રવ્ય બતાવે. પુ૦ ૧૨
સજ્જન શાસ્ત્ર-વિનોદથી, અનુગમતા કાલ;
મૂર્ખને નિદ્રા કલહથી, વ્યસને ગમે કાલ. પુ૦ ૧૩
કોઈ દિન રમતાં સોગઠાં, નણદલ ભોજાઈ;
કોઈ દિન ચૈત્ય જુહારતી, સાથે લેઈ ભાઈ. પુ૦ ૧૪
ગુણનિષ્પન્ન-શૃંગારથી, શોભે ગુણવંતી;
ઉત્તમ સમકિત-ચીર છે, દયા-કંચુક ખંતી. પુ૦ ૧૫
હાર અમૂલક શીલ છે, તપ તિલક વિરાજે;
સત્ય-વચન તાંબૂલ જયો, દાન કંકણ છાજે. પુ૦ ૧૬
લજ્જા અંજન આંજતી, જિન પંથે ચચાર;
કુલવંતી – નારી – તણાં, બોલ્યા શૃંગાર. પુ૦ ૧૭
સુંદરીને અતિ સ્નેહથી, ભોજાઇ શૃંગારે;
ચીર અમૂલક પહેરતી, શિર શોભિત હારે. પુ૦ ૧૮
તિલક કરે ભાલસ્થલે, અંબર જિમ ચંદ;
કજ્જલ નેત્રાંજન કરે, કર કંકણ વૃંદ. પુ૦ ૧૯
આભરણાદિક શોભતે, ભોજાઈ પહેરાવે;
સુખમાં રહેતાં સતીતણું, રૂપ અધિકું થાવે. પુ૦ ૨૦
તે દેખી ખેચરપતિ, ચિત્ત વિહ્વલ થાય;
ઉક્ત વચન સંભારીને, રાખે ચિત્ત ઠાય. પુ૦ ૨૧
ત્રીજે ખંડે ઢાલ એ, શુભ ચોથી કહાયે;
સુરસુંદરી લીલા કરે, પરમેષ્ઠિ-પસાયે. પુ૦ ૨૨

[ દોહરા. ]

સુખભર તિહાં રહતાં થકાં, ગયો કેટલો કાલ;
વિદ્યાધર મન ચિંતવે, દેખી સુંદરી બાલ. ૧
એ જિહાં કહે તિહાં મૂકીએ, રખે ચૂકીએ બોલ;
રૂપ અનોપમ દેખીને, ચિત્ત હુયે ડામાડોલ. ૨
વિષહર વિષ પાછું ગ્રહે, ગારૂડશું જસ પ્રેમ;
નારીનાગિણી જે ડસ્યા, તે વિષ ન વલે કેમ. ૩
મુનિવર સરીખા પણ ચલ્યા, દેખી નારી વિકાર;
દુર્જય છે જગ જીવને, વ્યાપ્યો સકલ સંસાર. ૪
કલાકુશલને વિકલ કરે, પાડે પંડિત [1]મામ;
ધીર-પુરૂષનું ચિત્ત ચલે, જાસ [2]મકરધ્વજ નામ. ૫
શૂર વીર મોટા રહે, સ્ત્રી આગળ કરજોડ;
ચઉગતિમાંહી જીવડો, ફરતો વિષય મ છોડ. ૬
પરશાસનમાંહી કહી, કામ તણી બહુ વાત;
તપસી-દેવ-તણા કહું, તે સુણજો અવદાત. ૭

## ઢાલ—પાંચમી.

[ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી-એ દેશી. ]

નામ અનંગી રે મહાભટ જાણીયે, પરદર્શનમાં ઠરાયો રે;
જસ તપ-બલથી રે ત્રિભુવન રંજતા, દ્વીપાયન ઋષિરાયો રે.
**રત્નજટીજી રે ઇણિપરે ચિંતવે,** દુક્કર કામ વિકારો રે—ટેક ૧
હસ્તિનાગપુર એહીજ ભરતમાં, શાંતનુ નૃપ આહેડી રે;
અન્ય દિવસ નૃપ મૃગવધ કારણે, ચાલ્યો ભટ સંપ્રેડી રે. **રત્ન૦** ૨
નૃપ એકાકી રે મૃગપૂંઠે વહ્યો, અટવી-ગત તવ દીઠો રે;
સપ્તભૂમિક આવાસ સવિસ્મયી, નૃપ તેમાંહી પેઠો રે. **રત્ન૦** ૩

---

૧-ટેક. ૨-કામદેવ.

તવ એક કન્યા રે જલ ભાજન ગ્રહી, નૃપ સન્મુખ સા આવી રે;
વિનય કરંતી રે તસ આસન દીયે, નૃપ પૂછે ચિત્ત ભાવી રે. રત્ન૦ ૪
કવણુ કાજ તું રહે ઇહાં એકલી, સા કહે સુણો રાજાનો રે;
જન્હુ ખેચર તસ હું નંદના, ગંગા નામ સુજાણો રે. રત્ન૦ ૫
પૃષ્ટ જનક નૈમિત્તિક બોલીયો, પાંડુકવન વર પ્રાપ્તિ રે;
તસ વાકયે મુઝ જનકે ઇહાં ઠવી, આજ તે સકલ સમાપ્તિ રે. રત્ન૦ ૬
નૃપ નિસુણી ગાંધર્વે પરણતો, ઋદ્ધિ સહિત ઘર આયો રે;
ગંગા–સંગે રે સુખને સેવતાં, ગાંગેય સુત તિણે જાયો રે. રત્ન૦ ૭
ઇણુ અવસર તેહિજ પુરપરિસરે, યમુના નઈ ઉપકંઠે રે;
પારાસુર ઋષિ તપ કરતાં થકાં, માર્યા કામ ઉલ્લંઠે રે. રત્ન૦ ૮
મચ્છગંધા રે એક ધીવરસૂતા, દીઠી રૂપની રેખા રે;
ધ્યાનથી ચૂકયો રે તેહને આદરી, સુખ સંસારી વિશેષા રે. રત્ન૦ ૯
દિવસ કેટલે રે પુત્ર જનમ હુઓ, નામ દ્વૈપાયન દીધો રે;
તાપસી દીક્ષા રે યૌવન તપ કરે, ઇણે અવસર જે પ્રસિદ્ધો રે. રત્ન૦૧૦
શાંતનુ રાજા રે ક્રીડા કારણે, નઇ યમુના ઉપકંઠી રે;
તવ મચ્છગંધા રે તસ દ્દષ્ટે પડી, મનમાં લાગી મીઠી રે. રત્ન૦ ૧૧
તાસ જનકને રે કહે મુજને દીઓ, કહે ધીવર સુવિચારો રે;
મુજ પુત્રીના રે પુત્રને જો દીઓ, રાજ્ય સકલ ઘરભારો રે. રત્ન૦ ૧૨
વચનગ્રહીને રે મચ્છગંધા દીએ, ગતગેહો નૃપ ધીર્યો રે;
સુખ ભોગવતાં રે દોય સુત પામતો, ચીત્રાંગદ ચીત્રવીર્યો રે. રત્ન૦૧૩
સર્વ કલા બહુતેર પ્રવીણુ હુઆ, પરલોકે નૃપ શિક્ષા રે;
ચીત્રાંગદને રે રાજ્ય સકલ દીયો, ગાંગેય તાપસ દીક્ષા રે. રત્ન૦ ૧૪
રિપુજન યોગે રે ચીત્રાંગદ પડયો, ચીત્રવીર્ય તસ પાટે રે;
અંબિકાં–બાલિકા અંબા વહુ, સુખ સેવે સુત માટે રે. રત્ન૦ ૧૫
પુત્ર વિના ચીત્રવીર્યે મરણુ લહ્યો, ત્રણ્ય વધૂ રહી રોતી રે;
સુતવિણુ રાજ્ય કહો કોણુ ભોગવે, તિણે કારણે છલ જોતી રે. રત્ન૦ ૧૬

ગાંગેય–પ્રેરી રે પ્રથમજ અંબિકા, આવી દ્વીપાયન પાસે રે;
સુરકાંતા સમ રૂપને દેખીને, ચૂકયો ધ્યાન વિમાસે રે. રત્ન૦ ૧૭
તેહની સાથે રે દ્વીપાયન ઋષિ, સુખ સેવે સંસારી રે;
ત્રિણુ સ્ત્રી નિજ ભ્રાતની સેવતો, નિત્ય એકેકી નારી રે. રત્ન૦ ૧૮
ઉગ્ર તપસ્વી રે માસક્ષપણુ કરે, પારણે શુષ્ક સેવાલો રે;
એહવો તપસી રે કંદર્પે હણ્યો, અબલા આગળ બાલો રે. રત્ન૦ ૧૯
દર્શન જેહનું રે પુરૂષનું ચિત્ત હરે, સ્પર્શનથી બલ જાયે રે;
સંગમે વીર્ય હરે દુર્ગતિ દીએ, નારી રાક્ષસી પ્રાયે રે. રત્ન૦ ૨૦
ત્રીજે ખંડે રે એણિપરે ચિંતવે, ખેચર પંચમી ઢાલે રે;
**વીરવિજય** કહે તેહને વંદીએ, જે કંદર્પને ટાલે રે. રત્ન૦ ૨૧

[ દોહરા. ]

જગ જન દુર્જય કામ છે, લોક સકલ દુઃખદાય;
એહવા ઋષિ તપસી નડયા, પામ્યા દુર્ગતિ ઠાય. ૧
વિશ્વામિત્ર ઋષિ થયો, તપસી લબ્ધિનિધાન;
કંદર્પને દર્પે પડ્યો, હાર્યો તપ અજ્ઞાન. ૨
ઈક વનમાં નિત્ય તપ કરે, ઋષીશ્વર વિશ્વામિત્ર;
તપસી વસિષ્ઠશું તેહને, શત્રુભાવ અમિત્ર. ૩
માસ માસ કરે પારણું, રવિસન્મુખ ધરે દૃષ્ટ;
ચિહુંદિશ અનલ પ્રબલ બળે, જ્ઞાનવિના તપ વૃષ્ટ. ૪

## ઢાલ–છઠ્ઠી.

[ સત્તરમું પાપનું સ્થાન—એ દેશી. ]

ઇણિ અવસર પુરૂષજ એક, વસિષ્ઠઋષિને કહે છેક;
મુઝ યજ્ઞ કરાવો વિવેક હો લાલ.
**કામ તણી ગતિ જોજયો, જે કામ થકી નવિ ગંજયો;**
**તે તો મુનિવર વંદના હોજો હો લાલ–કામ૦ એ ટેક૦ ૧**

વસિષ્ઠ કહે મહાભાગ, તું પતિતને નહિ લાગ;
કદા ન કરાવું હું યાગ હો લાલ. કામ૦ ૨
તવ પાછો વલિયો તુરંત, જઈ વિશ્વામિત્ર નમંત;
નિજયજ્ઞની વાત કરંત હો લાલ. કામ૦ ૩
વસિષ્ઠ–ઋષિ–વચ–ઘાતે, વિશ્વામિત્ર કહે સુખસાતે;
તુઝ યજ્ઞ કરાવું પ્રભાતે હો લાલ. કામ૦ ૪
ઋષિ સઘળાને તેડાવ્યા, વશિષ્ઠ વિના સવિ આવ્યા;
વિશ્વામિત્રે યાગ કરાવ્યા હો લાલ. કામ૦ ૫
વિશ્વામિત્ર તે નરને વદેહ, જા સ્વર્ગે તું સ્વયં દેહ;
જબ સ્વર્ગે ગયો નર તેહ હો લાલ. કામ૦ ૬
જા ઇંદ્ર કહે તું પાછો, થઈ પતિત યજ્ઞ કરો છો;
આવ્યો પાછો તેહ નિઞ્છો હો લાલ. કામ૦ ૭
વિશ્વામિત્રે વળી મોકલિઓ, હરિ કોપે ચિત્ત પ્રજ્વલિઓ;
ભય ભીરૂક પાછો સ વલિયો હો લાલ. કામ૦ ૮
સુરઉપર વૈર વસાડી, નવી સૃષ્ટિ કરવા માંડી;
તપશક્તે આળસ છાંડી હો લાલ. કામ૦ ૯
તે દેખી વજ્રી વિચારે, અહો તપની શક્તિ અપારે;
મુઝ ઠામ ગ્રહે નિરધારે હો લાલ. કામ૦ ૧૦
કરી કોઇ ઉપાય પડાવું, એહની તપશક્તિ હરાવું;
કંદર્પને દર્પે ચલાવું હો લાલ. કામ૦ ૧૧
ઇમ ચિંતી ઇંદ્રે તેડાવી, મેનિકા દેવી આવી;
તસ આગલ વાત સુણાવી હો લાલ. કામ૦ ૧૨
જાઓ વિશ્વામિત્ર ચલાવો, તપશક્તિ સમસ્ત હરાવો;
એહ કામ કરી ઈહાં આવો હો લાલ. કામ૦ ૧૩

દેવી નિસુણીને વહે છે, જિહાં વિશ્વામિત્ર રહે છે;
તિહાં આવી ઉપાય ગ્રહે છે હો લાલ. કામ૦ ૧૪
ઋતુ અવતારિયો જે વસંત, વનસ્પતિ સઘળી હસંત;
જિમ દેખી ચિત્ત ઉલસંત હો લાલ. કામ૦ ૧૫
પંચવર્ણી પુષ્પજ થાવે, સુગંધી પરિમલ પાવે;
તે ભોગિતણે ચિત્ત ભાવે હો લાલ. કામ૦ ૧૬
ભ્રમરા રૂણઝાટ કરંતા, મંદ મંદ સમીર વરંતા;
કેઇ વનચર જંતુ ફરંતા હો લાલ. કામ૦ ૧૭
કેકી-યુગ વનમાં ભમતાં, શુક શુકી સ્વૈરે રમતાં;
સુખ સંગે રહે દિન ગમતાં હો લાલ. કામ૦ ૧૮
મંજરી સહકારે વરતી, રહી કોકિલ ટહુકા કરતી;
તસ મંજરી આનન ધરતી હો લાલ. કામ૦ ૧૯
ઇમ ઋતુ વસંત કરીને, સ્વાભાવિક રૂપ ધરીને;
નવશત શૃંગાર શરીરે [વરીને] હો લાલ. કામ૦ ૨૦
ઋષિ આગળ નાટિક કરતી, સ્વર કોકિલને અપહરતી;
સ્વરનાદ ઠેકાણે આદરતી હો લાલ. કામ૦ ૨૧
ગીત ગાનને વીણા વજાવે, કરે હાવભાવ નૃત્ય થાવે;
કથા કામની હાસ્ય લહાવે હો લાલ. કામ૦ ૨૨
સુખિયાને સૌખ્ય કરાવે, દુઃખિયાનું દુઃખ હરાવે;
નાદ પંચમ વેદ ધરાવે હો લાલ. કામ૦ ૨૩
મન-શ્રવણ-હરણ જિમ ધૂર્ત્ત, કંદર્પનો અગ્ર એ દૂત;
એ કામી નર ચિત્ત જુત્ત હો લાલ. કામ૦ ૨૪
મેનિકા ગાવે ગીત, ઋષિ રંજ્યો તે નિસુણીત્ત;
વિધુ-મંડલ-મૃગ એક ચિત્ત હો લાલ. કામ૦ ૨૫

જબ નેત્ર ઉઘાડી વિલોકે, તવ [1]અક્ષ-ઈષુ સા મૂકે;
તે બાણુ કિમે નવિ ચૂકે હો લાલ. કામ૦ ૨૬
કંદર્પને-બાણે વીંધ્યો, તિણે તપસી જાજર કીધો;
દેવીએ આલિંગન દીધો હો લાલ. કામ૦ ૨૭
કામ વિહ્વલ અંગ કરેવે, તે સાથે વિષય સુખ સેવે;
નિજ આતમ સફલ ગણેવે હો લાલ. કામ૦ ૨૮
ઘણો કાલ વિષય સુખ ભાર્યો, તપ ધ્યાન તણો ફલ હાર્યો;
દુરગતિનો પંથ વિસ્તાર્યો હો લાલ. કામ૦ ૨૯
એહવા ઋષિને પણુ ખાતો, તો અવરાની શી વાતો;
મુઝ સરીખા કિંકર જાતો હો લાલ. કામ૦ ૩૦
**મ**હાભારતમાંહી વિસ્તાર, ઋષિ સઘળા એ અવધાર;
ચૂકયા તપથી નિરધાર હો લાલ. કામ૦ ૩૧
**શુભ** ઉત્તમ રાસ રસાલે, ખંડ ત્રીજે છટ્ઠી ઢાલે;
મહા-**વીર** જે કામને ટાલે હો લાલ. કામ૦ ૩૨

[ દોહરા. ]

એહવા ઋષિ પણુ કામથી, પડિયા દુરગતિ ઠાય;
જિણે કંદર્પને પરિહર્યો, ધન ધન તે મુનિરાય. ૧
ચંદ્રને જ્યોતિષચક્રમાં, દીધી વડાઈ જામ;
કરવા નમન [2]સુપર્વગણુ, આવ્યા ચંદ્રને ઠામ. ૨
તવ નિજ ગુરૂ વાચસ્પતિ, રૂપવતી તસ નાર;
ચંદ્રે તેહને ભોગવી, બુધ સુત જનમ્યો સાર. ૩
શશિસુરપતિ સરીખો થયો, કામિની આગળ રંક;
અઘટિત વસ્તુ સેવતાં, પામ્યો હરણુ કલંક. ૪

૧-નેત્રકટાક્ષરૂપ બાણુ. ૨-દેવોનો સમૂહ.

ચોસઠ દીવા જો બલે, બાર રવિ ઉગંત;
તસ ઘર તદપિ તિમિરભરો, જસ ઘર પુત્ર ન હુંત. ૫
[1]ચડી ચડાના વયણથી, ઈમ નિસુણી તતકાલ;
યમદગ્નિ તાપસ પડયો, તપ તપતો બહુ કાલ. ૬

## ઢાલ–સાતમી.

**[ સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા—એ દેશી. ]**

વિશ્વતણી જે સૃષ્ટિ કરંતો,
બ્રહ્મા એહવું નામ ધરંતો, લાલન! નામ ધરંતો;
ભવ–ઉદ્વેગ લહી વનમાંહી,
[2]પંકજભૂ તપ કરતો ઉછાંહી, લાલન! કરતો ઉછાંહી. ૧
અઢાર કોડી વરસ તપ કરતાં,
ગયા પ્રજાપતિ કાનન ફરતાં, લાલન! કાનન ફરતાં;
ઇણે અવસર તિહાં ઈંદ્ર વિમાસે,
નિજ ઇંદ્રાણીને આગળ ભાસે, લાલન! આગળ ભાસે. ૨
બ્રહ્માનો તપ આવો હરાવી,
ઈમ નિસુણી ઋષિ પાસે તે આવી, લાલન! પાસે તે આવી;
પૂર્વતણી પરે નાટિક માંડી,
ચૂકાવ્યો ઋષિ ધ્યાનને છાંડી, લાલન! ધ્યાનને છાંડી. ૩
બ્રહ્મા તૂઠો કહે વર માગો,
[3]સુરસુંદરી કહે સાહિબ જાગો, લાલન! સાહિબ જાગો;
છાગ સુરા અમને આદરિયે,
કહે પ્રજાપતિ એ ન ઉચ્ચરિયે, લાલન! એ ન ઉચ્ચરિયે. ૪

---

૧–ચકલી ચકલાના વચનથી. ૨–બ્રહ્મા. ૩–ઈન્દ્રાણી.

તુમ સંસર્ગે લગે તપ જાયે,
ઋષિને છાગનો વધ ન કહાએ, લાલન ! વધ ન કહાએ;
પણ એ મદિરા પાણી સરીસી,
તિણે તુમ વચનથી અમો આદરશી, લાલન ! અમો આદરશી. ૫
મદિરા પાન કર્યો ઋષિ રણિયો,
બુભુક્ષાવશે છાગને હણિયો, લાલન ! છાગને હણિયો;
સુરાંગના સહ કીધી ક્રીડા,
સુખ સાંસારિક મૂકી તે [1]વ્રીડા, લાલન ! મૂકી તે વ્રીડા. ૬
રહ્યો અશેષ અલ્પ તપ છાંડ્યો,
દક્ષિણ દિશિ ફેર નાટિક માંડ્યો, લાલન ! નાટિક માંડ્યો;
લાજ લગે ન શકે જબ જોઈ,
કહે તપથી મુખ દક્ષિણ હોઈ, લાલન ! દક્ષિણ હોઈ. ૭
પ્રાચીન પશ્ચિમ ઉત્તર હોવે,
ચાર વદન સહુ તપ ફલ ખોવે, લાલન ! તપ ફલ ખોવે;
સુરવધૂ નાટિક અંબર ચલિયો,
પંચમ મુખ તવ બ્રહ્મા નિકલિયો, લાલન ! બ્રહ્મા નિકલિયો. ૮
ઇશ્વરે તે મુખ છેદ્યો વિપાકે,
હાસ્ય કરી ગઇ સુર-વહુ [2]નાકે, લાલન ! સુર-વહુ નાકે;
ચઉમુખ હુઓ પંચમ મુખ વામ્યો,
દાસપણો તેહ નારીનો પામ્યો, લાલન ! નારીનો પામ્યો. ૯
બ્રહ્મા પણ રમણીથી ચૂક્યો,
ધ્યાનતણું ફલ વનમાંહી મૂક્યો લાલન ! વનમાંહી મૂક્યો;
ભાનુ સહસ્ર કિરણ જુઓ ધરતો,
તિમિર-હરણ વસુધામાંહી ફરતો, લાલન ! વસુધામાંહી ફરતો. ૧૦

૧-શરમ. ૨-દેવલોકમાં.

ઇણિ અવસર રત્નાદે દેખી,
કરતો પ્રાર્થન સુગુણ ગવેખી, લાલન! સુગુણ ગવેખી;
સા કહે તાહરો તેજ ખમાએ,
નહિ તિણે કરી જો ન્યૂન થાએ, લાલન! જો ન્યૂન થાએ. ૧૧
વિધાતા પાસે જઈ છાનું,
ઓછું કરો રૂપ ઇમ કહે ભાનુ, લાલન! ઈમ કહે ભાનુ;
તવ લગે ઓછું કરૂં રૂપ તોલે,
મુખથી જબ લગે તું નહિ બોલે, લાલન! તું નહિ બોલે. ૧૨
સંઘાડે તવ ભાનુ ચઢાવ્યો,
[1]તાછતાં રવિ જબ દુઃખ પાયો, લાલન! જબ દુઃખ પાયો;
ઉપજે દુઃખ બહુત પોકાર્યો,
રીસ ચઢાવીને [2]ઘાતે ઉતાર્યો, લાલન! ઘાતે ઉતાર્યો. ૧૩
આદરી જઇ રત્નાદે દેવી,
સ્મરવિવશ દુઃખ સહિ સુખ સેવી, લાલન! સહિ સુખ સેવી;
[3]તિમિરારિ સુર–શ્રેણિમાં વડિયો,
તે સરીખો પણ સ્ત્રી–વશ પડિયો, લાલન સ્ત્રી–વશ પડિયો. ૧૪
ઈક વન ગાતમ–ઋષિ તપ કરતા,
નારી અહલ્યા સહ સુખ વરતા, લાલન! સહ સુખ વરતા;
ઈંદ્ર તે દેખી રૂપ [4]વિલેંબ્યો,
નારી અહલ્યા સહ સુખ સેવ્યો, લાલન! સહ સુખ સેવ્યો. ૧૫
દેખી માર્જાર–રૂપ નીકળતો,
શાપ દીએ ઋષિ કોપે તે બળતો, લાલન! કોપે તે બળતો;
ભગો સહસ્ર ભવ તવ ઇંદ્ર!
મનાવ્યો મલી સુરવૃન્દ મુનીન્દ્ર, લાલન! વૃન્દ મુનીન્દ્ર. ૧૬

---

૧–છોલતાં. ૨–ઘણાએ. ૩–સૂર્ય. ૪–આસક્ત થયો.

નેત્રસહસ્ર તે નામ કરાવ્યું,
નારી તણે વશે એ દુ:ખ ભાવ્યું, લાલન ! એ દુ:ખ ભાવ્યું;
ઇણિપરે ઋષિ તપસી સ્મર નડિયા,
ચૂક્યા તપ ભવ-પાસમાં પડિયા, લાલન ! પાસમાં પડિયા. ૧૭
જગ જનતા ઋષિ મૃગસમ જાણો,
ચક્રી સુરપતિ દ્વીપ વખાણો, લાલન ! દ્વીપ વખાણો;
કેશરી - સમ કંદર્પ કહાયો,
અષ્ટાપદ-સમ જિન મુનિરાયો, લાલન ! જિન મુનિરાયો. ૧૮
**સુરસુંદરીને** રાસ રસાલે,
ત્રીજા ખંડની સાતમી ઢાલે, લાલન ! સાતમી ઢાલે;
જન્મ લહી જિણે કામ વિહાયા,
ધન ધન તે **વીર** જનનીએ જાયા, લાલન ! જનનીએ જાયા. ૧૯

[ દોહરા. ]

કામ વિડંબન આગળે, સુરપતિ સરીખા રાંક;
અંગવિનાના સંગથી, પામ્યા કટુક વિપાક. ૧
મંડપકૌશિક મહઋષિ, તાપસમાં શિરદાર;
વિધવા સ્ત્રી રસે આદરી, સુખ વિલસે સંસાર. ૨
છાયા નામે તસ સુતા, સકલ કલા વિજ્ઞાન;
માતપિતા મન ચિંતવે, બેસી એકણુ થાન. ૩
આપણુ તીરથ કીજીએ, જિમ હુવે આગળ સાથ;
પણુ પુત્રી કહો કેહને, જઇએ ભળાવી હાથ. ૪
જિહાં થકી નવિ ઉપજે, કિંચિત્ પુત્રી વિનાશ;
તિહાં પુત્રીને મૂકીએ, એહવો એક કીનાશ. ૫
ઇમ ચિંતી યમરાયને, સુતા ભળાવી તેહ;
બિહું ચાલ્યા તીરથ ભણી, પુણ્ય કરણ ગુણ-ગેહ. ૬

## ઢાલ—આઠમી.

[ ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી—એ દેશી. ]

દેખી સુરૂપ તિહાં [1]રવિપુત્ર, નારીપણે આદરતો;
જાર પુરૂષના ભયથી છાયા, ઉદરમાંહી યમ ધરતો રે.
**પ્રાણી મદન વિડંબન જોજો—એ આંકણી૦** ૧
સ્નાન કરે ગંગામાં જ્યાહરે, તસ નઇ તીર ઠવંત;
વાયુદેવ સા—વાત લહીને, મિત્ર અગ્નિને કહંત રે. પ્રા૦ ૨
તો અગ્નિ ખપ માંડયો ઘણેરો, છાયાશું એક મન્ન;
અગનિ છાયા વિષય સુખ પ્રેમે, વિલસે યમથી પ્રચ્છન્ન રે. પ્રા૦ ૩
યમની ભીતથકી અગનિને, રક્ત—વિષય સા નાર;
ગુપ્તપણે વિષયસુખ સેવી, રાખે ઉદર મઝાર રે. પ્રા૦ ૪
વળી ઉદરમાં યમ રાખે તેહને, સુખ વિલસે નિજ ધામ;
સુર તેત્રીસ કોડી રહે ભૂખ્યા, અનલનો જાણે ન ઠામ રે. પ્રા૦ ૫
વિણુ અગનિ કહો કિમ અન્ન પાકે, ભૂખ કહો કિમ વામે;
ઈમ સુરલોક કોલાહલ દેખી, ઈંદ્ર સમાચાર પામે રે. પ્રા૦ ૬
[2]મઘવા વાયુ મિત્રને પૂછે, વાત સકલ તિણે ભાખી;
[3]વજ્રી વદે કરો પ્રગટ [4]શિખિને, લોક સકલ સુખ દાખી રે. પ્રા૦ ૭
પવને નિજ ઘર તેડયા ભોજન—કરવા સુરગણ જાણ;
સકલને એક એક આસન માંડયાં, યમને આસન ત્રણ્ય રે. પ્રા૦ ૮
કરજોડી વાયુ કહે યમને, ઉદર મધ્ય છે નારી;
ઈણિ આસન તે કાઢી બેસારો, યમનૃપે તામ બેસારી રે. પ્રા૦ ૯
*પવન કહે નારી તેં ધરીઓ,* પાવક ઉયર મઝાર;
આસન રિક્ત અછે તિણિ કારણ, વેગે કાઢી બેસાર રે. પ્રા૦ ૧૦

---

૧—યમ. ૨—ઈંદ્ર. ૩—ઈંદ્ર. ૪—અગ્નિને.

સા ભયભ્રાંત શિખિને કાઢી, થાપ્યો આસન જામ;
તે દેખી યમદેવ તે કોપ્યો, દેખો વિડંબન કામ રે. પ્રા૦ ૧૧
ડંડ ગ્રહી યમ મારણ ધાયો, તવ શિખી એકલો નાઠો;
કામવિવશ પાવક દુઃખ સહતો, વૃક્ષોપલમાં પેઠો રે. પ્રા૦ ૧૨
હજીય લગે જોયો મલે અગનિ, નીકળે કાષ્ટોપલથી;
સમરવિકાર વિગોપન ભાખી, પરશાસન–વ્યતિકરથી રે. પ્રા૦ ૧૩
અષ્ટાપદ જિણે બલે ઉપાડયો, સો દશમુખ પણ ચૂકયો;
નંદિષેણ મુનિ વેશ્યા–વયણે, ઓઘો મુહપત્તિ મૂકયો રે. પ્રા૦ ૧૪
આર્દ્રકુમર સરીખા [1]ઝુઝાર, તાસ ઉતાર્યા નીર;
વિશ્વત્રિતય ફરતો વિણુ શસ્ત્રે, નામે મદન ભટ વીર રે. પ્રા૦ ૧૫
આઠમી ઢાલ એ ત્રીજે ખંડે, ભાવે ભવી ચિત્ત ધરજો;
મદન વિડંબન દૂર કરીને, જગજસ શુભ સુખ વરજો રે. પ્રા૦ ૧૬

[ દોહરા. ]

ઇણ અવસર સુણજો તિહાં, ઓપમ લંક સમાન;
નિવસે સંત વસંતપુર, સૌખ્ય–સમૃદ્ધિ–નિધાન. ૧
[2]રિપુગણ–તમ–મર્દન–હરિ, શાસ્ત્ર–ગતિ મતિ સાર;
તે નગરીનો રાજિયો, શ્રીપતિ નામ ઉદાર. ૨
રાજકાજ ગુણ આગળો, પરપંચી વાચાલ;
મતિમેહર મંત્રીશ્વરુ, બુદ્ધિનિધાન કૃપાલ. ૩
હય ગય વેગ પરીક્ષતા, ધૈર્ય વીર્ય ગુણવાન;
ચંદ્રધવલ સેનાપતિ, યુદ્ધ સમય સાવધાન. ૪
વેદવેદાંગાર્થજ્ઞતા, જાપ હોમ કરે નિત;
આશીર્વાદ નૃપાગ્રકૃત, છે સુરદત્ત પુરોહિત. ૫

૧–લડવૈયો. ૨–શત્રુના સમૂહરૂપી અંધકારનો નાશ કરવા માટે સૂર્યસમાન.

તિણે નગરે શ્રેષ્ઠી વસે, નામ સુગુણ શ્રીદત્ત;
પુરોહિતશું છે તેહને, મિત્રભાવ ગુણ-રત્ત. ૬
ઈક દિન પૂછે મિત્રને, શેઠ ગુહ્યની વાત;
જો નારી ગુણવંત હોય, તો લહીએ સુખ સાત. ૭
વલતું પુરોહિત શેઠને, કહે નિધન-ગત-નાર;
તો પરણો નારી નવી, પણ સુણ એક વિચાર. ૮

## ઢાલ-નવમી.

[ ઇણે અવસર એક ડુંબનું રે, આવ્યું ટોલું એક રે, ચતુરનર-એ દેશી.]

મિત્ર કહે સુણ શેઠજી રે, નારી છે અસમાન રે, ચતુરનર !
જગમાં ચાર પ્રકારની હો લાલ;
પદ્મિની હસ્તિની ચિત્રિણી રે, શંખિની નારી એ જાણ રે, ચ૦
ભિન્ન ગતિ મતિ ચારની હો લાલ. ૧
ગંધ કમલ સમ પદ્મિની રે, હસ્તિની મદ્ય સમાન રે, ચ૦
ઉત્કટ ગંધ તે ચિત્રિણી હો લાલ;
ખારો ગંધ તે શંખિની રે, વળી નિસુણો ગુણવાન રે, ચ૦
મુખ-શોભા કરે પદ્મિની હો લાલ. ૨
હસ્તિની ઉર-શોભા કરે રે, ચિત્રિણી કટી તટી દેશ રે, ચ૦
પગ-શોભા કરે શંખિની હો લાલ;
કેશ સુહુમ ઘન પદ્મિની રે, હસ્તિની સૂક્ષ્મ કેશ રે, ચ૦
વાંકા કેશ તે ચિત્રિણી હો લાલ. ૩
કેશ દીર્ઘ શૂકર સમા રે, બોલે વિવેકવિલાસ રે, ચ૦
લગ્ન પરસ્પર શંખિની હો લોલ;
[1]બાલસે બેસે પદ્મિની રે, પીઠ હસ્તિનીતર કુલવાસ રે, ચ૦
ઘરગણુતી ફરે શંખિની હો લાલ. ૪

---

૧ બાલબચ્ચા સાથે.

તાંબૂલ વલ્લભ પદ્મિની રે, હસ્તિની વાલ્હો હાર રે, ચ૦
વાહલું ચીર તે ચિત્રિણી હો લાલ;
વાત ભલી પણ નવિ રૂચે રે, પરનિંદા અસરાલ રે, ચ૦
વાલ્હો કલહ નિત શંખિની હો લાલ. ૫
મોગરેલ તેલ પદ્મિની રે, હસ્તિની નાગરવેલ રે, ચ૦
તેલ સુગંધી મસ્તકે હો લાલ;
શ્લાધ્યવદન શિર શોભતે રે, ચિત્રિણી ઘાલે ધૂપેલ રે, ચ૦
ધૂલ ઘાલે શિર શંખિની હો લાલ. ૬
ઈત્યાદિક લક્ષણ કહ્યાં રે, કોકદેવની વાણ રે, ચ૦
પુણ્યે સવિ સુખ પામિયે હો લાલ;
ઈભ્ય સુતા એક જોવતાં રે, શ્રીમતી સુગુણ સુજાણ રે, ચ૦
તે પરણો શ્રીદત્તજી હો લાલ. ૭
અનુક્રમે પરણ્યા શેઠજી રે, વિલસે સુખ સંસાર રે, ચ૦
ગુણવતી શ્રીમતી નારીશું હો લાલ;
જિનવચને રતિ શુભમતિ રે, દાન માન ઉપગાર રે, ચ૦
દાને દંપતી સોહતાં હો લાલ. ૮
સવિ રૂડા સવિ બોલણા રે, કાર્યે સકલ સમરત્થ રે, ચ૦
ફોગટ જલધર ગાજતો હો લાલ;
દાન દીયંતે જાણીએ રે, જાસ પહિલા હત્થ રે, ચ૦
સીથપાક ભટની પરે હો લાલ. ૯
અન્ય દિવસ હવે શેઠજી રે, અર્જન ધન વ્યવસાય રે, ચ૦
દેશ વિદેશ વ્રજે યદા હો લાલ;
તદા પુરોહિત મિત્રને રે, સોંધ ભળાવી જાય રે, ચ૦
અન્ય દિવસ શ્રેષ્ઠી હવે હો લાલ. [?] ૧૦

ગેહ ભળાવી મિત્રને રે, શેઠ ચાલ્યો વ્યાપાર રે, ચ૦
અર્જન ધન દેશાન્તરે હો લાલ; [?]
મિત્ર પુરોહિત નિત્ય કરે રે, શ્રીમતી નારી સંભાળ રે, ચ૦
કામ કાજ તેહનાં કરે હો લાલ. ૧૧
શ્રીમતી રૂપ સરૂપતા રે, દેખી વ્યાપ્યો કામ રે, ચ૦
કામ તણી ચેષ્ટા કરે હો લાલ;
એક દિન તેહ જણાવતો રે, શ્લોક કરીને કામ રે, ચ૦
તાસ પડુત્તર સા કરે હો લાલ. ૧૨

[1]तथाहि–पुरोहित उवाच–

"काले प्रसुप्तस्य जनार्दनस्य, मेघांधकारासु च शर्वरीषु ।
मिथ्या न वक्ष्यामि विशालनेत्रे, ते प्रत्ययाय प्रथमाक्षरेषु ॥१॥"

[2]सा प्राह–

"नेह लोके सुखं किञ्चित, छन्नादितस्यांहसा भृशम् ।
मितं च जीवित नृणां, तेन धर्मे मतिं कुरु ॥ २ ॥"

---

૧–**ભાવાર્થઃ**–આ શ્લોકના ચાર પાદના પ્રથમ પ્રથમ અક્ષર-દ્વારા પુરોહિત કામની પ્રાર્થના કરે છે.

હે ! વિશાલ નેત્રવાળી સ્ત્રી મેઘથી અંધકારવાળી એવી ચોમાસાની રાત્રીમાં 'હું તને ઇચ્છું છું' તે હું જૂઠું નથી કહેતો. પ્રતીતિ–ખાત્રી માટે શ્લોકના ચારે પાદના પ્રથમ અક્ષરોથી 'कामेमि ते' એ પ્રમાણે મેં જણાવ્યું છે.

૨–**ભાવાર્થઃ**–આ શ્લોકના ચાર પાદના પ્રથમ પ્રથમ અક્ષર દ્વારા શ્રીમતી પ્રત્યુત્તર આપે છે.

હે ! પુરોહિત ! આ લોકમાં પાપવડે અત્યંત આચ્છાદિત થયેલા માનવીને થોડું પણ સુખ હોતું નથી. મનુષ્યનું જીવિત ક્ષણભંગુર છે માટે ધર્મમાંજ બુદ્ધિ રાખ. [ શ્લોકના ચાર પાદોના પ્રથમ અક્ષરોથી '**नेच्छामि ते**' હું તને ઇચ્છતી નથી. ]

## પૂર્વની ઢાલ ચાલુ.

દિન કેતે વીતે થકે રે, પુનરપિ આવ્યો તામ રે, ચ૦
પુષ્પાદિક તાંબૂલ દીએ હો લાલ;
નયન નચાવે નેહશું રે, જાય નિતુ તસ ધામ રે, ચ૦
એક દિન ઇણિપરે ઉચ્ચરે હો લાલ. ૧૩
શ્રીમતી નજરે નિરખીએ રે, હું તુઝ કંતનો મિત્ત રે, ચ૦
મે મતિ તવ ગુણુ રક્ત છે હો લાલ;
જલ વિણુ વેલી સૂકે સદા રે, નારી નર વિણુ નિત રે, ચ૦
મુઝ સાથે લીલા કરો હો લાલ. ૧૪
કંત વિદેશે ચાલિયો રે, દુ:ખ દીએ કુણુ પ્રાણુ રે, ચ૦
જેહશું નેહ તે વાલહો હો લાલ;
ઈમ નિસુણી સતી ઈમ કહે રે, શીલરયણુ ગુણુખાણુ રે, ચ૦
ઉત્તમ થઇ શું ઉચ્ચરો હો લાલ. ૧૫
તે નર ઉત્તમ જાણીએ રે, મરણુ અંગીકરત્ત રે, ચ૦
પણુ જન-વિરૂદ્ધ ન આચરે હો લાલ;
હિંસા અલીક વચન્નથી રે, પરધન પરવધૂ-રત્ત રે, ચ૦
જીવ નરક પ્રતે સંચરે હો લાલ. ૧૬
બાંધવ જાણી તુમ ભણી રે, દેઈ ભલામણુ કંત રે, ચ૦
દેશ ચલ્યો વિશ્વાસથી હો લાલ;
રક્ષણુ કારણે જે કરી રે, ચીભડાં વાડ ભખંત રે, ચ૦
તાસ રાવ કુણુ સાંભળે હો લાલ. ૧૭
રાણી ગુરૂપત્ની કહી રે, શેઠ-વધૂ નિજ માત રે, ચ૦
મિત્ર-વધૂ કહી પાંચમી હો લાલ;
એ પાંચે માતાસમી રે, એ નીતિ-શાસ્ત્રની વાત રે, ચ૦
ઉત્તમ નર ચૂકે નહિ હો લાલ. ૧૮

કહે પુરોહિત શું ઘણો રે, બોલો વિરૂઓ બોલ રે, ચ૦
રાખી જાણે ઘર આપણું હો લાલ;
તો મુઝ વયણ સમાચરો રે, કર મુઝશું કલ્લોલ રે, ચ૦
નરભવ લાહો લીજીએ હો લાલ. ૧૯
ઇમ નિસુણી સતી શ્રીમતી રે, કહે વિમાસી તામ રે, ચ૦
પહિલા પ્રહરમાં આવજો હો લાલ;
ઈમ સંકેત કરી ગયો રે, પુરોહિત નિજ ધામ રે, ચ૦
તવ ચિંતે સતી એકલી હો લાલ. ૨૦
કરી શૃંગાર સતી ગઈ રે, સેનાનીને પાસ રે, ચ૦
વાત સકલ કહી તેહને હો લાલ;
વલતું કહે સેનાપતિ રે, દેશું શિખામણ તાસ રે, ચ૦
મુઝ આગળ એ શું કરે હો લાલ. ૨૧
વારીશ હું પુરોહિતને રે, પણ મુઝને ઘર તેડ રે, ચ૦
કહે સતી મત ઉચ્ચરો હો લાલ;
ઉત્તમ થઈ કિમ બોલિએ રે, પરવધૂની તજો કેડ રે, ચ૦
અમૃતથી વિષ ઉછળે હો લાલ. ૨૨
સેનાની કહે થોડું લવો રે, મુઝ તેડે તુઝ લાજ રે, ચ૦
વધસેં વલતું સતી કહે રે લાલ;
તુમ વચન કુણ ઉથપે રે, તિણે કરી મહારાજ રે, ચ૦
બીજા પ્રહરમાં આવજો હો લાલ. ૨૩
તસ સંતોષી સતી ગઇ રે, મંત્રીશ્વરની પાસ રે, ચ૦
વાત સકલ કહે તેહને હો લાલ;
સેનાનીને વારજો રે, બોલે વયણ કુવાસ રે, ચ૦
મુઝ ઘર આવવા ખપ કરે હો લાલ. ૨૪

મંત્રી તવ વલતું વદે રે, મુઝ આગળ એ રાંક રે, ચ૦
સેનાપતિનું શું ગજું હો લાલ;
શિખામણ દેશું અમો રે, કાઢી એહનો વાંક રે, ચ૦
જિમ ન કરે ફરી એહવું હો લાલ. ૨૫
સેનાનીને વારશું રે, પણ મુઝને ઘર તેડ રે, ચ૦
વાન વધારૂં તાહરૂં હો લાલ;
કહે સતી દૂરે તજો રે, પર–રમણીની કેડ રે, ચ૦
બોલ્યે પૂરણ ઠર્યા હો લાલ. ૨૬
તુમ મુખથી શું નીકળે રે, નીરથી [1]શિખી પ્રતિકૂલ રે, ચ૦
[2]રોહિણી પતિથી ઉષ્ણતા હો લાલ;
મોટા છોટાઈ કરો રે, નિજ શિર ઘાલો ધૂલ રે, ચ૦
કુંજરપરે અવિવેકથી હો લાલ. ૨૭
મંત્રી કહે થોડું લવો રે, મુઝ આવે તુઝ વાન રે, ચ૦
વધશે વલતું સતી કહે હો લાલ;
તુમ વચન કુણ ઉથપે રે, સુણજો સુગુણ નિધાન રે, ચ૦
ત્રીજે પ્રહરે આવજો હો લાલ. ૨૮
ઈમ સંતોષી સતી ગઈ રે, શ્રીમતી નરપતિ પાસ રે, ચ૦
વિનય કરીને ઇમ કહે હો લાલ;
મતિમહેર તુમ મંત્રવી રે, સાહિબ વારો તાસ રે, ચ૦
મુઝ ઘર આવવા ખપ કરે હો લાલ. ૨૯
સા–દેખી મોહ્યો થકો રે, ભૂપ કહે એ રાંક રે, ચ૦
મુઝ આગળ એ શું કરે હો લાલ;
મંત્રીશ્વરને વારશું રે, કાઢી એહનો વાંક રે, ચ૦
પુનરપિ જિમ ન કરે ફરી હો લાલ. ૩૦

૧–અગ્નિ ૨–ચન્દ્રથી.

શિખામણ દેશું અમો રે, પણ મુઝને ઘર તેડ રે, ચ૦
મુઝ સંગે રંગે રમો હો લાલ;
કહે સતી તજીએ સદા રે, પર–રમણીની કેડ રે, ચ૦
રાય પ્રજાનો પિતા કહ્યો હો લાલ. ૩૧
પરાન્ન પરવસ્ત્ર કહ્યો રે, વિસહરશું અતિ રોલ રે, ચ૦
પરશય્યા પરકામિની હો લાલ;
પરનિંદા પરવેશ્મને રે, દુર્જનશું કલ્લોલ રે, ચ૦
ઉત્તમ નર દૂરે તજો હો લાલ. ૩૨
રાય કહે થોડું લવો રે, ધણી પ્રજાનો રાય રે, ચ૦
ધણી વચન કુણ ઉથપે હો લાલ;
કહે સતી કુણ ઉથપે રે, તુમ વચન નરરાય રે, ચ૦
ચોથે પ્રહરે આવજો હો લાલ. ૩૩
ઈમ સંકેત કરી જુજૂઆ રે, નિજ ઘર ગઈ સતી સાચ રે, ચ૦
પલ્યંક જઈ બેઠી સતી હો લાલ;
હૃદયારામે ચિંતવે રે, વલગ્યા ચાર પિશાચ રે, ચ૦
શીલ રયણ કિમ રાખશું હો લાલ. ૩૪
શીલથી સદ્ગતિ પામીએ રે, લહીએ સૌખ્ય વિશાલ રે, ચ૦
**જસ શુભ** સંપદ પામીએ હો લાલ;
**સુરસુંદરીના** રાસની રે, એ કહી નવમી ઢાલ રે, ચ૦
ત્રીજે ખંડે જાણજો હો લાલ. ૩૫

[ દોહરા. ]

નિજ મંદિર પાસે અછે, પાડોસણી સહિ એક;
શ્રીમતી તસ મંદિર જઈ, શીખવે તાસ વિવેક. ૧
ચાર ઘડી રહે પાછલી, રયણીની નિરધાર;
અતિ રડતી ઉઘડાવજે, મુઝ મંદિરના દ્વાર. ૨

પત્ર ફૂટ વંચાવજે, નિધન થયો તુઝ નાહ;
ઇમ શિખામણ દેઈ કરી, નિજ ઘર આવી ઉછાંહ. ૩
દીર્ઘ – મંજૂષા એક છે, ચાર વખારાવંત;
સજ્જ કરી બેઠી ઘરે, દાસી સહિત નચિંત. ૪

## ઢાલ—દશમી.

[ ધન ધન જિનવાણી—એ દેશી. ]

નિજ દાસીને કહે સતી તામ, આવે પુરોહિત જામ રે;
ગતિ કામની જોજો૦
આદર કરી તસ દેજો માન, પછે મુઝને કરજો સાન રે.
ગતિ કામની જોજો૦ ૧
વસ્ત્ર કોથલી કરજો હાથ, પલ્યંક લગે જજો સાથ રે; ગ૦
કહેજો ઇમ બેસો ઇણે ખાટ, સ્વામિની જોવે વાટ રે. ગ૦ ૨
તિમિરહરણ [1]હરિ જગમાં ભમતો, પુરોહિતને અણુગમતો રે; ગ૦
જાર પુરૂષ નારી દિન–ઈંદો, ચોરને ન ગમે ચંદો રે. ગ૦ ૩
કૌતુક જોવા શીઘ્ર ચલંતો, પશ્ચિમ વાસ કરંતો રે; ગ૦
પુરોહિત તવ અતિ ઉલ્લટ ધરતો, અંગે સજાઇ કરતો રે. ગ૦ ૪
વસ્ત્રાભરણ કુસુમ તંબોલ, પહિરે શૃંગાર સોલ રે; ગ૦
જાણે પુરોહિત કારજ સિદ્ધો, લાખ દ્રવ્ય કર લીધો રે. ગ૦ ૫
સાંજ સમે આવ્યો રસ ગિદ્ધો, દાસીએ આદર દીધો રે; ગ૦
સ્વામી પધારો મધ્ય આવાસે, આવ્યો શ્રીમતી પાસે રે. ગ૦ ૬
શ્રીમતી તસ સત્કાર કરંતી, આસન અગ્ર ધરંતી રે; ગ૦
જે આપે તે સવિ કર લેતી, દાસીને શિક્ષા દેતી રે. ગ૦ ૭
તૈલાભ્યંગન મજ્જન કરજો, આગલ આસન ધરજો રે; ગ૦
સર્વ ભોજન સામગ્રી કરાવો, રાત્રી પ્રહર ગમાવો રે. ગ૦ ૮

---

૧—સૂર્ય.

દાસી પણ તે રીતે કરતી, શ્રીમતી આગલ ફરતી રે; ગ૦
દુગ્ધાદિક સવિ ભોજ્ય કરીને, કહે સતી હેત ધરીને રે. ગ૦ ૯

[1]अथ श्रीमती पुरोहितायाशनाद्याग्रहमकरोत्तथाहि–

पिब विद्वन् ! दुग्ध–महाममितिदं, कफमारुतपित्तजरापहरम् ।
मदनोदय–योषितनृत्यकरम्, सुरभिस्तननिःसृतपापहरम् ॥ १ ॥
सूक्ष्मं गोधूमचूर्णं घृतगुडसहितं नालिकेरोरुखंडम्,
द्राक्षाखर्जूरसूंठीतजमरिचयुतं पेशलं नागपुष्पम् ।
पक्त्वा लोहे कटाहे टलपटुलटलं पावकेम न्दकान्तौ,
धन्यैर्हेमन्तकाले प्रचुरघृतयुता भुज्यते लापनश्रीः ॥ २ ॥
हिंगूजीरैर्मरीचैर्लवणदलयुतैरार्द्रकैः पूर्णगर्भैः,
स्निग्धस्वादप्रपूर्णपरिमलबहुलः कोमलः कुङ्कुमाभः ।
लग्नो दन्तान्तराले मरुममरुमरुत्स्पृष्टविस्पृष्टशब्दः,
नाधन्यानां कपोले प्रविशति वटकः कामिनीप्रेमदत्तः ॥ ३ ॥
इत्येते वरमोदकाः सुरनरश्रेणीमनोमोदकाः,
किंवामी घनखण्डमण्डकवरा पीयूषपूर्णाकराः ।
यस्यैते घृतमोदका रसयुता आस्यातते पूरकाः,
यत्किञ्चित् तव राजते चितयहो विद्वन् स्वभक्षं कुरु ॥ ४ ॥
घृतपूरसुगन्धलवङ्गयुतैः, कर्पूरकरम्बमभीष्टमनैः ।
सितशालिविचालिसुदालिभृतैः, कुरु विद्वन्! भोजनसौख्यकृतैः ॥५॥

---

૧–હવે શ્રીમતીએ પુરોહિતને ભોજન માટેનો આગ્રહ કર્યો, તેનું વર્ણન આ આઠ શ્લોકોમાં છે. શ્લોકો અશુદ્ધ જણાય છે અને શુદ્ધ પ્રત મેળવી શકાઇ નથી એટલે જેવા છે તેવા જ મૂકીને અત્રે તેનો અર્થ આપવામાં આવ્યો નથી.

घृत भक्षसि विद्वन् ! सद्यतयं, दीपमन्मथकामिनीचित्तहरम् ।
यदि इच्छसि भोगविभोग यदा, रतरंगवसंतशरीर तदा ॥ ६ ॥
दधि भक्षसि विद्वन् ! खण्डयुतम्, मरिचाननमिश्रितगन्धसमम् ।
रुचिकामबलप्रदपुष्टिकरम्, सह सिन्धवजीरकवातहरम् ॥ ७ ॥
हिमसीतमुनिर्मलकुम्भयुतैः, कर्पूरसुवासनपवनहृतैः ।
रमणीकरकनककचोलभृतम्, पिब विद्वन् ! वारि सदारमृतम् ॥ ८ ॥

## તંબોલ સંબંધી વિચાર.

[ દોહરા. ]

પહિલું પત્ર મુહ દિઠ વિણુ, ભખે [1]ફોફલ જેહ;
સાત જન્મ દાલિદ્રિયો, નિર્ધન હુવે તેહ. ૧
પત્ર અગ્ર ને બીટ નસ, એ ચૂંટયા વિણુ ખાય;
દૂષણુ બહુલાં અનુક્રમે, દાલિદ્ર—રૂપ તે થાય. ૨
પત્ર અગ્ર બ્રહ્મા વસે, [2]સારદ પત્રહ મૂલ;
વચલી નસે [3]કાત્યાયની, તિણે એ કરવાં દૂર. ૩

[ ચોપાઈની–દેશી. ]

અંગૂઠા પાસે તર્જની, ચૂને લેવે તે વર્જવી;
પત્ર પુંઠિ તિણી લિપી ખાય, સુરાપાન સરખુ કહેવાય. ૪
ચૂનો અંગૂઠે લીજીએ, પત્ર મધ્ય લેપન કીજીએ;
તે તંબોલ ભખે સુખ હોય, અમૃતપાન સમ કહીએ સોય. ૫
ઇણે વિવેકે ખાધા પાન, મૃગમદ કપૂરમાંહી વિજ્ઞાન;
શ્રીમતી કહે પુરોહિત ઉછરંગ, જિણે ખાધા તિણે પામ્યો રંગ. ૬

૧-સોપારી. ૨—સરસ્વતી. ૩—પાર્વતી.

## પૂર્વની ઢાલ ચાલુ.

ઇણિપરે ભોજન સરસ કરાવી, રયણી એક પ્રહર ગમાવી રે; ગ૦
જઇ પલ્યંકે બેઠો સાર, સેનાની આવ્યાં ઘર-બાર રે. ગ૦ ૧૦
સાન કરી કહે ઉઘાડો બાર, પુરોહિત કહે કુણ દ્વાર રે; ગ૦
શ્રીમતી કહે ન લહું કુણ કાજ, સેનાની આવ્યા મહારાજ રે. ગ૦ ૧૧
સાંભળી શબ્દ પુરોહિત જંપે, તસ્કરપરે તનુ કંપે રે; ગ૦
કરો પ્રચ્છન્ન રખે મુઝ દેખે, શ્રીમતી તામ ઉવેખે રે. ગ૦ ૧૨
તેડચા કુણે જે તમો ઇહાં આવ્યા, રોઝ તણી પરે ભાવ્યા રે; ગ૦
કિહાં પ્રચ્છન્ન કરૂં કહો છાને, પેસો મંજૂષને ખાને રે. ગ૦ ૧૩
પેઠો પુરોહિત તતખિણ જામ, તાળુ દીયે સતી તામ રે; ગ૦
સેનાની ઘરમાંહી આવ્યા, સકલ સામગ્રી લાવ્યા રે. ગ૦ ૧૪
જેહ દીએ તે હાથે ધરતી, નવી સજાઇ કરતી રે; ગ૦
કરતાં સકલ સજાઇ તામ, પૂર્ણ થયાં [1]દ્વય-યામ રે. ગ૦ ૧૫
મંત્રીશ્વર આવ્યા તિણિવાર, સેનાની કહે કુણ દ્વાર રે; ગ૦
વલતું કહે સતી શ્રીમતી નાર, છે મંત્રીશ્વર ઘર-બાર રે. ગ૦ ૧૬
શે કારણ આવ્યો તુઝ ધામ, શું જાણું હશે કોઈ કામ રે; ગ૦
તો વહિલી મુઝને સંતાડ, તું પછે બાર ઉઘાડ રે. ગ૦ ૧૭
કિહાં પ્રછન્ન કરૂં કહો છાને, પેસો મંજૂષને ખાને રે; ગ૦
બીજે વખારે પેઠા જામ, તાળુ દીએ સતી તામ રે. ગ૦ ૧૮
મંત્રી નિજ મંદિરમાં લેવે, શ્રીમતી ભક્તિ કરેવે રે; ગ૦
ચોથે પ્રહરે પધાર્યા રાય, મંત્રી પેઠા તિણે ઠાય રે. ગ૦ ૧૯
તૃતીય વખારે તાલક દેતી, નૃપને મંદિર લેતી રે; ગ૦
કરતાં ભક્તિ નરિંદની સાર, નિશિ ચરમ રહી ઘટી ચાર રે. ગ૦ ૨૦

૧-બે પહોર.

તતખિણુ પાડોસણુ જઈ બાર, કરે અત્યંત પોકાર રે; ગ૦
શ્રીમતી સાંભળ તુઝ ભરતાર, માઠો આવ્યો સમાચાર રે. ગ૦ ૨૧
આવી કુટુંબ સહિત હું વહેલી, બાર ઉઘાડ સહેલી રે; ગ૦
ઇમ નિસુણી સતી મૂર્ચ્છા પામે, રૂદન કરે તિણે ઠામે રે. ગ૦ ૨૨
રાય કહે રાખો મુઝ છાને, પેઠા મંજૂષને ખાને રે; ગ૦
તાળુ દીયે સતી તુર્ય વખારે, કૂંચી ઘરણી મઝાર રે. ગ૦ ૨૩
ઉગ્યો સૂર્ય હુઓ પરભાત, શેઠની સહુ કરે વાત રે; ગ૦
મૂઓ અપુત્રિઓ ઈક વ્યવહારી, વાત કરે દરબારી રે. ગ૦ ૨૪
તાસ સિરિ દરબાર મગાવે, રાણી રાય શોધાવે રે; ગ૦
રાય પ્રધાન ન કોઈ દીઠા, અરિ–ભયથી શું નાઠા રે. ગ૦ ૨૫
ચાર મિલી ગયા છે કુણુ કામ, વાત એ સકલ વિરામ રે; ગ૦
રાણી કહે સેવકને તામ, આણો સિરિ મુઝ ધામ રે. ગ૦ ૨૬
સેવક શેઠ તણે ઘર જાય, કહે લચ્છી કુણુ ઠાય રે; ગ૦
કહે સતી એ મંજૂષ–મઝારે, મૂકી છે ભરતારે રે. ગ૦ ૨૭
ઠામ અવર ન લહું હું કોય, તામ ઉપાડે સોય રે; ગ૦
સેવક કષ્ટે કરી જઈ વહેલી, અંતેઉરમાં મહેલી રે. ગ૦ ૨૮
રાણી જાણી અતિ ઘણુ ભાર, ચિંતે હૃદય મઝાર રે; ગ૦
નૃપ આવ્યા પહેલું કાંઇ છાનું, કાઢી લીઉં એક ખાનું રે. ગ૦ ૨૯
તાળુ પ્રથમ ઉઘાડ્યું જામ, પુરોહિત પ્રગટ્યા તામ રે; ગ૦
લહી આશ્ચર્ય કહે નૃપ–ઘરણી, એહ કિસી તુમ કરણી રે. ગ૦ ૩૦
હસત વદન પુરોહિત ભાસે, આગળ કૌતુક થાસે રે; ગ૦
બીજું તાળુ ઉઘાડી જોજો, પછે મુઝ દૂષણુ દેજો રે. ગ૦ ૩૧
અનુક્રમે તે ચારે નીકળિયા, પરસ્પર દૃષ્ટે મળિયા રે; ગ૦
નીચું જોઈ રહ્યા તિણિવાર, જોજો મદન–વિકાર રે. ગ૦ ૩૨

વિશ્લથ વસન ક્રીડા લહી નાઠા, નિજ મંદિર જઇ પેઠા રે; ગ૦
ચિંતે પુરોહિત બેસી ધામ, નારી તણું જુઓ કામ રે. ગ૦ ૩૩

## यतः सूक्तमुक्तावलौ–

[१]"सम्मोहयन्ति मदयन्ति विडम्बयन्ति, निर्भर्त्सयन्ति रमयन्ति विषादयन्ति ।
एताः प्रविश्य सदयं हृदयं नराणां, किं नाम वामनयना न समाचरन्ति ? ॥१॥
[२]"अश्वप्लुतं माधवगर्जितं च, स्त्रीणां चरित्रं भवितव्यता च ।
अवर्षणं चापि च वर्षणं च, देवा न जानन्ति कुतो मनुष्याः ? ॥२॥"

વાહલા વિસસીએ નહિ, એ ત્રિહું એણે સંસાર;
ઇક વૈરીને વિષહર, અને વિરક્તિ નાર. ૩
વૈરી રૂઠો દાહ દીએ, વિષહર ચાંપ્યો ખાય;
ચિત્ત વિરત્તિ ગોરડી, બાલી વિષ દેઈ જાય. ૪

## પૂર્વની ઢાલ ચાલુ.

[૩]શૃંગી અનલ જલ નૃપ અસિધારો, વેશ્યાનારી સોનારો રે; ગ૦
એ વિશ્વાસ મ કરશ્યો કોય, પોષ્યાં નિજ નવિ હોય રે. ગ૦ ૩૪

---

૧–**ભાવાર્થ**:–સ્ત્રીઓ પુરૂષોને મોહ પમાડે છે, ઉન્મત્ત બનાવે છે, વિડમ્બના પમાડે છે, તર્જના કરે છે, ક્રીડા કરાવે છે અને ખેદ પમાડે છે. વધારે શું કહેવું? આ સ્ત્રીઓ મનુષ્યના કોમળ હૃદયમાં પ્રવેશ કરીને શું નથી કરતી? [સૂ. મુ. અધિકાર-૯૯ શ્લો-૧૦]

૨–**ભાવાર્થ**:–અશ્વ-ઘોડાની ગતિ, વૈશાખ માસની ગર્જના, સ્ત્રી ચરિત્ર, ભવિતવ્યતા, અવૃષ્ટિ અને વૃષ્ટિ આ છ વસ્તુને દેવો પણ નથી જાણી શકતા તો પછી મનુષ્યો તો ક્યાંથી જ જાણે? [સૂ–મુ–અધિકાર–૧૨૭ શ્લો ૬૫]

૩–એક જાતનું વિષ.

તેડાવે નૃપ શ્રીમતી નાર, પહેરાવે અલંકાર રે; ગ૦
સતી સુખાસણ બેસી ઉદારે, ગઈ નિજ ઘર પરિવારે રે. ગ૦ ૩૫
દિન કેતે આવ્યો ભરતારો, પુણ્યે જય જયકારો રે; ગ૦
રત્નજટી ચિત્તચિંતે એમ, રખે મુઝ નીપજે તેમ રે. ગ૦ ૩૬
ત્રીજો ખંડ એ રાસ રસાલે, તેહની દશમી ઢાલે રે; ગ૦
શુભ ચિત્તે જિણે કામ વિહાયા, તિણે વીર બિરૂદ ધરાયા રે. ગ૦ ૩૭

[ દોહરા. ]

ઇણિપરે ખેચર ચિંતવી, કરી નિશ્ચય નિજ મન્ન;
ઉક્ત વચણ નવિ પાલટે, તે જગમાં ધન ધન્ન. ૧
વચને પાંડવ વન વસ્યા, વચન કાજે સિરિ રામ;
લંક બિભીષણ થાપીઓ, રાવણ હણિયો જામ. ૨
વચન કાજે હરિશ્ચંદ્રજી, નીચ-ઘર નીર ભરંત;
જિણે મુખ વાચ અવાચ હુય, ધિગ તસ જન્મ કહંત. ૩
સત્ય વિના સુખ જગ નહિ, કો ન કરે વિશ્વાસ;
સત્ય થકી સંપદ મલે, સત્ય જિહાં ઘટ સાસ. ૪
ચાર નારીને ઇમ કહે, ભક્તિ કરો ધરી નેહ;
દિન થોડામાં બહેનડી, વોલાવું નિજ ગેહ. ૫
ઇમ નિસુણી ચારે પ્રિયા, નણદીની કરે ભક્તિ;
પ્રથમ નારી ભક્તિ કરે, પ્રેમ સહિત વર યુક્તિ. ૬

## ઢાલ—અગ્યારમી.

[ જીરે મારે લોભ તે દોષ અથોભ—એ દેશી. ]

જીરે મારે નણદીની કરે ભક્તિ, નારી પ્રથમ ખેચર તણી જીરેજી;
જીરે મારે મન ઇપ્સિત દીએ તાસ, મેવા મીઠાઈ અતિ ઘણી જીરેજી. ૧
જીરે મારે કહે તુમ બાંધવ પાસ, રૂપ પરાવર્તન તણી જીરેજી;
જીરે મારે વિદ્યા છે ગુણ ગેહ, લેજો નણદી સુખ ભણી જીરેજી. ૨

જીરે મારે બીજી ભક્તિ કરંત, અદૃષ્ટીકરણી ભલી જીરેજી;
જીરે મારે વિદ્યા છે સુખદાય, લેજો નણુદી તે વલી જીરેજી. ૩
જીરે મારે ત્રીજી ભક્તિ કરંત, પર વિદ્યા છેદન તણી જીરેજી;
જીરે મારે શિખજો નણુદી તેહ, વિદ્યા સકલ શિરોમણિ જીરેજી. ૪
જીરે મારે ચોથી કહે પતિ પાસ, કુંજર શત બલ જેહથી જીરેજી;
જીરે મારે થાય તે લેજો બહેન, અરિગણુ જીતીએ તેહથી જીરેજી. ૫
જીરે મારે ઇણિપરે ચાર વધૂક્ત, બોલ ચાર સતી ચિત્તગ્રહે જીરેજી;
જીરે મારે સુરસુંદરીને ઇમ, અન્ય દિવસ ખેચર કહે જીરેજી. ૬
જીરે મારે તુઝ ગુણુગણુ સહકારે, મુઝ મન કીરને સુખ ઘણું જીરેજી;
જીરે મારે તુઝ વિયોગનું દુઃખ, એક મુખે તે કિમ ભણું જીરેજી. ૭
જીરે મારે એટલા દિન સુણુ બહેન, ભક્તિ કશી ન કરી ઘણી જીરેજી;
જીરે મારે પુન્ય પનોતી બાલ, તુંતો સકલ સોભાગિણી જીરેજી. ૮
જીરે મારે હંસ ગએ સર છોડી, હંસ સરોવર નહિ મણા જીરેજી;
જીરે મારે તે સરને હોએ હાણુ, ભમરાને પુષ્પજ ઘણા જીરેજી. ૯
જીરે મારે જિહાં જાશો તિહાં આપ, જસ સુખ સંપદ સંભવે જીરેજી;
જીરે મારે કિમ કહિએ તમો જાઓ, રસના શતખંડજ હુવે જીરેજી.૧૦
જીરે મારે જગમાંહી કહો કુણુ, નવિ વંછે ગુણુવંતને જીરેજી;
જીરે મારે ઉમાહ્યો મનમાંહી, જો મલવા હુએ કંતને જીરેજી.૧૧
જીરે મારે તો બેનાતટ તુજ, વોળાવી આવું સહી જીરેજી;
જીરે મારે માંગી લીઓ તુમે કાંઈ, જે જોઇએ તે મુઝ કહી જીરેજી.૧૨
જીરે મારે કહે સતી સુણુ વીર, પાર નથી તુમ ગુણુ તણો જીરેજી;
જીરે મારે સુખમાં તુમ ઉત્સંગ, કાલ ઇહાં વોલ્યો ઘણો જીરેજી.૧૩
જીરે મારે તે સવિ તુમ્હ પસાય, પુન્યવતી ચારે વહુ જીરેજી;
જીરે મારે મુઝને શીખવો તેહ, વિદ્યા જે તુમને કહું જીરેજી.૧૪

જીરે મારે ચાર વધૂ કહી તેહ, વિદ્યા શીખી સધાવિયો જીરેજી;
જીરે મારે ઉત્તમ નર ઇમ જાણુ, ઉપગારી પૂરણુ થયો જીરેજી. ૧૫.
જીરે મારે હવે સુરસુંદરી તામ, મોકલાં મન સહુશું કરી જીરેજી;
જીરે મારે મલિયા સજ્જન લોક, બોલાવે સતી હિતધરી જીરેજી. ૧૬
જીરે મારે ખેચરી પૂજી પાય, કહે અમ સાર કહાવજો જીરેજી;
જીરે મારે સમરી બાંધવ તુમ્હ, બાઇ વહેલાં આવજો જીરેજી. ૧૭
જીરે મારે બેસારી થિર ચિત્ત, ખેચરે નિજ વિમાનમાં જીરેજી;
જીરે મારે લાવી મૂકી ત્યાંહ, બેનાતટ ઉદ્યાનમાં જીરેજી. ૧૮
જીરે મારે ઢાલ અગ્યારમી એહ, ત્રીજે ખંડે જાણજો જીરેજી;
જીરે મારે ખેચર પરે **શુભવીર**, પર ઉપગાર રસિક હજો જીરેજી. ૧૯.

[ દોહરા. ]

સતી તિહાં મેલી કરી, ગુણ ધરી ચિત્ત મઝાર;
નિજ લોચન આંસુંભરી, હઈડે દુ:ખ અપાર. ૧
ગુણ દેખાડી જે ગયા, ઉજ્જવલ હૃદય પવિત્ત;
તે સજ્જન કિમ વિસરે, ક્ષણ ક્ષણ આવે ચિત્ત. ૨
કિમહિ ન પાછો તે વલે, નયણે [1]પાવસ-વૂઠ;
જે સજ્જન સન્મુખ ગયા, તે કિમ દેવે પૂંઠ. ૩
સુંદરીને ઇણિ પરે કહે, ખેચર સુગુણ નિધાન;
તુઝ વિણુ તે ઘટી યામ-સમ, વાસર વરસ સમાન. ૪

## ઢાલ-બારમી.

[ તોરણુથી રથ ફેરવી રે હાં-એ દેશી. ]

રત્નજટી ખેચર કહે રે હાં, એતા દિન આનંદ; **મેરે મનવસી૦**
તે દિન કહિએ આવશે રે હાં, દેખશું તુમ મુખચંદ. **મેરે મનવસી૦** ૧.

૧-આંસુની વૃષ્ટિ.

એહની સાથે પ્રીતડી રે હાં, કીધી ઘણે સનેહ; **મેરે મનવસી૦**
દૈવ વિછોહો પાડિયો રે હાં, પૂરી ન પડી તેહ **મેરે મનવસી૦** ૨
ઉત્તમ સાથે ગોઠડી રે હાં, જો મેલે કિરતાર; **મેરે૦**
તો કાંઇ વિછોહ પાડિયો રે હાં, કાંઈ દુઃખ દીઓ અપાર. **મેરે૦** ૩
મન ઉલ્લસતો માહરો રે હાં, દેખી જસ મુખ શ્વેત; **મેરે૦**
તે સજ્જનથી વિછડ્યાં રે હાં, ઝૂરણ લાગ્યા નેત્ર. **મેરે૦** ૪
[1]નમણા [2]ખમણાં બહુ ગુણા રે હાં, જિમ [3]કલ્યાણ કસંત; **મેરે૦**
એહવા સજ્જન માહરા રે હાં, હૃદય–કમલમાં વસંત. **મેરે૦** ૫
વિસાર્યાં નવિ વિસરે રે હાં, ચિતારિયા દહંત; **મેરે૦**
સજ્જન હિયડે વસી રહ્યાં રે હાં, સુપને આવી મલંત. **મેરે૦**
બહેની ચાલ્યાં વિદેશડે રે હાં, ઉભો મેલી નિરાસ; **મેરે૦**
હઇડામાંહી આજથી રે હાં, માશે નહિ નિસાસ. **મેરે૦** ૭
થોડા બોલા ઘણુ સહા રે હાં, નાણે મનમાં રીસ; **મેરે૦**
એહવાં સજ્જન તો મલે રે હાં, જો તુસે જગદીશ. **મેરે૦** ૮
બહેની મુખ દેખી કરી રે હાં, પૂરવતી મન હામ; **મેરે૦**
તુમ સહ ચૈત્ય જુહારતા રે હાં, મૂકી ભવનાં કામ. **મેરે૦** ૯
ભોજન વેલા સાંભળે રે હાં, કરતા મનની વાત; **મેરે૦**
કહિયે સયણ ન વિસરે રે હાં, ધ્યાન ધરૂં દિનરાત. **મેરે૦** ૧૦
મીઠાં વચન સુણાવતી રે હાં, કરતી શીતલ ગાત; **મેરે૦**
દૈવે વિછોહો પાડિયો રે હાં, કિમ જાશે દિન રાત. **મેરે૦** ૧૧
શ્રાંત જગતના જીવને રે હાં, [4]વિશ્રામના ત્રિણ ઠાય; **મેરે૦**
સુઅંગજ નિજ અંગના રે હાં, ઉત્તમ સંગ સહાય. **મેરે૦** ૧૨
મુખ દિઠાં મીઠાં ગમે રે હાં, અમી–ભર્યાં દો નયણ; **મેરે૦**
સજ્જનીયાં સાલે નહિ રે હાં, સાલે સજ્જન–વયણ. **મેરે૦** ૧૩

---

૧–નમસ્કાર. ૨–ક્ષમા. ૩-સુવર્ણ. ૪-શાન્તિનાં.

એહની હૃદય-કમલ વસી રે હાં, નયણે નવિ દીસંત; મેરે૦
જનમારો કિમ જાયશે રે હાં, મુઝ મન સબલી ચિંત. મેરે૦ ૧૪
બહેની તોરે શુભ ગુણે રે હાં, મુઝ મન વીંધ્યો જોર; મેરે૦
ચિત્ત વિકસે તુઝ દરિશને રે હાં, જીમ ઘન-વૂઠે મોર. મેરે૦ ૧૫
બહેન ચલ્યાં પરદેશડે રે હાં, ક્યું કરી મલીયે જાય; મેરે૦
દૈવે ન દીધી પાંખડી રે હાં, ન મલે કોય ઉપાય. મેરે૦ ૧૬
સજ્જન સાથે પ્રીતડી રે હાં, કીધી-થી સુખ કાજ; મેરે૦
સુખ સુપના જ્યું વહિ ગયો રે હાં, દુઃખ લાધો ફરી આજ. મેરે૦ ૧૭
સજ્જન તુમશું વાતડી રે હાં, જે કીધી દોઇ ચાર; મેરે૦
તે સંભારી જીવને રે હાં, એહિજ મુઝ આધાર. મેરે૦ ૧૮
શું કહિએ તુઝને ઘણું રે હાં, મુઝ મત વિસારેહ; મેરે૦
એક વાર એક વરસમાં રે હાં, હિતશું ચિતારેહ. મેરે૦ ૧૯
બહેન સંદેશા આપજો રે હાં, સુગુણા માણુસ-સાથ; મેરે૦
આણીને તે મુઝ પ્રતિ રે હાં, આપે હાથો-હાથ. મેરે૦ ૨૦
કહે સતી વલતું તિહાં હો રાજ, સુણુ બાંધવ એક વાત; મેરે૦
મોટો તુમ ઉપગાર છે હો રાજ, મુઝ દીધી સુખ સાત. મેરે૦ ૨૧
બાંધવ તું મુઝ મન વસે હો રાજ, જ્યું ચકવી મન ભાણુ; મેરે૦
વિસારૂં તુઝને નહિ હો રાજ, જબ લગે ઘટમેં પ્રાણુ. મેરે૦ ૨૨
બાંધવ તું મુઝ વાલહો હો રાજ, જેહવો વાહલો દામ; મેરે૦
અષ્ટ પ્રહર હઇડા થકી હો રાજ, કદી ન મેહલું નામ. મેરે૦ ૨૩
બહુ કષ્ટે પાછો વલ્યો હો રાજ, રત્નજટી નિજ ધામ; મેરે૦
પહુંતો નિજ વિમાનશું હો રાજ, કરતો સતી ગુણ ગ્રામ. મેરે૦ ૨૪
ત્રીજે ખંડે બારમી હો રાજ, ઢાલ કહી ગુણ રાગ; મેરે૦
**વીર** કહે ભવિ-પ્રાણિયા હો રાજ, ઉત્તમશું ધરો રાગ. મેરે૦ ૨૫

[ દોહરા. ]

હવે સતી સુરસુંદરી, વિદ્યા ચાર પ્રસિદ્ધ;
નારી રૂપજ પરિહરી, નિરૂપમ નરરૂપ કીધ. ૧
નયરમાંહી આવીયો, આરામિક ઘર તેહ;
નામ વિમલજસ આપણું, કહિને રહ્યો તસ ગેહ. ૨
આપ્યું ધન બહુ તેહને, માલણ હરખી તામ;
કરી આદર નિજ મંદિરે, તેડે કરીય પ્રણામ. ૩
તસ માતા કરી થાપીને, રહ્યો વિમલજસ તત્ર;
મુત્કલ હસ્તે જગ જના, ઢાળે ચામર છત્ર. ૪
જસ ધન સંપત્તિ ગાંઠે હુએ, તિહાં લગે સહુ કોય;
ભાભા કાકાજી કરે, બહેન સુમાતા જોય. ૫
તો તેહને જઈ સહુ નમે, જો દેખે ધનવંત;
કંચનમય [1]મંદર લહી, ગ્રહગણ ભ્રમણ કરંત. ૬
કાલો કાણો કૂબડો, જે અલંકરીયો [2]આથ;
સર્વ કહે સોહામણો, જણ જણ ઝાલે હાથ. ૭
લચ્છી તુમારા નામને, હું જાઉં બલિહાર;
બોલે નહિ જે બોલાવતા, તે નમી કરે જુહાર. ૮
યંત્ર તંત્ર ને ઔાષધી, વિદ્યા મંત્ર વિરાજ;
એકજ અરથ વશીકરણ, અવર ન સીઝે કાજ. ૯
કૃષ્ણ–તનુ તવ જન કહે, કૃષ્ણ–તણો અવતાર;
કાજ વિચારીને કરે, આલસુ હોય અપાર. ૧૦
ઘર સંપૂરણ જો જમે, સ્તોક જમણની ટેવ;
ધન લક્ષણ ઇમ જાણજો, સહુ કો સારે સેવ. ૧૧
જસ આશા કરતા ઘણા, વિનય વહંતા જાસ;
તે નવિ આવે ઢૂકડાં, નિર્ધન નરની પાસ. ૧૨

૧–મેરૂ. ૨–ધન.

મુખ સરસતી લવરી ઘણી, એ બહુ બોલે ફોક;
ચપલ વિચક્ષણુ હુવે તવ, કહે તસ વાનર લોક. ૧૩
સ્તોક જમે કહે રોગિયો, ઘણું જમે કહે ભીમ;
મૃતક સમાન દલિદ્રિયો, નિર્ધન લક્ષણુ સીમ. ૧૪
સવિ રસ તસ ઘર પૂરતો, રહ્યો વિમલજસવંત;
અનુકરમે એક દિન કલા, આપણી પ્રગટ કરંત. ૧૫

## [ ઢાલ–તેરમી. ]

[ સ્વામી સીમંધરા વિનતિ—એ દેશી. ]

કરિય વિજ્ઞાને એક વીંજણો, આપિયો માલણુ હાથ રે;
કંચન લક્ષ સવા ગ્રહી, વેચજો જઈ તમો સાથ રે.
**ગુણનિધિ ઉત્તમ પદ વરે—એ ટેક૦** ૧
એહનો એહ ગુણ ભાખજો, દીર્ઘકાલી જ્વર જેહ રે;
વીંઝતાં દાહજ્વર સવિ ટલે, ઔષધે નવિ શમ્યો તેહ રે. ગુ૦ ૨
નિસુણી ઈમ માલણે માંડિયો, રાજમારગે જઈ સોય રે;
મૂલ અતોલ તસ સાંભળી, કરે હાસ્ય સહુ કોય રે. ગુ૦ ૩
સંધ્યા સમય વ્યવહારિયો, એક પરીક્ષાતણે હેત રે;
સા સહ વીંજણો લેઈ ગયો, ઘર સુત રોગ સંકેત રે. ગુ૦ ૪
તતખિણે તેહના વાયુથી, તસ થયો શાંત જ્વરદાહ રે;
મૂલ સવિ માલણને દીએ, લહિય આશ્ચર્ય ઉચ્છાહ રે. ગુ૦ ૫
એહ નયરી–તણો રાજિયો, નામે ગુણવંત ગુણપાલ રે;
વીંજણો લેઈ વ્યવહારિયો, ભેટ કરી તેહ ભૂપાલ રે. ગુ૦ ૬
ગુણ સુણી રાય હરખ્યો ઘણું, નૃપ કહે તુઝ કુણે દીધ રે;
શેઠ કહે માલણુ પાસથી, સુણો મહારાય મેં લીધ રે. ગુ૦ ૭

સા-પ્રતિ તેડીને નરપતિ, પૂછતો કરીય બહુમાન રે;
બાઈ પંખો કહો કિહાં લીયો, સા કહે સુણો ગુણવાન રે. ગુ૦ ૮
છેક નર એક પરદેશિયો, આવીયો મુઝ ઘરે સ્વામ રે;
તેણે કર્યો પંખો વિજ્ઞાનથી, વિમલજસ નામ પરિણામ રે. ગુ૦ ૯
ભૂપે સુખાસન મોકલી, અવર વરસુભટ પરિવાર રે;
માલણ મુખ સુણી કુમર તે, ધરે અંગ શૃંગાર રે. ગુ૦ ૧૦
રહિત શૃંગાર નવિ શોભીએ, શ્વસુર-ગેહે દરબાર રે;
નારી પાસે રિપુ સંસદિ, આડંબર કૃત સાર રે. ગુ૦ ૧૧
કુમર તવ બેસી સુખાસને, ભેટણું વર કર લેવ રે;
રિક્ત હાથે નવિ જોઇએ, નિમિત્તિયો નૃપ ગુરૂ દેવ રે. ગુ૦ ૧૨
અનુચર વર ભટે પરિવર્યો, આવીયો રાયની પાસ રે;
કરિય પરણામ ઠવી ભેટણું, બોલાવે નૃપ તાસ રે. ગુ૦ ૧૩
વિનય વિવેક વિજ્ઞાન તસ, કલા દેખી મનોહાર રે;
રંજિયો રાય ઇણિપરે કહે, તું વર માગ કુમાર રે. ગુ૦ ૧૪
અરથ પૂરણ સવિ માહરે, કુમર કહે તુમ્હ સુપસાય રે;
મુઝ વચન નિષ્ફલ નવિ હુએ, વર યાચ કહે રાય રે. ગુ૦ ૧૫
કુમર ચિંતી ચિત્ત આપણે, [1]માંડવી માંગી તિહા લીધ રે;
નરપતિ કરી બહુમાન તસ, ખાસ આવાસ બહુ દીધ રે. ગુ૦ ૧૬
તરણિ-રશ્મિ પરે તેહનો, વિસ્તર્યો પ્રગટ જસ થોક રે;
આણ નિજ સુભટગણ શિર ધરે, નૃપ પરે આણ વહે લોક રે. ગુ૦ ૧૭
દાન દીએ યાચક લોકને, તે કરે કીરતિ વિસ્તાર રે;
ઇમ સુખે નિશદિન અનુક્રમે, પુણ્યથી વિશ્વ જયકાર રે. ગુ૦ ૧૮
માંડવીએ જે ધન ઉપજે, વ્યય કરે તે ધરમ ઠામ રે;
ધરમથી સયલ વંછિત ફલે, અમૃતપદ સૌખ્ય સુરધામ રે. ગુ૦ ૧૯

૧-જકાત લેવાની જગ્યા.

ધ્યાન અરિહંત ઉર–પંકજે, ધરત દુઃખ–તજિય નિઃશંક રે;
સતત મુક્કોસ ધૃત જિનતણી, પૂજા કરે ત્રણ ટંક રે. ગુ૦ ૨૦
એક શત અષ્ટ નવકાર નિત, ગણે જાણી ઉપગાર રે;
જેહથી રોગ રૌરવ ટલે, સુખદ ભય–ભંજણહાર રે. ગુ૦ ૨૧
સમળી ભરૂઅચ્ચે નવપદ સુણી, શ્રાદ્ધવિધિમાંહી તસ ઠામ રે;
નૃપ–સુતા સિંહલદ્વીપમાં, પ્રિયસુંદસણા તસ નામ રે. ગુ૦ ૨૨
જાણી ઇમિ નિત નવપદ ગણે, પુણ્ય બલ શીયલ બલવંત રે;
તિહાં રહ્યો લલિત લીલા કરે, વિમલજસ સંત ગુણવંત રે. ગુ૦ ૨૩
રાસ સુરસુંદરીનો ભલો, પૂર્ણ થયો તૃતીય તસ ખંડ રે;
રંગ સંવેગ જસ આકૃતિ, રોપિયો જગત જસ ઝંડ રે. ગુ૦ ૨૪
શુભવિજય સુગુરૂપદ અનુસરી, **વીર** કહે ધન્ય સતી બાલ રે;
ખંડ ત્રીજે સતી સુખ વરી, દુઃખહરી તેરમી ઢાલ રે. ગુ૦ ૨૫

### કલશ.

[ ચોપાઈની દેશી. ]

ખંડ અખંડ એ ત્રીજો ખંડ, સુરસુંદરીનો રાસ અખંડ;
દાનાધિપ પદ સતીયે ગ્રહ્યો, પુણ્યપ્રબલે **જસ શુભ** જગ લહ્યો. ૧



# चतुर्थ—खण्ड.

[ દોહરા. ]

[1]પંકજભૂ—તનયા નમું, કર પુસ્તક વરમાલ;
સરસતી વરસતી વાણીને, આપે વયણ રસાલ. ૧
અંગૂઠે અમૃત વસે, લબ્ધિ તણો ભંડાર;
તે ગુરૂ ગૌતમ સમરતાં, દીએ વચ-લબ્ધિ વિચાર. ૨
શંખેશ્વર ઈશ્વર વિભુ, પુરિસાદાણી પાસ;
પરમેષ્ઠી નિસુણાવિને, પન્નગ કૃત સુરવાસ. ૩
પરમેષ્ઠિના ગુણ ઘણા, એક મુખે ન કહાય;
રત્નાકર બહુ જલ ભર્યો, [2]ગર્ગરીમેં ન સમાય. ૪
પૂરણ ત્રીજો ખંડ એ, થયો સકલ—સુખ—ખાણ;
ચોથો પાય કહું હવે, સુણજો શ્રોતા જાણ. ૫
મન રીઝે તનુ ઉલ્લસે, રીઝ બૂઝ એક તાન;
તે ઈચ્છા વિણ શ્રુતકથા—કરણ બધિર-પુર ગાન. ૬
વિમલ—જસ જસ ઝગમગે, આણ વહે ભટ લોક;
વાત પૂરવ ચિત્ત સાંભળી, ચિત્તમાં લાગી ચોક. ૭
મુનિ—વચન હૃદયે ધરી, તેડી અનુચર તામ;
મેહલ્યા તેહને શીખવી, દ્વાર દ્વાર પુર ઠામ. ૮
વ્યાપારી પરદેશથી, જે આવે ઈણે ઠાણ;
મુઝ આગળ સંભળાવીને, પછે વાળજો દાણ. ૯
ઈણિપરે કાલ ગમે સદા, સુખમાંહી દિનરાત;
એહવે તિણે નગરે થયો, તે સુણજો ઉત્પાત. ૧૦

---

૧—સરસ્વતી. ૨—ગાગરમાં.

## ઢાલ–પહેલી.

[ જીહો બેઠો કુંવર ગોખડે-એ દેશી. ]

જીહો ઇણિ અવસર તસ્કર તિહાં, જીહો ખાત્ર દીએ ઘર થોક;
જીહો ઉપદ્રવ અહનિશ કરે, જીહો થાય દુઃખી પુરલોક.
**રસિકજન સુણજો કૌતુક વાત,**
**જીહો ચોર કરે ઉતપાત. રસિકજન૦ એ આંકણી૦ ૧**
જીહો રાતે [1]બુંબારવ પડે, જીહો ન લહે પુરજન નિંદ;
જીહો ધાય [2]વાહર કર નવિ ચઢે, જીહો પડહ વજાવે નરિંદ. ર૦ ૨
જીહો આપે મુઝ હાથે જિકો, જીહો ચોર ગ્રહીને રે વીર;
જીહો તેહને મુખ માગ્યું દીઉં, જીહો સુણજો સયલ સધીર. ર૦ ૩
જીહો રત્નસાર વ્યવહારિયો, જીહો બીડું છબે તિણિવાર;
જીહો ચોર કહે નિજ માતને, જીહો નિસુણો નગર વિચાર. ર૦ ૪
જીહો નંદન–વચને નીસરી, જીહો ગઈ પાણિયારીને માર્ગ;
જીહો સુંદરી–શિર બેહડાં ધરી, જીહો વાત કરે ચલે માર્ગ. ર૦ ૫
જીહો ચોર અઘોર કરમ કરે, જીહો પણ નવિ પકડે રે કોય;
જીહો રત્નસારે બીડું છબ્યું, જીહો કેમ પકડશે સોય. ર૦ ૬
જીહો નારી–વચન ઇમ સાંભળી, જીહો નંદનને કહી વાત;
જીહો ચોર વણિગ વેશે કરી, જીહો રત્નસાર ઘર જાત. ર૦ ૭
જીહો બેઠો જુહાર કરી કહે, જીહો કાઢો રત્ન મહગ્ઘ;
જીહો લેશું અમો પરદેશીયા, જીહો કાઢયાં શેઠે મહગ્ઘ. ર૦ ૮
જીહો પણ તસ્કર મન નવિ રૂચ્યાં, જીહો પાછો વલિયો રે તેહ;
જીહો ઠામ ઠેકાણું જોઈ કરી, જીહો ગત તસ્કર નિજ ગેહ. ર૦ ૯

---

૧–બુમાબુમ. ૨–વ્હાર–માણસોનું ટોળું.

જીહો રાત્રે ખાતર દેઈ કરી, જીહો ડાભડો રત્નનો લીધ;
જીહો શેઠ–તણું ગ્રહ્યું પોતિયું, જીહો ડાભડો બંધન કીધ. ૨૦ ૧૦
જીહો નીસરતાં ખાતર વિચે, જીહો મસ્તક અંગ ઘસંત;
જીહો [1]વેદન સહિત ઘરે ગયો, જીહો માતને વાત કહંત. ૨૦ ૧૧
જીહો માય કહે નંદન સુણો, જીહો મૂકો ચોરી ઉપાય;
જીહો કોઈ દિન જાશો જીવથી, જીહો દેખશે જબ મહારાય. ૨૦ ૧૨
જીહો ચોર કહે માતા સુણો, જીહો તે નહિ તાહરો રે નંદ;
જીહો ભાવી કથાનક સાંભલો, જીહો સુણતા હોય આનંદ. ૨૦ ૧૩
જીહો એક તસ્કર ઉજ્જેણીએ, જીહો ચાલ્યો પંથે રે જાય;
જીહો દધિભાજન મસ્તક ધરી, જીહો સાથ સ્ત્રીઓનો થાય. ૨૦ ૧૪
જીહો કહે નારી નર સાંભળો, જીહો રસદ–કથા કહો ખાસ;
જીહો કથા બહુ તિહાં સાંભળી, જીહો લહી સ્ત્રીઓ ઉલ્લાસ. ૨૦ ૧૫
જીહો દુગ્ધાદિક પાઈ કહે, જીહો સરસ–કથા કહો [2]શેણ;
જીહો રસ ચુઇ ટપકા પડે, જીહો પામીએ શીઘ્ર ઉજ્જેણ. ૨૦ ૧૬
જીહો ધૂરત ચિંતે કેડે પડી, જીહો કહું કથા હવે ખાસ;
જીહો ડાંગ ગ્રહી કેડે પડ્યો, જીહો ભાગ્યા ભાજન તાસ. ૨૦ ૧૭
જીહો પૂંઠે પડી આભેરણી, જીહો નાઠો ધૂરત તેહ;
જીહો ક્ષણમાં ઉજ્જેણી લહી, જીહો ગત એક ડોકરી–ગેહ. ૨૦ ૧૮
જીહો ધૂરત કહે માતા સુણો, જીહો ઘો જલ પાનને હેત;
જીહો કહે ડોસી તું કિહાં–થકી, જીહો આવ્યો કિણ સંકેત. ૨૦ ૧૯
જીહો ધૂરત કહે લંકા–થકી, જીહો આવ્યો દે જલ માત;
જીહો સા કહે લંકા કિમ દહી, જીહો રામે તે કહો વાત. ૨૦ ૨૦
જીહો તૃષા–ક્રાંત ખીજ્યો કહે, જીહો દે માતા જલ શીત;
જીહો પછે સકલ વાર્તા કહું, જીહો જિમ થઇ રામની જીત. ૨૦ ૨૧

૧–પીડા. ૨–સ્વજન.

જીહો દીધું જલ તે પી કરી, જીહો જ્વાલી અનલે તસ ધામ;
જીહો માત જુઓ લંકા બળે, જીહો ઈમ કહી નાઠો તામ. ૨૦ ૨૨
જીહો ડોસી પણ કેડે પડી, જીહો આભેરણી સહ ત્યાંહી;
જીહો ધૂરત ગયો કંદોઇને, જીહો હાટે સુખડી જ્યાંહી. ૨૦ ૨૩
જીહો શેવ સુંવાળી દહીંથરાં, જીહો પેંડા ખાજાં રે દીઠ;
જીહો નામ ફરી ફરી પૂછતો, જીહો સયલ સુખડી નીઠ. ૨૦ ૨૪
જીહો કંદોઈ મુખ સાંભલી, જીહો ખાજાં તસ્કર તામ;
જીહો બાલ ગોપાલાદિક ભણી, જીહો દીધાં ભક્ષણ કામ. ૨૦ ૨૫
જીહો માગે દામ તદા કહે, જીહો વિણુ પરઠે શ્યા રે દામ;
જીહો ખાજા મુખથી કહી કરી, જીહો કિમ હવે હુએ હરામ. ૨૦ ૨૬
જીહો કંદોઈ કેડે પડયો, જીહો તસ્કર નાઠો રે જાય;
જીહો ઘાંચીને સૌધે ગયો, જીહો તિહું જણ પૂંઠે ધાય. ૨૦ ૨૭
જીહો તસ ઘરમાં પેઠો જિસેં, જીહો દીઠું તેલ મહંત;
જીહો સ્તોક તેલ વિક્રય ગ્રહી, જીહો મસ્તકમાંહી ઠવંત. ૨૦ ૨૮
જીહો ઢોળ્યું તેલ તિણે સમે, જિહો રમતાં તસ સુતે રોક;
જીહો ધૂરત તદા કપટે કરી, જીહો મૂકે મોહટી પોક. ૨૦ ૨૯
જીહો ઘાંચણ આવી ઉતાવળી, જીહો પૂછે રૂદન કરો કેમ;
જીહો કહે તુજ પુત્રે ઢોળીયું, જીહો તેલ માહરૂં કેમ. ૨૦ ૩૦
જીહો સા કહે બીજું તુઝ દીઉં, જીહો છાનો રહે ગુણધામ;
જીહો તવ કહે એ તૈલજ વિના, જીહો બીજાનું નહિ કામ. ૨૦ ૩૧
જીહો કરતો રૂદન ન ઓસરે, જીહો તવ સા કરીય વિચાર;
જીહો તેલ ઢળ્યું દારિદ્ર ગયું, જીહો ઈમ બોલી સા નાર. ૨૦ ૩૨
જીહો ધૂરત કહે તૈલ જ ઢલે, જીહો જાય દાલિદ્ર ખલુ નાર;
જીહો સા કહે નિશ્ચય તુઝ ગયું, જીહો દાલિદ્ર અવધાર. ૨૦ ૩૩

જીહો ઈમ નિસુણી વિસ્મિત મુખે, જીહો ધૂરત ઉઠયો કલિ-ગેહ;
જીહો તેલ સકલ ભાજન ભર્યાં, જીહો ઢોલી નાખ્યાં તેહ. ૨૦ ૩૪
જીહો ઘાંચણને ઇણિપરે કહે, જીહો બાઈ જુઓ દૃગન્યસ્ત;
જીહો તુઝ સુત પતિ શતપેઢીનું, જીહો કાઢયું દાલિદ્ર સમસ્ત. ૨૦ ૩૫
જીહો હાહા કરતી આકુલી, જીહો ઘાંચણ કૂટે રે પેટ;
જીહો ધૂરત-તણો પાલવ ગ્રહી, જીહો સા કહે ચલ નૃપ-નેટ. ૨૦ ૩૬
જીહો ધૂરત કહે શ્વસ્તન દિનેં, જીહો જઈશું ભૂપતિ પાસ;
જીહો ઝગડો સયલ મટાવશું, જીહો લહશો જિમ ઉલ્લાસ. ૨૦ ૩૭
જીહો ઈમ નિસુણી ચારે જણા, જીહો ઘાંચીને ઘરે રાત;
જીહો શયન કર્યાં તિહાં સામટાં, જીહો ધૂર્ત્ત સકલ દુઃખ-દાત. ૨૦ ૩૮
જીહો ધૂર્ત કપટ કેલિ કરી, જીહો પ્રથમ પ્રહર ગત-રાત;
જીહો ગુપ્ત તદા ઉઠી કરી, જીહો મંત્રીશ્વર ઘર જાત. ૨૦ ૩૯
જીહો ચોથા ખંડ તણી કહી, જીહો ઢાલ પ્રથમ સુવિશાલ;
જીહો વીર કહે શ્રોતા ઘરે, જીહો હો જો મંગલ માલ. ૨૦ ૪૦

[ દોહરા. ]

કરીય પ્રણામ પ્રધાનને, બેઠો ધરી ઉલ્લાસ;
કહે મંત્રી કુણ ઠામથી, કિમ આવ્યા અમ પાસ. ૧
ધૂર્ત કહે વિસ્મિત મુખે, કાન્તિ-નયરથી આજ;
આવ્યો સરસ વધામણી, લાવ્યો છું મહારાજ. ૨
તુમ નૃપ! રાણી ઈક તિહાં, છે ગુણમાલા નામ;
તિણે લક્ષણ લક્ષિત તનુ, જનમ્યો સુત ગુણ-ધામ. ૩
તાસ વધામણી કારણે, આવ્યો છું નૃપ-પાસ;
મુઝ દીએ બહુલ વધામણી, જો હુએ તુમ મુખવાસ. ૪
તુમ વચને મુઝ આપશે, તુરગ ગજાદિક રાય;
કણ કુંજર-મુખથી પડે, કીડીનું પેટ ભરાય. ૫

કાલ સભાએ વધામણી, ખાશું પામી લાગ;
મુઝ દેશે નૃપ તેહમાં, તુમચો પંચમ ભાગ. ૬
બોલ બંધ શાખી કરી, ઉઠયો ધૂરત ઠેઠ;
સેનાપતિ કોટવાલ ઘર, પુરોહિત પુરનો શેઠ. ૭
એ ચારેને ઘર જઈ, મંત્રિની પરે તેહ;
પંચમ પંચમ ભાગ કહી, પામ્યો ઘાંચણુ-ગેહ. ૮
વિકસિત વકત્ર કમલ સમુ, ચંદન સમ વચ શીત;
ચિત્ત કપટ કર્તરી સમુ, લક્ષણુ ધૂર્ત પ્રતીત. ૯

## ઢાલ-બીજી.

[ જુઓ જુઓ એ અચરીજ અતિ ભલું—એ દેશી. ]

હવે ધૂર્ત વિભાત ઉઠી ગયો, સપરીવારે નૃપ ઠેઠ રે;
ઇણિ અવસરે મંત્રી સેનાપતિ, કોટવાલ પુરોહિત શેઠ રે.
**જુઓ જુઓ એ ધૂર્ત તણી કલા૦ ૧**
એ પાંચ જણા પણુ આવીયા, મલ્યા રાજસભા જન રાય રે;
કહે ધૂર્ત નમી નૃપને તદા, મહારાય કરો મુઝ ન્યાય રે. **જુ૦ ૨**
મહિયારી પ્રમુખ મુખ વારતા, સુણી કોપ્યો ભૂપ પ્રચંડ રે;
કહે રાય સવાસો ખાસડા, ધૂરત શિર દીજે દંડ રે. **જુ૦ ૩**
તવ હસીય ધૂરત કહે રાયજી, માહરે છે ભાગિયા પાંચ રે;
તેહને આપ્યા વિણુ એકલો, કહો કિમ હું ખાઉં લાંચ રે. **જુ૦ ૪**
મંત્રી આદી જણુ પાંચને, પણુવીસ પણુવીસ દેવાય રે;
રહે શેષ ઉપાનહ મસ્તકે, માહરે કરજો સુપસાય રે. **જુ૦ ૫**
તવ રાજસભા સઘળી હસી, ઇમ સાંભળી અંતર વાત રે;
ધૂર્તે વંચ્યા છે દેવને, તો અવરતણી શી વાત રે. **જુ૦ ૬**

ઉપહાસ્ય કરીને કાઢીયો, નૃપે રાજસભાથી તેહ રે;
એક દિવસ વસે નૃપ સંસદિ, બેઠા જન સહુ [1]કલિગેહ રે. જુ૦ ૭
ઇણિ અવસર રાય-તણો તિહાં, તિણે ચોર્યો ચંદનહાર રે;
નૃપ પાછો માંગે હાર તે, તવ સયલ કરે સુવિચાર રે. જુ૦ ૮
ઈંગિતઆકારે જાણીયો, તે હારનો ધૂરત ચોર રે;
નૃપ પૂછે પણ નવિ માનીયો, કરે ચોર બહુ તિહાં સોર રે. જુ૦ ૯
તિણે નગરે સાચી દેવતા, તેહનું છે ચૈત્ય વિખ્યાત રે;
નર તેહિજ સાચો જાણીએ, તિણે ચૈત્ય રહે જે રાત રે. જુ૦ ૧૦
કહે રાય જો હાર લીયો નહિ, તો સાચી દેવી અવદાત રે;
નૃપ-વચન સુણી તસ દેહરે, રહ્યો રાત ગઇ મધ્યરાત રે. જુ૦ ૧૧
ઇણિ અવસર ખડ્ગ ગ્રહી કરી, કહે પ્રગટ થઈ તે દેવ રે;
પાપી તેં હાર ગ્રહ્યો સહી, એ ચોર્યાની શી ટેવ રે. જુ૦ ૧૨
સુણી ચોર કહે તું પાપિણી, તેં ધૂત્યા સઘલા લોક રે;
વિણુ લીધે ચોર મુઝને કહે, સત્ય નામ ધરાવે ફોક રે. જુ૦ ૧૩
કહે દેવી હું સહુ લોકમાં, છું સત્ય સુગુણની ગેહ રે;
કહે ધૂર્ત જો સાચી તું અછે, તો ટાલ મુઝ સંદેહ રે. જુ૦ ૧૪
એક જનક પુત્ર પરદેશથી, આવે છે ઉજ્જેણી પંથ રે;
છે નામ મહીધર બાપનું, સુત નામ અછે પલિમંથ રે. જુ૦ ૧૫
જબ પંથ વિચાલે આવીયા, તવ નારી મલી તિહાં દોય રે;
તસ ગંગા કમલા નામ છે, પણ માત સુતા તે હોય રે. જુ૦ ૧૬
વિષયાકુલ ચાર જણા મલ્યાં, એક એકને નયણ મલંત રે;
અણજાણ્યા નરશું પ્રીતડી, તે પહેલાં નયન કરંત રે. જુ૦ ૧૭
ગંધર્વ-વિવાહે પરણીયો, મહીધર કમલાને ત્યાંહી રે;
ગંગા સાથે પલિમંથજી, પરણ્યા નિજ નિજ ઉચ્છાંહી રે. જુ૦ ૧૮

૧-કજીયાનું ઘર-ધૂર્ત.

માતાને પરણ્યો દીકરો, દીકરીને પરણ્યો બાપ રે;
કહો દેવી પરસ્પર શ્યાં થયાં, સગપણ નહિ તો તજો છાપ રે. જુ૦ ૧૯
સુરીએ સગપણ વિચારતાં, રવિઉદય થયો પરભાત રે;
નૃપ સંસદિ જઈ પ્રણમી કરી, થયો સાચ ધૂરત વિખ્યાત રે. જુ૦ ૨૦
ઈમ સકલ કથા કહી ધૂર્તની, કહે ચોર સુણો તમો માત રે;
મુઝ પકડે એહવો નરપતિ, જગમાં નહિ કોઈ વિખ્યાત રે. જુ૦ ૨૧
ઇણિ અવસર રત્નસાર ઘરે, જાગ્યા સવિ સયણ વિભાત રે;
કહે રત્નસાર જઈ રાયને, મહારાય સુણો મુઝ વાત રે. જુ૦ ૨૨
એહ ચોરે ઘર લૂંટયું સવે, નહિ પેહરણ પોતિયું ખાસ રે;
ઇણે લોક સકલ હલોલીયો, નવિ પકડે કોઇ તાસ રે. જુ૦ ૨૩
સુરસુંદરી રાસ રસાલનો, ખંડ ચોથો બીજી ઢાલ રે;
કહે વીર વિવેકી સાંભળો, ગતિ તસ્કરની અસરાલ રે. જુ૦ ૨૪

[ દોહરા. ]

ઈમ નિસુણી નૃપ પુનરપિ, પડહ વજાવે ગામ;
કોટવાલ બીડું છબે, નૃપ પ્રણમીને તામ. ૧
તે નિસુણી તસ્કર ગયો, ચહુટે ફેરવી રૂપ;
ભાંડ લોકને પૂછતો, ચોરનું સયલ સરૂપ. ૨
કપટ વચન કહે ચોર બહુ, નગર કરે ઉતપાત;
કો તસ વારી નવિ શકે, પાડે બહુલાં ખાત. ૩
કોટવાલ હવે વારશે, ઇણિપરે કરી ઉપહાસ;
રાત્રે ખાતર પાડીયું, કોટવાલ આવાસ. ૪
તુરગ રતન કાઢી ગયો, સયલ વિબુદ્ધ વિભાત;
કહે નૃપને લૂંટયા અમે, હૈ હૈ અતિ ઉતપાત. ૫
ઇણિ અવસર તિહાં આવીયો, પુરોહિત નૃપની પાસ;
આશીર્વચન કહી ઇસ્યાં, બેઠો ધરી ઉલ્લાસ. ૬

यतः

[1]"हिम–शिशिर–वसंत–ग्रीष्म–वर्षा–शरत्सु,
स्तन–तपन–वनाऽम्भो–हर्म्य–गोक्षीरपानैः ।
सुखमनुभव राजँस्त्वद्द्विषो यान्तु नाशम्,
दिवस–कमल–लज्जा–शर्वरी–रेणु–पङ्कैः ॥ १ ॥"

---

૧–રાજાને આશીર્વાદ આપતાં કવિએ આ કાવ્યમાં પોતાના કાવ્યચાતુર્યનો પણ પરિચય કરાવ્યો છે. આ શ્લોકમાં તે કહે છે કે–હે રાજન્! હિમ–હેમન્ત ઋતુમાં તું સ્તનસુખનો અનુભવ કર: શિશિર ઋતુમાં તું સૂર્યનો તાપ પામીને સુખનો અનુભવ કર: વસંત ઋતુમાં તું વનક્રીડા દ્વારા સુખનો અનુભવ કર: ગ્રીષ્મ ઋતુમાં તું જલક્રીડાથી સુખનો અનુભવ કર: વર્ષા ઋતુમાં તું રાજમહેલમાં વસીને સુખનો અનુભવ કર: અને શરદ ઋતુમાં તું ગાયના દૂધનું પાન કરવા દ્વારા સુખનો અનુભવ કર! આ પછી કવિ કહે છે કે–તારા શત્રુઓ એ છ ઋતુમાં દિવસ, કમલ, લજ્જા રાત્રિ, રેતી અને કાદવની જેમ નાશ પામો. હેમન્ત ઋતુમાં દિવસ ટૂંકાતો જાય છે, શિશિર ઋતુમાં હીમ-ઠંડી પડતી હોવાથી કમળો કરમાઈ જાય છે, વસંત ઋતુમાં કામદેવનું સામ્રાજ્ય ખૂબ વ્યાપતાં ક્રીડાઓ વધતી હોઈ સ્ત્રી–પુરૂષોની લજ્જા નાશ પામે છે, ગ્રીષ્મ ઋતુમાં રાત્રિ ટૂંકાતી જાય છે, વર્ષા ઋતુમાં પાણીના પ્રવાહમાં રેતી તણાઈ જાય છે અને ધૂળ કાદવ રૂપ બની જાય છે એટલે તે નાશ પામે છે અને શરદ ઋતુમાં વરસાદ બંધ પડતાં તાપની શરૂઆત જેવું થતું હોવાથી કાદવ સુકાવા માંડે છે. આમ હેમન્તમાં દિવસ, શિશિરમાં કમલ, વસંતમાં લજ્જા, ગ્રીષ્મમાં રાત્રિ, વર્ષામાં રેણુ અને શરદમાં કાદવ ક્ષીણતાને પામે છે, તેમ રાજાના શત્રુઓ પણ ક્ષીણ થાઓ–એમ કવિનું કહેવું છે.

[1]"त्वं वि-श्वपालनकरः क-मलानुसंगी, सं-ग्रामसिंह इह शं-करपादसक्तः।
को-दंडविश्वविदितः भु-वनाश्रयश्च,एवंविधस्तव रिपुश्च गतादिवर्णः॥२॥"

[2]"नक मोद पुरा, रप मेश गरा,
दिर दार त्रिरि, सुति सोर नजः।
चतुराक्षरसन्धिरधोर्द्धगता,
तव शत्रुगणान्नृप ! हन्तु सदा ॥ ३ ॥"

---

૧–હે રાજન્ ! તું વિશ્વનું પાલન કરનારો : કમલને સેવનારો : સંગ્રામમાં સિંહ જેવો : શંકરના પાદમાં [ચરણની સેવામાં] આસક્ત : કોદંડ [ધનુઃ] કળાથી વિશ્વમાં પ્રસિદ્ધને પામેલો : અને ભુવન [જગત] નો આશ્રયભૂત થા ! જ્યારે તારો દુશ્મન તારા ઉપર કહેલા ગુણોનો પહેલો અક્ષર બાદ કરતાં જે અક્ષર નીકળે તેવો થાઓ!! અર્થાત્–તારો દુશ્મન, શ્વ–કુતરાનો પાલક : મલને સેવનારો એટલે ગંદો : ગ્રામનો સિંહ એટલે કુતરા જેવો : કર–હાથ તથા પાદ–પગ એટલે હાથે–પગે ચોંટેલો [બંધનગ્રસ્ત પણ થઈ શકે] : દંડ એટલે શિક્ષા પામવા દ્વારા જગતમાં પ્રસિદ્ધિ પામેલો અર્થાત્–નાલાયક ઠરેલો : અને વનાશ્રયી એટલે લોકને મોંઢું દેખાડવા લાયક નહિ રહેવાથી વનમાં ભાગી ગએલો–એવો થાઓ !

૨–આ શ્લોકની ગોઠવણ એવી છે કે–બીજા પાદનો પહેલો અક્ષર 'દિ' લઈ, પહેલા પાદનો પહેલો ને બીજો અક્ષર 'નક' લઈ, બીજા પાદનો બીજો અક્ષર 'ર' લેવો એટલે બન્યો દિનકર. આ રીતિએ દિનકર–સૂર્ય, દામોદર–કૃષ્ણ, ત્રિપુરારિ–શિવ, સુરપતિ–ઈન્દ્ર, સોમેશ્વર–મહાદેવ અને નગરાજ–કૈલાસ : નીચે ઉપર રહેલા ચાર અક્ષરની સંધિથી બનતા આ છ, હે રાજન્ ! તારા શત્રુગણોને સદા હણો !

નૃપ આગલ બીડું છબ્યું, પુરોહિતે તિણે ઠામ;
તે નિસુણી તસ્કર હસ્યો, દુર્જન–અવગુણ–ધામ. ૭
દુર્જનનું મન એહવું, જેહવું પાકું બોર;
બાહિર રાતું રંગભર, ભ્યંતર કઠિન કઠોર. ૮

## ઢાલ–ત્રીજી.

[ રાગ–બંગાલ. ]

લોક કહે પુરોહિતને એમ, તસ્કર ઝાલશો સાહિબ કેમ;
સાહિબ સાંભલો૦
ઇમ સુણતો ગયો પુરોહિત તેહ, દેવકુલે રમવાને ગેહ. સા૦ ૧
ઇભ્ય–રૂપ કરી તસ્કર ત્યાંહી, જુવટું રમવા ગયો ઉછાંહી; સા૦
હાર્યો પુરોહિત મુદ્રા રતન્ન, લીધી તસ્કરે જીતી યતન્ન. સા૦ ૨
ઇણિ અવસર નૃપ ભટ સંપ્રેડ, કાર્યવશે પુરોહિતને તેડ; સા૦
પુરોહિત જામ ગયો દરબાર, તવ તસ્કર ચિત્ત કીધ વિચાર. સા૦ ૩
એકલડો પુરોહિત ઘર જાત, નારીને કહે સાંભળ વાત; સા૦
મિત્ર મુઝ તુમ જે ભરતાર, પકડ્યા નૃપે કરી કોપ અપાર. સા૦ ૪
તુમ ઘર લૂંટણ કારણ એહ, સંપ્રતિ નૃપ–ભટ આવશે તેહ; સા૦
તિણે કારણ મુઝને કહ્યું એમ, સાર સાર સવિ કાઢજ્યો તેમ. સા૦ ૫
મુદ્રારત્ન નામાંકિત એહ, અહિનાણે મુઝ આપી તેહ; સા૦
સાચું જાણી નારી નિરાસ, સાર વસ્તુ સવિ આપી તાસ. સા૦ ૬
લેઇ ચોર ગયો નિજ ધામ, પુરોહિત નિજ ઘર આવ્યા તામ; સા૦
માંગે પાણી કહે તવ નારી, નથી કલશીયો પીવા વારિ. સા૦ ૭
શ્યો થયો દંડ તુમારો સ્વામ, મેં ઘર આપ્યું તુમચે નામ; સા૦
સાંભળી પુરોહિત કહે શું કીધ, હા ! હા ! ચોરે લૂંટ્યા પ્રસિદ્ધ. સા૦ ૮
કહે નૃપને હું આવ્યો આમ, તવ તસ્કરે મુઝ લૂંટ્યું ધામ; સા૦
ધનસાર શેઠને નાપિત એક, બે જણ મળી છબે બીડું છેક. સા૦ ૯

ઇભ્ય-રૂપ કરી વાત સુણેહ, ચોર ગયો નાપિતને ગેહ; સા૦
શિર મૂંડણ બેઠો તસ ધામ, નાપિતે કર્યું તેહનું કામ. સા ૧૦
વળતું માગે પરઠ્યો દામ, બોલ્યો તસ્કર તામ હરામ; સા૦
મોકલ તુઝ સુત માહરે સત્થ, પરઠ્યો આપું તાહરો અત્થ. સા૦ ૧૧
નાપિત-સુત ગ્રહી તામ કિરાટ, ધનસાર શેઠને ગયો હાટ; સા૦
વસ્ત્ર અમૂલક કાઢો શેઠ, લક્ષ મૂલ દેખાડ્યાં જેઠ. સા૦ ૧૨
વસ્ત્ર ગ્રહ્યાં તવ માગે દામ, બોલ્યો તસ્કર તામ હરામ; સા૦
બેઠો છે મુઝ નંદન એહ, લાવું વિત્ત જઇ હું ગેહ. સા૦ ૧૩
નાપિત-પુત્ર બેસારી ત્યાંહી, ચોર ગયો નિજ ગેહ ઉછાંહી; સા૦
રાત પડી પણ નાવ્યો કોઇ, પુત્ર ગવેષે નાપિત સોઈ. સા૦ ૧૪
રોતો દેખી નંદન ત્યાંહી, નાપિત દેખી ઝાલે બાંહી; સા૦
ધનસાર શેઠ કહે રે મંદ, લેઈ જાય છે કેહનો નંદ. સા૦ ૧૫
નિજ નિજ વાત કરી તિણે જામ, જાણ્યું તવ તસ્કરનું કામ; સા૦
નૃપ આગળ જઈ ભાખે સોય, મહારાય! લૂંટાણા દોય. સા૦ ૧૬
સુરસુંદરીનો રાસ અખંડ, વ્યાપ્યો તસ્કર નયર પ્રચંડ; સા૦
વીર કહે ભવી રાગ બંગાલ, ચોથે ખંડે ત્રીજી ઢાલ. સા૦ ૧૭

[ દોહરા. ]

વાત સુણી નૃપ દુઃખ ધરે, ચોરનું અગમ ચરિત્ર;
પુનરપિ પડહ વજાવિયો, નગરમાંહી સુપવિત્ર. ૧
સોદાગર પરદેશીયો, આવ્યો છે એક ત્યાંહી;
પુર બાહિર તે ઉતર્યો, તિણે છબ્યો પડહ ઉછાંહી. ૨
કામપતાકા નામ એક, ગણિકા પડહ છબંત;
સોદાગર ગણિકા બિહું, નિજ નિજ ઘર આવંત. ૩
ઇભ્ય-રૂપ તસ્કર કરી, ગયો ગણિકા ધામ;
વેશ્યા આદર બહુ દીએ, આપ્યું બેસણ ઠામ. ૪

## ઢાલ—ચોથી.

[ કરપી જૂંઠો સંસારમાં રે—એ દેશી. ]

**વેશ્યાએ આદર બહુ દીયો** રે, શુભ આપ્યું આસન ઠામ;
ચતુરા ચંપક ચાલતી રે, શુભ અંગ અનંગનું ધામ. **વેશ્યા૦** ૧
કનક–કલશ–સમ થણજુઅલ છે રે, પાય નૂપુર–ઝંકાર;
મૌક્તિક વાળી નાકે શોભતી રે, કંઠે નવસર હાર. **વેશ્યા૦** ૨
નયન–કટાક્ષે નર વેધતી રે, બોલે હસત વદન્ન;
વિનય વિવેક ચતુરાનના રે, બોલે ઇષ્ટ વચન્ન. **વેશ્યા૦** ૩
ચોર કહે સુણ કામિની રે, સોદાગર પરિવાર;
સહિત નયર બાહિર આવીયો રે, કહે તો આણું તુઝ દ્વાર. **વેશ્યા૦** ૪
સા કહે સુખથી મુઝ ઘર લાવીએ રે, સોદાગર જઇ શેઠ;
વિત્તકમાણી મુઝ બોહલી રે, કામ કહ્યું ભલું ઠેઠ. **વેશ્યા૦** ૫
તતખિણ ચોર ઉઠી કરી રે, ગયો સોદાગર પાસ;
તે પણ દે બહુ માનતા રે, જાણી સોદાગર ખાસ. **વેશ્યા૦** ૬
ચોર કહે સુણો શેઠજી રે, તમો વિદેશી લોક;
અમે સોદાગર પુરવાસિયા રે, ચાલો તમે અમ [1]ઓક. **વેશ્યા૦** ૭
ઇમ કહી અશ્વાદિક સહ લાવિયો રે, વેશ્યાને ઘર પાસ;
આસણ બેસણ વિધિ સાચવે રે, પામ્યા હૃદય ઉલ્લાસ. **વેશ્યા૦** ૮
ચોર સોદાગર–રૂપ કરી ગયો રે, કામપતાકા પાસ;
વેશ્યા પણ ચિત્તમાં હરખિત હુઈ રે, જાણી સોદાગર ખાસ. **વેશ્યા૦** ૯
હાવભાવ વિકાર જણાવતી રે, બોલે સોદાગર તામ;
હવણાં જાવું છે નૃપમંદિરે રે, નૃપ મલવાને કામ. **વેશ્યા૦** ૧૦
પણ તનુભૂષણ નહિ બારણે રે, યોગ્ય નૃપાદિક ઠામ;
તિણે કારણ તુમ ભૂષણ આપીએ રે, કીજે એ અમ કામ. **વેશ્યા૦** ૧૧

૧–ઘેર.

વેશ્યાર્પિત ભૂષણ પહેરી કરી રે, આવ્યો સોદાગર પાસ;
કહે નૃપદ્વારે જઈશું અમો રે, દ્યો તુરગાદિક ખાસ. **વેશ્યા૦ ૧૨**
ભૂપને અશ્વ દેખાડશું રે, દ્યો તિણે અશ્વ રતન્ન;
અશ્વ રતન પાંચ આપી કરી રે, તે કહે કરજો યતન્ન. **વેશ્યા૦ ૧૩**
તુરગારૂઢ ગયો નિજ મંદિરે રે, ચોર કપટનો ગેહ;
વાટ જોવંતા પડી [1]શર્વરી રે, ચિંતે ઉભય ચિત્ત તેહ. **વેશ્યા૦ ૧૪**
વેશ્યા મૂલ સોદાગર દેખીને રે, માગ્યાં ભૂષણ જામ;
કહે મુઝ તુરગ પાંચ ગ્રહી ગયો રે, ભૂષણ દીઠાં તામ. **વેશ્યા૦ ૧૫**
તે નર કંત તમારો જાણીએ રે, સા કહે કેહનો કંત;
લૂંટયા લૂંટયા ચોર હસ્યામસે રે, વેશ્યા શેઠ કહંત. **વેશ્યા૦ ૧૬**
**સુરસુંદરીનો** રાસ સુહામણો રે, ચોથે ખંડે રસાલ;
**વીર** કહે ભવી સાંભળો રે, તેહની ચોથી ઢાલ. **વેશ્યા૦ ૧૭**

[ દોહરા. ]

ગણિકા શેઠ જણાં બિહું, ગયાં નરેસર પાસ;
કહે સ્વામી મીઠે વયણ, લૂંટયા ઉભય નિવાસ. ૧
ધુત્તા હોયે સલખ્ખણા, અસતી હોય સલજ્જ;
ખારૂં પાણી સીયલું, બહુ ફલ ફલિય અકજ્જ. ૨

**यतः—**

[2]"त्रिदशा अपि वञ्च्यन्ते दाम्भिकैः किं पुनर्नराः ।
देवी यक्षश्च वणिजा, लीलया वञ्चितावुभौ ॥ १ ॥"

---

૧-રાત્રિ.

૨-**ભાવાર્થઃ**—દાંભિકજનોથી જ્યાં દેવતાઓ પણ ઠગાય છે, ત્યાં પછી મનુષ્યનું તો પૂછવું જ શું ? દષ્ટાન્ત તરીકે દંભી વાણિઆએ લીલામાત્રમાં દેવી અને યક્ષ બંનેને ઠગ્યાનું [દૃષ્ટાન્ત] પ્રસિદ્ધ છે.

પડહ વજાવે નરપતિ, બીડું છબ્યું તિણિવાર;
વિમલકીરતિ દિગંબરે, સાંભળ્યો ચોરે વિચાર. ૩

## ઢાલ–પાંચમી.

[ કુંઅર ગભારો નજરે દેખતાંજી—એ દેશી. ]

**અકલ અગમ ગતિ ચોરનીજી**, નયર કરે ઉતપાત રે;
વિમલકીરતિ પાસે ગયોજી, શ્રાવક–રૂપ વિખ્યાત રે. **અકલ૦ ૧**
ધમ્મબુદ્ધિ હોઉ ઇમ કહીજી, આવી લાગ્યો પાય રે;
વિમલકીરતિ દિગંબરૂજી, પૂછે કરી સુપસાય રે. **અકલ૦ ૨**
કિહાં થકી તમો આવીયાજી, શ્યે કારણ અમ પાસ રે;
તે કહે સાહિબ સાંભળોજી, માહરી એક અરદાસ રે.**અકલ૦ ૩**
સાહિબ હું [1]પેટારથીજી, ભમિયો દેશ–વિદેશ રે;
બહુજન સેવ્યા પણ નવિ ધન લહ્યુંજી, કર્મગતિ સુવિશેષ રે.**અકલ૦૪**

**यतः–**

[2]"भूयिष्ठं द्रविणात्मजं जनयितुं लिप्सावता चेतसा,
नार्यः पञ्च मया क्रमेण कुलजाः काले समुद्वाहिताः ।
सद्विद्या कविता विदेशवसतिः सेवा तथाऽभ्यर्थना,
दैवेन प्रतिबन्धकेन युगपद्वन्ध्याः समस्ताः कृताः ॥ १ ॥"

---

૧–આજીવિકાનો અર્થી.

૨–**ભાવાર્થઃ**—ઘણા ધનરૂપી પુત્રને ઉત્પન્ન કરવાની લાલસાવાળા ચિત્તવડે મેં, અનુક્રમે સદ્વિદ્યા, [ સુન્દર જ્ઞાન ], કવિતા, [ કાવ્ય રચવાની શક્તિ ], વિદેશવસતિ, [ દેશાટન ], સેવા [ રાજાદિની સેવા ] અને અભ્યર્થના [ જેની–તેની પાસે પ્રાર્થના ] રૂપી પાંચ કુળવાન સ્ત્રીઓ સાથે લગ્ન કર્યું, છતાં પણ વિઘ્નકારી એવા દૈવે એકીઝપાટે એ સદ્વિદ્યા આદિ મારી પાંચેય પત્નીઓને વન્ધ્યા [ ધનરૂપી પુત્રવિનાની ] કરી નાખી. અર્થાત્ ધનને માટે આ પાંચે ઉપાયો કરવા છતાં હું દરિદ્ર શિરોમણિ જ રહ્યો.

## છંદ.

કાહિકું શીશ અમૂલખ નામત, કાહિકું સ્વામી મજૂર કહાવત,
કાહેકું યુદ્ધમેં શૂર કટંત સો, પંડિત કાહેકું લોક રીઝાવત;
કાહેકું દીન વચન વદંત સો, કાહિકું સાગરમેં ચઢી ધાવત,
માન વઢે ઇહ કૂપ અખૂટપે, જો નહિ પાપીય પેટ નચાવત. ૧

## પૂર્વની ઢાલ ચાલુ.

તવ સંસાર સઘલો તજીજી, પામી ભવ ઉદ્વેગ રે;
શ્રાવકનું કુલ માહરૂંજી, આવ્યો તુમ સંયોગ રે. અ૦ ૫
જીવે વાર અનંતી પામીયાજી, સાંસારિકના ભોગ રે;
પૂરણ પુન્યથી પામિયેજી, તુમ દીક્ષાનો યોગ રે. અ૦ ૬
શ્રીપુર પાટણમાં વસુંજી, દ્યો દીક્ષા મુઝ સાર રે;
શિખવા આતમ સાધનાજી, ઉતારો ભવ પાર રે. અ૦ ૭
ગુરૂ કહે શ્રાવક સાંભળોજી, આજ ન દીક્ષા યોગ રે;
કોઇક કાર્ય-વશે મુઝ એકલુંજી, કરવું છે ધ્યાન સુયોગ રે. અ૦ ૮
નામ-રાશલ લઘુ છાત્રને રે, દીધો ભળાવી તેહ રે;
મંત્ર ધ્યાન કરવા ભણીજી, બેઠા ગુરૂ એક ગેહ રે. અ૦ ૯
એકે ધ્યાન દોઈ જ્ઞાન છેજી, ત્રણ્યે તાન બનાય રે;
પંથ ઘટે જણ ચારથીજી, બહુ જન કૂષણ કરાય રે. અ૦ ૧૦
રાસલ આદે સહુ નિદ્રા લહીજી, નાઠો તસ્કર તામ રે;
પ્રત્યુષ ઉઠી ગુરૂ કહે રાસલાજી, લાવ ઉપધ મુઝ ઠામ રે. અ૦ ૧૧
ગુરૂ-વચને મઠ ખોળિયોજી, નહિ ઉપધની વાત રે;
રાસલ કહે ગુરૂને જઇજી, તસ્કરે દીધો ઘાત રે. અ૦ ૧૨
જોગપટ્ટો કવલિકા નહિજી, પુત્થય ઉવહિ નહિ દીસંત રે,
મૂસ્યા ભાઈ મૂસ્યા ઇણે ધૂરતેજી, ઇણિપરે ગુરૂ બોલંત રે. અ૦ ૧૩
પીંછી કમંડલ લાવો માંહરીજી, જઈ સુણાવું કોટવાલ રે;
શિષ્ય કહે સવિ લેઇ ગયો રે, ઈમ સુણી ગુરૂને પડી ફાલ રે. અ૦ ૧૪

લિંગ મૂરખ મુઝ લેઇ ગયોજી, વગોવ્યા ઇણે વેશ રે;
હા ! હા ! કષ્ટ કહી મૂર્છા લહીજી, શિષ્ય દીએ ઉપદેશ રે. અ૦૧૫
ખેદ મ કરો ગુરૂ રાજિયાજી, ખેદ કરે શ્યું થાય રે;
બોલે ઋષિ તવ ગદગદસરેજી, સાંભળ રાસલ ભાય રે. અ૦ ૧૬
વીશ દીનાર ભેષજ કારણેજી, રાખ્યા હતા મઠમાંહી રે;
તે પણ લીધા પાપિએજી, માહરૂં ન મૂક્યું કાંઈ રે. અ૦ ૧૭
રાયને ગઇ તરત વધામણીજી, પડહ વજાવે નરિંદ રે;
આરામિક ભીમાખ્યે આવીનેજી, પડહ ગ્રહ્યો પડછંદ રે. અ૦ ૧૮
માત–વયણ નિસુણી કરીજી, તસ્કર ચિત્ત હરખંત રે;
રૂપ કરી વૃદ્ધ–યોગિનુંજી, માળી–ઘર આવંત રે. અ૦ ૧૯
પ્રતિમા પુસ્તક જ્યોતિષીજી, વૈદ્ય કવિત સુતાર રે;
જૂનો યોગી દેખીનેજી, રીઝે લોક અપાર રે. અ૦ ૨૦
યોગી દેખી ભીમો કહેજી, ધન તપસી યોગીંદ રે;
માસ માસ કરૂં પારણુંજી, કહે યોગી વિણુ જલબિંદ રે. અ૦ ૨૧
ભીમો એકાંતે ઋષિને કહેજી, પારણું માહરે ગેહ રે;
યોગી કહે વત્સ સાંભળોજી, નહિ ભલો તુઝ ગેહ રે. અ૦ ૨૨
ભીમો કહે શ્યે કારણેજી, યોગી કહે તિણિવાર રે;
તાહરી માતા ડાકિણીજી, રાક્ષસ સમ અવધાર રે. અ૦ ૨૩
કામ–વિવશ નર નાખીનેજી, ભક્ષણ નરનું કરંત રે;
જો નવિ માને તો જો પારખુંજી, દેખાડું વિરતંત રે. અ૦ ૨૪
કરજે શયન તસ ઢોલીએજી, યષ્ટિ–સહિત નિરધાર રે;
ભીમ સુણી ગયો ઘર ભણીજી, આવી માતા તિણિવાર રે. અ૦ ૨૫
સા કહે મુઝ ઘર કરો પારણુંજી, નહિ તુઝ ઘર ગુણવાન રે;
કહે ઋષિ તિણે કારણેજી, તુઝ સુત કરે સુરાપાન રે. અ૦ ૨૬
જો ન માને તો જો પારખુંજી, કરજે સુત–મુખ–ઘ્રાણ રે;
આજ નિશાએ તું એકલીજી, ઇમ સુણી ઘર કીધું પરયાણ રે. અ૦ ૨૭

ભીમ–વધૂ પણ આવી તિમ કહેજી, કહે ઋષિ તુઝ ઘર મુઝ રે;
પારણું કરવું નવિ ઘટેજી, સાંભલ તુઝ ઘર ગુજ્ઝ રે. અ૦ ૨૮
તુજ પતિ નિજ માતા સાથે સદાજી, કંતા–પરે ભોગવે ભોગ રે;
જો ન માને તો નિશિ પારખુંજી, જોજે મેલવી જોગ રે. અ૦ ૨૯
તિહું જણ સુણી ક્રોધારૂણ થયાંજી, સૂતાં રયણી મઝાર રે;
ભીમ–તણું મુખ સૂંઘવાજી, માય આવી તિણિવાર રે. અ૦ ૩૦
નીચી પડી મુખ સૂંઘવાજી, ભીત ભક્ષણ દીધો દંડ રે;
ભીમ–વધૂ પણ સાસુ ઉપરેજી, દેતી દંડ પ્રચંડ રે. અ૦ ૩૧
મારામારી કરતાં સહુજી, નીસર્યા ઘરથી બાર રે;
યોગી તદા અનુ પેસીનેજી, લૂંટી ગયો ઘરબાર રે. અ૦ ૩૨
**સુરસુંદરીના** રાસનોજી, ચોથો ખંડ રસાલ રે;
**વીર** કહે જન કૌતુકીજી, સુણજો પંચમી ઢાલ રે. અ૦ ૩૩

[ દોહરા. ]

ઘર તસ્કર મૂંસી ગયો, વાત કહી નૃપ પાસ;
તવ નરપતિ વિલખો થયો, બેઠો થઇય નિરાસ. ૧
દ્વિજ નારાયણ નામ એક, વિદ્યા ચતુર્દશ જાણ;
ધરિય માન તે આવીયો, નૃપ ગુણપાલને ઠાણ. ૨

**यतः**

[1]"ब्रह्मज्ञान(1)–रसायनं(2) च कविता(3), वेदस्तथा(4) ज्योतिषं(5),
व्याकरणं(6) च धनुर्धरं(7) जलतरं(8), संगीतकं(9) वैद्यकम्(10) ।
अश्वारोहण(11) कोकशास्त्रनिपुणं(12), नाटचं(13) तथा चातुरी(14),
विद्या नाम चतुर्दश प्रगदिताः शेषा कला उच्यते ॥ १ ॥"

---

૧–**ભાવાર્થ**:–આ શ્લોકમાં બ્રહ્મજ્ઞાન આદિ ચૌદ વિદ્યાઓના નામોનું સૂચન કરવામાં આવ્યું છે.

દેખી વિપ્ર નરેસરુ, કરે તદા નમસ્કાર;
આશીર્વચન તે દ્વિજ દીએ, સંસ્કૃતમાંહી ઉદાર. ૩

[1] "कमलभूतनया मुखपङ्कजे, वसतु ते कमला करपल्लवे ।
वपुषि ते रमतां कमलाङ्गजः, प्रतिदिनं हृदये कमलापतिः ॥ १ ॥

[2] "कः खे भाति हतो निशाचरपति, केनाम्बुधौ मज्जति,
कः क्रिटक् तरुणीविलासगमनं, को नाम राज्ञां प्रियः ।
पत्रं किं नृपतेः क्मिप्सु ललितं, को रामरामाहरो,
मत्प्रश्नोत्तरमध्यमाक्षरपदं, यत्तत्तवाशीर्वचः ॥ २ ॥"

કહે નૃપને પંડિત ઇસ્યું, હું પકડું તુમ ચોર;
નૃપ હાથે બીડું ગ્રહી, પહુંતો નિજ ઘર ઠોર. ૪

---

૧–**ભાવાર્થઃ**–હે રાજન્! તારા મુખમાં સરસ્વતી, તારા કોમળ હાથમાં લક્ષ્મી, તારા શરીરમાં કામદેવ અને તારા હૃદયમાં હંમેશાં કૃષ્ણ વાસ કરો.

૨–**ભાવાર્થઃ**–આ શ્લોકમાં પ્રશ્નના ઉત્તરમાં આવેલા શબ્દોના મધ્ય મધ્ય અક્ષરનું બનેલું વાકય એ આશીર્વાદ છે.

| | |
|---|---|
| પ્ર૦ આકાશમાં કોણ શોભે છે ? | ઉ૦ **ग्रहेशः** સૂર્ય. |
| પ્ર૦ રાવણ કોના વડે મરાયો ? | ઉ૦ **रामेण** રામવડે. |
| પ્ર૦ સમુદ્રમાં કોણ ડૂબી ગયો ? | ઉ૦ **मैनाकः** મૈનાકપર્વત. |
| પ્ર૦ તરુણ સ્ત્રીનું વિલાસપૂર્વકનું ગમન કેવું હોય ? | ઉ૦ **मंथरं** મંદ મંદ. |
| પ્ર૦ રાજાને વહાલો કોણ હોય ? | ઉ૦ **सचिवः** મંત્રી. |
| પ્ર૦ રાજાનું વાહન કયું ? | ઉ૦ **तुरंगः** ઘોડો. |
| પ્ર૦ સરોવરમાં સુંદર શું ? | ઉ૦ **राजीवं** કમલ. |
| પ્ર૦ સીતાનું હરણ કરનાર કોણ ? | ઉ૦ **रावणः** રાવણ. |

આશીર્વાદનું સમ્પૂર્ણ વાકય આ પ્રમાણે બનશે.

**हे ! मे नाथ ! चिरं जीव.** હે! મારા નાથ! તું ઘણું જીવ.

## ઢાલ--છટ્ઠી.

[ દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો હો લાલ—એ દેશી. ]

બીજું ગ્રહી ગયો વિપ્ર, ઘરે જબ એકલો હો લાલ, ઘ૦
તવ તસ્કર રૂપ વિપ્ર-તણું કરી નીકળ્યો હો લાલ; ત૦
ગયો નારાયણ ગેહ, નમસ્કારહ કરે હો લાલ, ન૦
કિમ આવ્યા કહે વિપ્ર, ચોર તવ ઉચ્ચરે હો લાલ. ચો૦ ૧
સાવત્થી નગરીનો, વાસી વિપ્ર છું હો લાલ, વા૦
કરવા વેદ અભ્યાસ, ઇહાં આવ્યો અછું હો લાલ; ઈ૦
છે મુઝ ખંદિલ નામ, નામ તુમ સાંભળી હો લાલ, ના૦
આવ્યો છું તુમ ગેહ, કહે પંડિત વળી હો લાલ. ક૦ ૨
કોઈ મુઝને ઓલખે, છે કે નવિ ઓલખે હો લાલ, છે૦
કહે ખંદિલ રવિ છાંનો, નહિ સવિ ઓલખે હો લાલ; ન૦
ઈષ્ટ વચન રંજ્યો તવ, તસ આદર કરી હો લાલ, ત૦
રહ્યો નારાયણ ગેહ, હૃદય કૈતવ ધરી હો લાલ. હૃ૦ ૩
ઘર મૂસી નિશિ નાઠો, ગયો નિજ મંદિરે હો લાલ, ગ૦
બુદ્ધ વિભાત સ વિપ્ર, નૃપાગ્રે પુત્કરે હો લાલ; નૃ૦
શિવ-ધર્મી ગોસાંઈ, પડહ છબી આવીયો હો લાલ, પ૦
તસ્કર પાડી ખાત્રને, મઠ લૂંટી ગયો હો લાલ. મ૦ ૪
મંજુસિરિ-અભિધાન, બૌદ્ધ-મતનો ધણી હો લાલ, બૌ૦
પડહ છબી ઘર આવ્યો, તદા તસ્કર સુણી હો લાલ; ત૦
બૌદ્ધ શ્રાવકને વેશ કે, મઠ લૂંટી ગયો હો લાલ, મ૦
તે નિસુણી ભૂપાલનું, ચિત્ત દિલગીર થયો હો લાલ. ચિ૦ ૫
પરમહંસ કપિલાખ્ય, બીડું ગ્રહી આવીયો હો લાલ, બી૦
બે ગદિયાણા સુવર્ણે, પૂજ્યો તવ ભાવીયો હો લાલ; પૂ૦
કહે તસ્કર પ્રભુ-ધ્યાન, મુઝને શીખવો હો લાલ, મુ૦
જિમ આવે વિધિ શીઘ્ર, તિમ સવિ દાખવો હો લાલ. તિ૦ ૬

ધ્યાન શીખણ રહી રાત્ર, સવિ લૂંટી ગયો હો લાલ, સ૦
તે નિસુણી ગુણપાલે, પડહ વજડાવીયો હો લાલ; પ૦
સુરપ્રિય નામે નાસ્તિક, વાદી પાખંડીયો હો લાલ, વા૦
બીડું ગ્રહી તિણિવાર, નિજાલય આવીયો હો લાલ. નિ૦ ૭

ચોર સુણી ગણિકા–વાડે જઈ ચિંતવી હો લાલ, વા૦
દીઠી ગણિકા એક, લઘુ વય સંભવી હો લાલ; લ૦
પરમાદ્‌ભુત રૂપ જાસ, વિલાસ મનોહરી હો લાલ, વિ૦
શશિ–વયણી અભિધાન, અનંગહ સુંદરી હો લાલ. અ૦ ૮

સુંદરીને તંબોલ, દેઇ તસ્કર કહે હો લાલ, દે૦
જો એક માહરૂં કાર્ય, કરણ તું શિર વહે હો લાલ; ક૦
તો તુઝ વસ્ત્ર પ્રધાન, દીનાર દસ આપશું હો લાલ, દી૦
સુણી વેશ્યા ધન લુબ્ધ, કહે હા માનશું હો લાલ. ક૦ ૯

કહે તસ્કર અણબોલી, રહી કહું તે કરે હો લાલ, ર૦
વેશ્યા લેઈ સાથ, ગયો તેહને ઘરે હો લાલ; ગ૦
સુરપ્રિયને પરણામ, કરી કહે ગુણ ભરી હો લાલ, ક૦
નાસ્તિક મતમાં વાસિત, બહેન એ માહરી હો લાલ. બ૦ ૧૦

તુમ હાથે લેવા ઇચ્છે, દીક્ષા સાર છે હો લાલ, દી૦
કહે સુરપ્રિય અમ દીખ્ખનો, એ આચાર છે હો લાલ; એ૦
દીક્ષા ગ્રહે ધુર નિજ, હાથે પશુ મારવો હો લાલ, હા૦
સુરાપાન સહોદરશું, વિષયસુખ સારવો હો લાલ. વિ૦ ૧૧

પાત્ર એકણ મુઝ સાથ, કરે ભોજન વહી હો લાલ, ક૦
કહે તસ્કર મુઝ બ્હેન, સવિ કરશે સહી હો; સ૦
રાત પડી તવ ધૂર્તને, કહે ગુરૂ કામ છે હો લાલ, ક૦
મુઝ એકાંતે કાર્ય–વશે સૂવું અછે હો લાલ. વ૦ ૧૨

તુઝ ભગિની મુઝ શિષ્યશું, મદિરા પીજીએ હો લાલ, મ૦
કહે તસ્કર ગુરૂ-વચન, પ્રમાણહ કીજીએ હો લાલ; પ્ર૦
બેસારી વેશ્ય વિચાલ, વિકાર જણાવતી હો લાલ, વિ૦
કરી મદિરાનું પાન, અવરને કરાવતી હો લાલ. અ૦ ૧૩
નાઠી ચેતના સયલની, સવિ ધરતી પડયા હો લાલ, સ૦
રજ્જુવતે સહુ વેશ્ય, સકલને સાંકલ્યા હો લાલ; સ૦
વસ્ત્રાદિક સવિ લેઈ, [1]યથાજાતે કર્યા હો લાલ, ય૦
તસ્કર મઠ લૂંટી નિજ, સૌધે સંચર્યા હો લાલ. સૌ૦ ૧૪
રવિ-ઉદયે સવિ જાગ્યા, લહે લજ્જા ઘણી હો લાલ, લ૦
ગુરૂ દેખે તિણિવાર, ગતિ ચેલા-તણી હો લાલ; ગ૦
ગુરૂ પૂછે વેશ્યાને, એ બાંધવ તાહરો હો લાલ, એ૦
કહે વેશ્યા હું વેશ્ય, ન ભ્રાત એ માહરો હો લાલ. ન૦ ૧૫
કહે સુરપ્રિય નૃપ પ્રણમી, મઠ ખાલી થયો હો લાલ, મ૦
પણ પરીવાર સમસ્ત, સ નગ્ન કરી ગયો હો લાલ; સ૦
ચોથે ખંડે ઢાલ, રસાલ છટ્ઠી કહે હો લાલ, ર૦
**વીર** કહે પરધાન, હવે બીડું ગ્રહે હો લાલ. હ૦ ૧૬

[ દોહરા. ]

મંત્રી હવે બીડું ગ્રહે, નૃપ પાસે તિણિવાર;
ચિહું દિશ નાગાં ભાળીને, ભૃત્યાદિક પરિવાર. ૧
ઉંચા તંબુ તાણીયા, તિહાં બેઠા પરધાન;
વાત સુણી ચિત્ત હરખિયો, તસ્કર કપટ-નિધાન. ૨

## ઢાલ—સાતમી.

**[ પંચમા સુમતિ જિનેસર સ્વામી કે સુણો જિનરાય રે—એ દેશી. ]**

વાત સુણી નીકળીયો જોર કે, તસ્કર રાય રે;
રૂપ મહિયારીનું કરી ચોર કે, પંથે જાય રે. ૧

---

૧-નગ્ન.

મહી લ્યો મહી લ્યો કરતી જેહ કે, ચતુરા ચાલ રે;
મંત્રી આગલ નીકળી તેહ કે, દીઠી રસાલ રે. ૨
કહે મંત્રી અનુચરને તામ કે, તેડો એ નારી રે;
નિજ ડેરામાંહી મહીકામ કે, તેડી સા નારી રે. ૩
કુંભ છે મદિરાએ કરી ભરીયો કે, ચંદરહાસ રે;
પાન સુરા મંત્રીએ કરીયો કે, દહીં લહી ખાસ રે. ૪
ચંદ્રહાસ્ય મદિરા મદ ચઢીયો કે, થયો અચેત રે;
ચોર–કારણ–હડિ તિહાં પગ જડીયા કે, નગ્ન કરેત રે. ૫
દશકલા પહેરાવ્યાં દોય હાથે કે, કરી ઉપહાસ રે;
દાઢી મૂછ મૂંડયા નિજ હાથે કે, અરધા તાસ રે. ૬
લઘુ–વડીનીતિ કરી મુખ ઠામ કે, તસ્કરે તામ રે;
પાદત્રાણ ઠવી કરી તામ કે, મંત્રી આરામ રે. ૭
ઇમ કરી ચોર ગયો નિજ ધામ કે, સુણો ભવિ–લોક રે;
જોજ્યો એ મદિરાનું કામ કે, ટાલીએ રોક રે. ૮
મદિરા ઈહભવમાં દુઃખ દાઈ કે, અપજસ ઠામ રે;
પરભવ દુરગતિ નરગ સખાઈ કે, તજી ભવી નામ રે. ૯
નૃપ પૂછે આવી પરભાતે કે, ભૃત્યને ત્યાંહી રે;
તે કહે મહિયારી આજ રાતે કે, આલયમાંહી રે. ૧૦
આવી હતી દહીં વેચણ કાજ કે, ડેરામાંહી રે;
બેઠા છે સા સહ મંત્રિરાજ કે, જોઇએ ઉછાંહી રે. ૧૧
નરપતિ મધ્ય વિલોકે જામ કે, હાસ્ય કરાઈ રે;
દીઠા મંત્રી ભોગવે તામ કે, ગુરૂ ઠકુરાઈ રે. ૧૨
વદન અધો પડીયા જન દેખી કે, હાંસી કરંત રે;
રાયે ચોર ચરિત્ર ગવેષી કે, જાણ્યો વૃતંત રે. ૧૩

બીજે દિન નીસરીયો રાજા કે, નિશિ પરિવાર રે;
સાથે લેઇ મહાભટ તાજા કે, રહ્યો પુરબાર રે. ૧૪
ઇણે અવસર તસ્કર નીકલીયો કે, રજકને રૂપ રે;
ગર્દભ ચીવર ગ્રહીને ચલીયો કે, દેખીયો ભૂપ રે. ૧૫
ભૂપ કહે નિશિ કિમ નીસરિયો કે, તું કુણુ નાતિ રે;
તે કહે સાહિબનો અનુચરીયો કે, રજકની જાતિ રે. ૧૬
રાણી તુમચી જે ગુણુધામ કે, પદ્દમિની જાતિ રે;
તાસ વસન પ્રક્ષાલન સ્વામી કે, નીસર્યો રાતિ રે. ૧૭
ધોત વસન તસ વાસરે સ્વામી કે, લહિય સુગંધ રે;
વૃંદ ભ્રમર આવે તસ ઠામ કે, કરતા ધંધ રે. ૧૮
રાય કહે તસ્કર ભય મોટો કે, કિમ કરી જાય રે;
તે કહે ભૂપ છતાં ભય છોટો કે, વસન ધોવાય રે. ૧૯
ભૂપ કહે તસ્કર દગ વરજે કે, રજક તું ક્યાંહી રે;
તવ પોકારવ બહુલો કરજે કે, આવશું ત્યાંહી રે. ૨૦
તહત્તિ કહીને તસ્કર આવ્યો કે, સર-તણે તીર રે;
મૃન્મય કુંભ ને ચૂનો લાવ્યો કે, ભીંજવી નીર રે. ૨૧
ચૂનો કુંભને લેપી મેલ્યો કે, સરવરમાંહી રે;
નિજ હાથે કરી કુંભને ઠેલ્યો કે, તસ્કરે ત્યાંહી રે. ૨૨
કરતો બુંબારવ બહુ ભાંતિ કે, નૃપ સુણી ત્યાંહી રે;
ગયો અશ્વે ચઢી ઉજલી રાતે કે, ગ્રહી અસિ બાંહી રે. ૨૩
નૃપ પૂછે કિહાં ચોર ગવેષી કે, રજક બતાય રે;
તે કહે સાહિબ તુમને દેખી કે, જલ વિચે જાય રે. ૨૪
નરપતિ [૧]હરિ વસ્ત્રાદિ તજીને કે, ખડ્ગ ગ્રહાય રે;
વીર પરાક્રમ બહુલ સજીને કે, સર-વિચે ધાય રે. ૨૫

૧–ઘોડો.

તસ્કર વસ્ત્ર [1]હરિ ગ્રહી આવ્યો કે, શિબિર મોઝાર રે;
કહે ભટને મેં ચોર કઢાવ્યો કે, નયરની બહાર રે. ૨૬
ઇમ કહી શિબિરસહિત પુર આવ્યો કે, દીએ પુર દ્વાર રે;
અંતેઉરમાંહી સોહાવ્યો કે, નિશિ સુખ સાર રે. ૨૭
નૃપ–કુમરી ગુણમંજરી નામે કે, લેઇ ગયો ચોર રે;
ધન બહુ લેઇ ગયો નિજ ઠામ કે, કુણ કરે સોર રે. ૨૮
નૃપ ગુણપાલક સકલ તે રાતે કે, ભ્રમણ કરંત રે;
ઉઘાડયાં પુર દ્વાર વિભાતે કે, તવ ઓલખંત રે. ૨૯
બેઠા નિજ રાજ્યે ગુણપાલ કે, શુભ સુશરીર રે;
ચોથે ખંડે સાતમી ઢાલ કે, ઇમ કહે વીર રે. ૩૦

[ દોહરા. ]

નૃપ ચિંતે ગઈ નંદના, તસ્કર ચરિત અઘોર;
મુઝને પણ ધૂતી ગયો, વ્યાપ્યો બહુ જન ચોર. ૧
ઇણે અવસર નિજ નયરમાં, કામલતાભિધ વેશ્ય;
પડહ છબ્યો ઉત્કર્ષથી, પહુતી આપ નિવેશ્ય. ૨

## ઢાલ–આઠમી.

**[ વેગલો રહેને વરણાગીયા—એ દેશી. ]**

સુણી વાત તે તસ્કર આવીયો, કરી વૈદ્યનું રૂપ સુરૂપતા જો;
કૂબ્જા દાસી વેશ્યા તણી, પણ કૂબ્જાતનુ કુરૂપતા જો.
**વાત સુણીને ચોર આવીયો૦ એ આંકણી૦** ૧
તેણે વૈદ્યે તે દીઠી કૂબજા, તસ કટીએ દીધ પ્રહારને જો;
સરલ થઇ સા તતખિણે, ગઇ સ્વામિની પાસ વિચારીને જો. **વાત૦** ૨
કહે કૂબ્જા સ્વામિની સાંભળો, આવ્યો વૈદ્ય અછે ઘર બારણે જો;
વિદ્યા કલા મંત્રે ભર્યો, મુઝ અંગ કર્યું સુખ કારણે જો. **વાત૦** ૩

---

૧–ઘોડો.

તે કામલતા દેખી કરી, કહે તેડો ઇહાં એ વૈદને જો;
વૈદ્ય તદા ઘર આવીયો, કહે વેશ્યા ઉછાંહી વૈદને જો. **વાત૦** ૪
સુણો વૈદ મનોહર પાતલી, મુઝ કીજે લઘુતર રૂપતા જો;
વૈદ કહે છે પાધરૂં, ક્ષણમાંહી કરૂં અનુપતા જો. **વાત૦** ૫
એકાંતે ઓરડામાં જઇ, ચોર સાથે વેશ્યા લાવીને જો;
મંત્ર બલે કરી રાસભી, કહે દાસીને બાહિર આવીને જો. **વાત૦** ૬
કાલે દિન પ્રહર ચઢયા વિના, ઉઘાડશો નહિ એ બારણા જો;
આઠ પ્રહર તાળુ સહી, પછે કરજો ઉઘાડી ઓવારણા જો. **વાત૦** ૭
તુમ વેશ્યા લઘુ વય પામશે, ઇમ કહી ગયો ઘર વાસીને જો;
રાય પ્રભાતે આવીયા, તવ પૂછે નરેસર દાસીને જો. **વાત૦** ૮
કહે દાસી ઓરડામાંહી છે, ઉદઘાટત રાસભી દેખતા જો;
ચિંતે ભૂપ ગતિ ચોરની, સવિ સજ્જન તામ ઉવેખતા જો. **વાત૦** ૯
નૃપ ગાંધી પિશુન–નર પારધી, ધૂર્ત પ્રાહુણુ વેશ્યા જાણીએ જો;
પીડા પરની ચિત્ત નવિ લહે, તસ્કર ને વૈદ્ય વખાણીએ જો. **વાત૦** ૧૦
નૃપ પુનરપિ પડહ વજાવતો, જે ઝાલે તસ્કર આગળો જો;
રાજ્ય અરધ કન્યા વળી, તસ દેશે નૃપ સહુ સાંભળો જો. **વાત૦**૧૧
ગર્દભ–ભયથી નવિ કો ગ્રહે, પડહો તવ આવી ઉતાવલો જો;
પ્રણમી નૃપને બીડું ગ્રહે, માંડવિયો વિમલજસ એકલો જો. **વાત૦** ૧૨
છબી પડહ વિમલજસ આવીયો, નિજ સૌધે ચાલી રસાલ છે જો;
પુણ્ય શુભોદય વિસ્તર્યો, ખંડ ચોથે આઠમી ઢાલ છે જો. **વાત૦** ૧૩

[ દોહરા. ]

માંડવિયાને ઇમ કહે, સેવક સઘલા તામ;
પડહ છબ્યો શે કારણે, શીખ દીયો અમ સ્વામ. ૧
કરશે તસ્કર રાસભા, તિણે કારણે સુણો સ્વામ;
ભય પામી નાઠા સવે, રહ્યો એકાકી તામ. ૨

નિશિ એક થાનક બેસીને, સાધે વિદ્યા સાર;
અદિઠિ–કરણ શત–હસ્તિ-બલ, પર–વિદ્યા–અપહાર. ૩

## ઢાલ–નવમી.

[ અરિહંત તે જિન વિચરતા જી–એ દેશી. ]

પદ્માસન ધરી બેસીયાજી, વિમલજસા ગુણવંત;
રયણી કૃત બહુ દીપિકાજી, સુણી તસ્કર વૃત્તંત.
**શુભોદય પુણ્યે સવિ સુખ સાત**, દુષ્ટ ટલે ઉતપાત–શુ૦ ૧

બાર ઉઘાડાં મેલીનેજી, એકાકી મહાવીર;
તિણે અવસર તિહાં આવીયોજી, તસ્કર કર–ગ્રહી [1]તીર. શુ૦ ૨

ઘર પેસી ધન સવિ ગ્રહીજી, જાય જિસ્યે નિજ ધામ;
માંડવિયો તે દેખીનેજી, પૂંઠે નીકળ્યો તામ. શુ૦ ૩

પુર બાહિર વટ એક છેજી, દૂર અછે ગૂઢ ઠામ;
તાસ અધસ્તન ભુંયરૂંજી, ચોર-તણું તે ધામ. શુ૦ ૪

ચોર પેસી ભુંયરામુખેજી, દેવે સિલ્લા જામ;
વિમલજસા વિદ્યા બલેજી, પેઠા પૂંઠે તામ. શુ૦ ૫

ચોર કહે નૃપ–કુમરીનેજી, તું કહેતી હતી જેહ;
માંડવિયો બલી માહરીજી, સાર કરસ્યે તેહ. શુ૦ ૬

તાસ આજ ઘર લૂંટીયુંજી, ભાગ્યું તસ બલ સાર;
તે કારણ તુઝને કહુંજી, થાય હવે મુઝ નાર. શુ૦ ૭

કર્ણ–વિદગ્ધ વચન સુણીજી, કહે સા જીવિત મર્ણ;
હોસ્યે પણ મુઝને હજ્યોજી, માંડવિયાનું શર્ણ. શુ૦ ૮

---

૧–બાણ.

ચોર સુણી ક્રોધારુણેજી, મારણ ધાવે રે જામ;
કુંજર શત બલ આદરીજી, માંડવિયો કહે તામ. શુ૦ ૯
રે પાપી! તું શું કરેજી, અબલા ઉપર જોર;
સાદ સુણી ચિત્ત ચમકિઓજી, કુણ મુઝ મંદિર ચોર. શુ૦ ૧૦
યુદ્ધ કરણ તસ્કર સજ્યોજી, તવ માંડવિએ રે ત્યાંહી;
મુષ્ટિપ્રહારે નાંખીયોજી, બાંધ્યો ઝાલી બાંહી. શુ૦ ૧૧
કુમરી તસ્કર લેઈ કરીજી, નીકળ્યો બાહિર જામ;
ઇણિ અવસર સુણજ્યો હવેજી, રાય કરે જે કામ. શુ૦ ૧૨
માંડવિયો નવિ દેખીયોજી, રાજાએ પરભાત;
ચિંતે હા! ગુણવંતનોજી, ચોરે કીધો ઘાત. શુ૦ ૧૩
માહરે પણ મરવું સહીજી, એ વિણ જીવવું કાંહી;
ઇમ જાણી પુર બાહિરેજી, ચય રચી છે નૃપ ત્યાંહી. શુ૦ ૧૪
ઇણિ અવસર તસ્કર ગ્રહીજી, કુમરી સહ ચય જ્યાંહી;
માંડવિયો તિહાં આવીયોજી, આપ્યો તસ્કર ત્યાંહી. શુ૦ ૧૫
તે દેખી નૃપ હરખીયોજી, નિસુણી ચોર વૃત્તાંત;
કહે નૃપ માંડવિયા પ્રતિજી, તસ્કરનો કરો અંત. શુ૦ ૧૬
માંડવિયો કહે સાહિબાજી, એ નર વિદ્યા રે વંત;
જેહ તમે હાથે ગ્રહ્યોજી, તે ન મરે ગુણવંત. શુ૦ ૧૭
ઇમ કહી ચોર છોડાવિયોજી, ઉત્તમ લક્ષણ એષ;
ચોરી વ્યસન નિવારિયોજી, દેઇ તસ ઉપદેશ. શુ૦ ૧૮
સેવક કરી નૃપને દીયોજી, કુમરે તસ્કર તેહ;
જે જેહનું ચોર્યું હતુંજી, આપ્યું તસ તસ ગેહ. શુ૦ ૧૯
માંડવિયાને નૃપ દીએજી, રાજ્ય અરધ તિણિવાર;
ગુણમંજરી પરણી તિહાંજી, વિમલજસા કુમાર. શુ૦ ૨૦

સુરસુંદરીના રાસનોજી, ચોથો ખંડ રસાલ;
ભૂપ સજ્જન શુભ મોહનીજી, એ કહી નવમી ઢાલ. શુ૦ ૨૧

[ દોહરા. ]

રાજ્ય થયું બેનાતટે, સપ્ત [1]કપર્દી સિદ્ધ;
પુણ્ય બલે સુરસુંદરી, જે બોલ્યું તે કીધ. ૧
અન્ય દિવસ બેનાતટે, સુરસુંદરી ભરતાર;
પોત વિવિધ ભરી આવીયો, નામે અમરકુમાર. ૨
ભેટ ગ્રહી નૃપને મલ્યો, અમરકુમર પરિવાર;
માંડવિએ તવ ઓલખ્યો, મુખ–ઈંગિત–આકાર. ૩

## [ ઢાલ–દશમી. ]

**[ ધવલ શેઠ લેઇ ભેટણું—એ દેશી. ]**

**અમરકુમર ગ્રહી ભેટણું**, આવ્યો નરપતિ પાસે રે;
માંડવિયે તવ ઓળખ્યો, પામ્યો ચિત્ત ઉલ્લાસે રે. **અમર૦ ૧**
નિજ સેવકને ઈમ કહે, એ વ્યવહારી જૂઠો રે;
એહની વસ્તુમાં આમલો, તિણે જઇ પાડો ભૂંઠો રે. **અ૦ ૨**
ભૂપને જઇ ઇણિપરે કહી, લાવો માહરી પાસે રે;
સેવક જઈ નૃપને કહી, આણ્યો વિમલજસ પાસે રે. **અ૦ ૩**
પોત સયલ લૂંટી કરી, નિજ ઘર વસ્તુ ભરાવે રે;
ચોર ચોર કરી દિનપ્રતે, સયલ મલી બીવરાવે રે. **અ૦ ૪**
નિજ સેવકને ઈમ કહે, બીહાવજો કહી ચોર રે;
પણ નવિ કોઇ મારશો, કરજો વયણે જોર રે. **અ૦ ૫**
હવે દિન દિન બીહાવતા, વિમલજસ–ભટ તેહને રે;
જીવતો છૂટીશ કિણિપરે, જોખમ છે તુઝ દેહને રે. **અ૦ ૬**
જાતિ વણિક થઈ શું કરી? ચોરી તેં સુણ શેઠ રે;
ચોરનો કોઇ ધણી નહિ, કોપ્યો સાહિબ હેઠ રે. **અ૦ ૭**

---

૧–કોડી.

એક દિવસ પડચો ધ્રાસકો, અમરકુમરને ત્યાંહી રે;
ઉઠી ન શકે બાપડો, મૂરછાગત તનુમાંહી રે. અ૦ ૮
શીતલ વાયુ પ્રચારથી, સચેત કર્યો તિણિવારે રે;
ચિંતે પૂરવ ભવ કર્યાં, આવ્યાં પાપ સમકાળે રે. અ૦ ૯
અમર કહે સાહિબ! સુણો, હું છું તુમ આધીન રે;
મયા કરી મુઝ જીવતો, મૂકો ધન ગ્રહી દીન રે. અ૦ ૧૦
માંડવિયો તવ ઇમ કહે, તો તુઝ છૂટકો થાવે રે;
શેર સવા ઘૃત તું યદા, મુઝ પગતલમેં સમાવે રે. અ૦ ૧૧
કપટે પછેડી ઓઢીને, માંડવિયો તવ સૂતો રે;
પગતલ તાસ [1]ઓલાંસતો અમરકુમર ઘૃત જુત્તો રે. અ૦ ૧૨
દોય પ્રહર પગ ચોળીયા, પણ ઘૃત જબ નવિ નીઠું રે;
ચિંતી ચિત્ત મુખ માંડીયો, પીવા કારણ મીઠું રે. અ૦ ૧૩
માંડવિએ તવ ઝાલીયો, કહે શું કરે અઘોરી રે;
લઘુપણાથી શીખીયો, એહ વ્યસન તું ચોરી રે. અ૦ ૧૪
ચોથે ખંડે એ કહી, ઢાલ દશમી સુવિશાલે રે;
વીર કહે બંધન-થકી, છૂટશે આગલી ઢાલે રે. અ૦ ૧૫

[ દોહરા. ]

લઘુપણાથી શીખીયો, હજીય ન ગઇ તુઝ ટેવ;
જીવિશ કિમ હવે ઇમ સુણી, લહી મૂર્છા તતખેવ. ૧
શીતલ વાયુ પ્રચારથી, સ્વસ્થ કરી તિણિવાર;
વિમલજસા પૂછે તદા, પૂર્વ-તણો અધિકાર. ૨

## ઢાલ-અગિઆરમી.

[ સાહેલાં હે—એ દેશી. ]

સાહેલાં હે, ચંપાપુરી મુઝ ઠામ, ઇભ્ય ધનાવહ મુઝ પિતા હો લાલ;
સાહેલાં હે, ભૂપ-સુતા મુઝ નારી, ઉભય જણા લઘુવય હતાં હો લાલ. ૧

---

૧-મસળતો.

સાહેલાં હે, રમતાં કિણુહિક વાત, ડંસ ગ્રહ્યો મેં ચિત્તમાં હો લાલ;
સાહેલાં હે, વિણુ અપરાધ વિદેશ, સા મેલી મેં દ્વીપમાં હો લાલ. ૨
સા૦ નિર્માનુષ જલમાંહી, અબલા શું કરતી હશે ? હો લાલ;
સા૦ મુઝને પણ કુબુદ્ધિ, આવી તિહાં વિધિના વશે હો લાલ. ૩
સા૦ માંડવિયો કહે તુઝ, નાવી દયા તિણે અવસરે હો લાલ;
સા૦ ઇમ નિસુણી તે શેઠ, કરતો રૂદન ન ઓસરે હો લાલ. ૪
સા૦ સ્ત્રી હત્યા મેં કીધ, વિશ્વાસઘાતી હું થયો હો લાલ;
સા૦ આજ સકલ કૃત પાપ, મુઝને ઇહાં પ્રાદુરભયો હો લાલ. ૫
સા૦ માંડવિયો કહે તુઝ, નારી હતી રૂપે કિસી હો લાલ;
સા૦ તે કહે ગુણુ શુભ વૃંદ, રંગ રૂપે અપછર જિસી હો લાલ. ૬
સા૦ ન ઘટે મુઝ મુખ એહ, સ્તવના કરવી રમણી–તણી હો લાલ;
સા૦ પંચાખ્યાન પ્રમાણુ, પણ મુઝ સાંભરે સા ઘણી હો લાલ. ૭
સા૦ સન્મુખ ગુરૂ થુણંત, સેવક કામ વેલા લહી હો લાલ;
સા૦ પુત્ર મૃતે થુણંત, નારી મૂએ પણ નવિ કહી હો લાલ. ૮
સા૦ પણ શું કરૂં મહારાજ, વજ્રબંધન પ્રીતિ હતી હો લાલ;
સા૦ રૂપ અનોપમ અંગ, પુન્ય પનોતી સા સતી હો લાલ. ૯
[1]"स्मितवक्त्रवती गजनारीगति–र्हरिराजविराजितलंकतटी ॥
यदि सा वनिता हृदये वसति, क्व जपः क्व तपः क्व समाधिरतिः ॥१॥"
સા૦ માંડવિયો કહે તુઝ, નારી–વાર્તા કો કહે હો લાલ;
સા૦ તું શું કરે ગુણુ તાસ, ચિત્ત હર્ષ કેતો લહે હો લાલ. ૧૧
સા૦ શેઠ કહે વિણુ પુન્ય, કિહાં થકી સા મુઝ મલે હો લાલ;
સા૦ માંડવિયો કહે નારી, મલે પણ તુમ ચિત્ત નવિ હલે હો લાલ. ૧૨

૧–ભાવાર્થઃ–મંદહાસ્યવાળા મુખવાળી, હાથિણી જેવી ચાલવાળી અને સિંહની કટી સમાન શોભાયમાન મરોડયુક્ત કેડવાળી સ્ત્રી, જો હૃદયમાં વસે તો જપ, તપ અને સમાધિમાં પ્રેમ ક્યાંથી રહે ?

સા૦ સાંભલ મુઝ એક વાત, વિપ્ર હરિદત્ત એક પુરે હો લાલ;
સા૦ કરે કૃષી પણ કાંઈ, ન ફલે તવ ચિંતા કરે હો લાલ. ૧૨
સા૦ ઉષ્ણ–ઋતુને કાલ, એક દિન ખેત્ર–તરૂ–તલે હો લાલ;
સા૦ બેસી કરે વિચાર, કિમ મુઝ ખેત્ર નવિ ફલે હો લાલ. ૧૩
સા૦ ઇણિ અવસર તિણે ઠામ, દરમાં અહિપતિ દેખીયો હો લાલ;
સા૦ મન ચિંતે એ દેવ, ખેત્ર–તણો છે શેષીયો હો લાલ. ૧૪
સા૦ નવિ પૂજ્યો મેં તેણ, કારણે કરસણ નવિ ફલે હો લાલ;
સા૦ ચિંતી સરાવલામાંહી, બલિ બાકુલ ઠવે આગલે હો લાલ. ૧૫
સા૦ વેદ સુણાવે વિપ્ર, ઘેર ગયો ઇણિપરે કરી હો લાલ;
સા૦ આવી નમીય વિભાત, પન્નગ બહુ ભક્તિ ધરી હો લાલ. ૧૬
સા૦ દીઠા પાંચ દીનાર, શરાવલામાં તિણે સવે હો લાલ;
સા૦ વિક્રય કરી ગ્રહી ગાય, તસ પય દ્વિજ અહિને ઠવે હો લાલ. ૧૭
સા૦ દિન પ્રતે પાંચ દીનાર, વેદ સુણાવી ગ્રહી કરી હો લાલ;
સા૦ આવે હરિદત્ત ગેહ, પુણ્યે ગતિ મતિ પાંસરી હો લાલ. ૧૮
સા૦ દિન કેતે હવે તેહ, લક્ષ્મીધર પુણ્યે વધ્યો હો લાલ;
સા૦ પુત્રને શિક્ષા દેઈ, એક દિન પરગામે સધ્યો હો લાલ. ૧૯
સા૦ પુત્ર ગયો તિણે ઠામ, વેદ ભણે પય પાઠવે હો લાલ;
સા૦ ફણી ગ્રહી પંચ દીનાર, દુગ્ધ–પાન કરતો હવે હો લાલ. ૨૦
સા૦ દેખી ચિંતે પુત્ર, એ દર સોનઇયે ભર્યું હો લાલ;
સા૦ પન્નગનો કરી ઘાત, સોનઈયા સવિ સંહરૂં હો લાલ. ૨૧
સા૦ ઈમ ચિંતી ગ્રહી યષ્ટિ, પૂંછ પન્નગનો છેદીયો હો લાલ;
સા૦ ભસ્મસાત તવ કીધ, મુખજ્વાલા અહિ દેખીયો હો લાલ. ૨૨
સા૦ દિન કેતે હરિદત્ત, આવ્યો ઘર તવ સાંભળે હો લાલ;
સા૦ પુત્ર મરણની વાત, ચાલ્યો અહિપતિ આગળે હો લાલ. ૨૩

સા૦ દુગ્ધ ઠવી ભણે વેદ, બહુ ભક્તિ બહુ દુઃખ ભર્યો હો લાલ;
સા૦ પ્રગટ થઈ તવ સર્પ, શ્લોક વચન એક ઉચ્ચર્યો હો લાલ. ૨૪

यतः

૧" त्वं स्मरसि निजं पुत्रं, पुच्छच्छेदं स्मराम्यहम् ॥
भग्नचित्ते कुतः प्रीति,—स्तस्मात्संवर पुस्तकं ॥ १ ॥

સા૦ માંડવિયો કહે શેઠ, નારી મલે ચિત્ત નવિ હલે હો લાલ;
સા૦ શેઠ કહે સુણ સ્વામ, મુઝ ચિત્ત મલવા ટલવલે હો લાલ. ૨૫
સા૦ કહે નૃપ ઈહાં તુમ પાસ, આવે તો હર્ષ હુવે કિસ્યો? હો લાલ;
સા૦ સત્ય ન કહે તુમ નીમ, છે ઇમ સુણી ચિત્તમાં હસ્યો હો લાલ. ૨૬
સા૦ શેઠ કહે સુણ સ્વામી, વારંવાર પૃચ્છા કરો હો લાલ;
સા૦ મુઝ મન હર્ષ જે હોય, તે જાણે જગદીસરો હો લાલ. ૨૭
સા૦ ઈમ નિશ્ચય કરી વાત, માંડવિયો ઉઠી કરી હો લાલ;
સા૦ જઈ અંતેઉરમાંહી, રૂપ પરાવર્તન કરી હો લાલ. ૨૮
સા૦ સોલ સજી શૃંગાર, આવી તિહાં સુરસુંદરી હો લાલ;
સા૦ દેખી અમરકુમાર, હર્ષાશ્રુ–નેત્રે ભરી હો લાલ. ૨૯
સા૦ ચોથે ખંડે એહ, ઢાલ કહી અગિયારમી હો લાલ;
સા૦ દંપતી મેલની વાત, **વીર** કહે મુજને ગમી હો લાલ. ૩૦

[ દોહરા. ]

સુંદરીને દેખી કરી, હરખ્યો અમરકુમાર;
સુરસુંદરીએ સહુ કહ્યો, પૂર્વ–તણો અધિકાર. ૧
સુંદરી કહે પ્રીતમ સુણો, આ પરમેષ્ઠી કાજ;
તુમ વચને મેં એ ગ્રહ્યું, સાત કોડીએ રાજ. ૨

---

૧–**ભાવાર્થઃ**–તું પોતાના પુત્રને સંભારે છે અને હું પૂંછના છેદનને સંભારૂં છું. મન જુદાં થયા પછી પ્રીતિ ક્યાંથી હોય? માટે [વેદના] પુસ્તકને બંધ કર.

કુમર કહે જગ તું સતી, તુઝ બહુ પુન્ય સખાય;
મેં દુઃખ દીધું સુખ થયું, તે તુઝ પુણ્ય પસાય. ૩
વન-રણ-શત્રુ-જલાગ્નિમાં, એકાકી ગિરિ-શૃંગ;
હરિ કરી સાગર કેસરી, પુણ્યે તસ ભય ભંગ. ૪
પુણ્યે ઉત્તમ સંગતિ, પુણ્યે દુર્જન નાસ;
પુણ્ય વિહુણા પરભવે, કિંપિ ન પામે [1]ઘાસ. ૫
પુણ્ય-રતિ જિહાં પાંસરી, તિહાં દુઃખ તે સુખ થાય;
પુણ્ય-રતિ જસ પાતળી, તસ સુખ તે દુઃખ-દાય. ૬

### છંદ.

રતિ તિહાં સિદ્ધ રતિ તિહાં બુદ્ધ, રતિ તિહાં ભોગ સંયોગ રતિકો,
અંક ભવિક ન લેખ લખ્યો હરિ, પરાક્રમ તો હનુમાન જતિકો;
માંગ ગયો મહી બ્રહ્મ મહીતુલ, રાજ્ય ગયો સબ લંકપતિકો,
બ્રહ્મ ભણે સુણ સાહ અક્કબર, એક રતિ વિણ એક-રતિકો. ૧

[2]"रे चित्त ! खेदमुपयासि किमत्र चित्रं,
रम्येषु वस्तुषु मनोहरतां गतेषु ।
पुण्यं कुरुष्व यदि तेषु तवास्ति वाञ्छा,
पुण्यैर्विना नहि भवन्ति समीहितार्थाः ॥ १ ॥

---

૧-ગ્રાસ-ભોજન.

૨-**ભાવાર્થઃ**-મનોહર બનેલી રમ્ય વસ્તુઓ નહિ મળવાથી ખેદ પામેલા ચિત્તને કવિ બોધ આપે છે કે-રે ચિત્ત! તું શા માટે ખેદને પામે છે? આમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ: કારણ કે-પુણ્ય વિના ઇચ્છિત પદાર્થોની પ્રાપ્તિ થતી જ નથી. આથી જો તે વસ્તુઓની તને વાંછા હોય, તો ખેદને તજ અને પુણ્યને કર!

[ પૂર્વના દોહરા ચાલુ. ]

કહે સુંદરી મેં બહુ કર્યો, જે તુમચો અપરાધ;
ઉત્તમ નવિ સંભારશો, રીત એ સજ્જન સાધ. ૭
ચંદન ઓરસિયે ઘસ્યો, પરિમલ પ્રગટ કરંત;
ઈક્ષુદંડ વળી પીલતાં, અમૃત રસ આપંત. ૮
[1]અષ્ટાપદ અનલે ધમ્યું, અધિકી ઓપે કંત;
તિમ ઉત્તમ અતિ દુહવ્યો, નિજ ગુણ નવિ મૂકંત. ૯
મુઝ વીતક વીત્યું જિકે, તે જાણે જગદીશ;
વાંક તુમારો નહિ ઈહાં, કર્મ-ગતિ શી રીશ ?. ૧૦
ઈમ અન્યો-અન્યે મળી, મિચ્છાદુક્કડ દીધ;
ડંસ તજી મૃદુતા ભજી, અર્થ સહિત પરસિદ્ધ. ૧૧

**उक्तं च आवश्यकनिर्युक्तौ–**

[2]" '**मि**'त्ति मिउ मद्दवत्ते, '**छ**'त्ति अ दोसाण छायणे होइ ।
'**मि**'त्ति अ मेराइ ठिओ, '**दु**'त्ति दुगंछामि अप्पाणं ॥ १ ॥
" '**क**'त्ति कडं मे पावं, '**ड**'त्ति अ डेवेमि तं उवसमेणं ।
एसो मिच्छादुक्कड--पयक्खरत्थो समासेणं ॥ २ ॥ "

---

૧–સોનું. ૨–આ બે ગાથાઓમાં–' मिच्छामि दुक्कडं 'ના અર્થનું સ્પષ્ટીકરણ છે. ' मि ' વર્ણનો મૃદુ અને માર્દવ અર્થ થાય છે. મૃદુ-પણું એટલે કાયનમ્રતા અને માર્દવપણું એટલે ભાવનમ્રતા. અસંયમ-યોગ લક્ષણ દોષોનું આચ્છાદન કરવું-એવો અર્થ ' छ ' વર્ણથી વ્યક્ત થાય છે. ' ચારિત્ર રૂપ મર્યાદામાં રહેલો હું '-એવો અર્થ ' मि ' વર્ણથી વ્યક્ત થાય છે. ' દુષ્કૃતકારી આત્માને નિન્દુ છું ' એવો અર્થ ' दु ' વર્ણથી વ્યક્ત થાય છે. પોતાના પાપનો અભ્યુપ-ગમ એટલે સ્વીકાર કરવાનો અર્થ ' क ' વર્ણથી વ્યક્ત થાય છે અને

[ વધુ નોંધ ૧૬૫ મા પાને ]

## ઢાલ–બારમી.

**[ લઘુ પણ હું તુમ મન નવિ માવું રે—એ દેશી. ]**

વાત સુણી ગુણપાલ તે આવ્યા રે, દેખી અચરીજ ચિત્તમાં ભાવ્યા રે;
અમરકુમરને સુતા પરણાવે રે, દેખી ચરિય સ શીશ ધૂણાવે રે. ૧
કહે સુરસુંદરી સુણો ગુણપાલ રે, શ્રી નવકાર પ્રભાવ વિશાલ રે;
જેહથી લહીએ સૌખ્ય રસાલ રે, સર્પ ટલી થાએ ફૂલમાલ રે. ૨
ઈત્યાદિક બહુ વર્ણવ કીધો રે, રાજાએ સવિ ચિત્તમાં લીધો રે;
કેતા દિન તિહાં સુખભર રહેતાં રે, એક દિન વાત તે નૃપને કહેતાં રે. ૩
ચંપાપુરી જાવા મન કરતાં રે, વાત સુણી નૃપ ચિત્ત દુઃખ ધરતાં રે;
હવે ગુણપાલ તે કરે સજાઈ રે, પુત્રી જાઈ તે [1]નેટ પરાઈ રે. ૪

---

**[ ૧૬૪ મા પાનાથી આગળની નોંધ ]**

'**ड**' વર્ણ દ્વારા કરેલા પાપનું ઉપશમ વડે અતિક્રમણ કરૂં છું એવો અર્થ વ્યક્ત થાય છે. 'मिच्छामि दुक्कडं'ના આ સંક્ષેપમાં જણાવેલા અર્થથી પણ સમજી શકાશે કે–'मिच्छामि दुक्कडं' દેનાર આત્માઓએ કેવી ભાવના પૂર્વક તે દેવાનો છે. 'मिच्छामि दुक्कडं' દેનારે મનને પણ નમ્ર બનાવવું જોઈએ અને કાયાને પણ નમ્ર બનાવવી જોઈએ. વાચાની નમ્રતા નથી દર્શાવી, કારણ કે–'मिच्छामि दुक्कडं'નું ઉચ્ચારણ એ પોતે જ વાચિક નમ્રતાનું સૂચક છે. આ રીતિએ નમ્ર બનીને, અસંયમી યોગોથી દોષો થતા હોઈ તેના ત્યાગપૂર્વક અને સંયમમય યોગોથી સંવર તથા નિર્જરા થતી હોઈ તેના આદર માટે ચારિત્રરૂપ મર્યાદાનો સ્વીકાર કરવો જોઈએ. એવા બનીને, થઈ ગયેલા કે કરેલા દુષ્કૃતની નિન્દા કરતાં થકાં તે પાપનો પાપરૂપે સ્વીકાર કરવો જોઈએ અને તેની સાથે ઉપશમ દ્વારા તેનો ત્યાગ કરવો જોઈએ. આ એવી સુન્દર પદ્ધતિ છે કે–આ રીતિએ વર્તનારો આત્મા '**मिच्छामि दुक्कडं**' દ્વારા પણ અવશ્ય પાપમુક્ત બની શકે. [**आ. नि. गा. ६८६–८७**]

૧–નક્કી.

માગ્યાં ભૂષણે મમતા ધરવી રે, પ્રાહુણે ઘેર વસતિ કરવી રે;
બાપતણું ઘર જિમ તિમ શોષે રે, પોતાનું ઘર જઈને પોષે રે. ૫
પ્રાયે જગ જન કહે ઉખાણો રે, પરિકર પુત્રી છાલી દુઝાણો રે;
ઘેંસ [1]શિરામણ બદામનો નાણો રે, માને ધન બહુ કાંસા ભાણો રે. ૬
રાજ્ય અરધ નૃપ સાથ ચલાવે રે, ગજ રથ ઘોડા અવર ભલાવે રે;
માતા ગુણવતી રાણી બોલે રે, પુત્રી બેસારી નિજ ખોલે રે. ૭
હઈડે ભેટી કહે સુણ બાલી રે, કદીએ ન દીઠી વયણ રીસાલી રે;
હસિત–વદન ને અતિ હેજાલી રે, એતા દિન મેં સુખભર પાલી રે. ૮
પુત્ર થકી પણ અધિકી બેટી રે, તું મુઝ જીવન ગુણમણિ પેટી રે;
શીખ કહું તે મનમાં ધારે રે, તું પણ પરમેષ્ઠી ન વિસારે રે. ૯
હૃદયારામે ધર્મ ન મૂકે રે, કુલ–આચાર થકી મત ચૂકે રે;
દાન તણી મતિ ચિત્તમાં ધરજો રે, નાકારો કેહને મત કરજો રે. ૧૦
વિનય વડાનો ચિત્તમાં ધરજો રે, ભોજન સહુને કરાવી કરજો રે;
કૂડું જૂઠું આલ મ ભાંખો રે, સાચું મીઠું વચન ચિત્ત રાખો રે. ૧૧

**યતઃ**

[2]“ शय्योत्पाटनगेहमार्जनपयःपावित्र्यचुल्लीक्रिया–
स्थालीक्षालनधान्यपेषणकलागोदोहतन्मन्थनैः ।
पाकैस्तत्परिवेषणैः समुचितैः पात्रादिशौचक्रिया–
श्वश्रूभर्तृननान्दृदेवृविनयैः कष्टं वधूर्जीवति ॥ १ ॥

---

૧–નાસ્તો. ૨–**ભાવાર્થ**:–પથારીઓ ઉપાડવી, ઘર સ્વચ્છ રાખવું, પાણી ગળવું, ચૂલો સંભાળવો, વાસણો સાફ કરવાં, અનાજ દળવું, ગાયો દોહવી, વલોણું કરવું, યોગ્ય રીતે રસોઈ કરવી, રસવતીને પીરસવી, ત્યારબાદ પાછાં વાસણ માંજવાં તેમ જ સાસુ, પતિ, નણંદ અને દિયર વિગેરેનો વિનય કરવો–આ રીતે સ્ત્રી કષ્ટપૂર્વક જીવન ગુજારે છે.

મિથ્યા દર્શન જે કુલિંગી રે, દુર્જન માણુસ અવિરતિ રંગી રે;
સંગતિ તેહની દૂરે કરજો રે, તાસ વયણુ હૃદયે મમ ધરજો રે. ૧૨
કહ્યું કેતું તુઝને ગુણપ્યારે રે, પક્ષ ઉભયની શોભ વધારે રે;
નિર્મલ દૃષ્ટેં સહુને જોજે રે, દર્શન વેહલું મુઝને દેજે રે. ૧૩
**અ**મરકુમરને કહે નૃપ એસો રે, મુઝ પુત્રીને છેહ ન દેશો રે;
**સુરસુંદરી** પ્રતિ ભૂપતિ બોલે રે, ગુણમંજરી છે તુમચે ખોલે રે. ૧૪
**સુરસુંદરીને** રાસ રસાલે રે, ચોથે ખંડે બારમી ઢાલે રે;
એ શિક્ષા નારી જે ધરશે રે, જગમાં **જસ શુભ** સુખ સા વરશે રે. ૧૫

[ દોહરા. ]

પરહત્થ દીધી દીકરી, પિહરમાં ન રખાય;
નયણાં આંસુ જલભરી, હિયું ભરાએ માય. ૧
વહુ પિહર નર સાસરે, સંજમીયા સહવાસ;
એતાં હોએ અલખામણાં, જો મંડે થીર વાસ. ૨
કહે ગુણપાલ સતી પ્રતે, તુમ વિયોગ દુ:ખ દાય;
મુઝ નગરી જન સુખ થયો, તે સવિ તુમ્હ પસાય. ૩
લીંબાદિક ચંદન ભયા, મલયાચલની પાસ;
દુર્જન તે સજ્જન હુવે, ઉત્તમ સંગ નિવાસ. ૪
ઉત્તમ સરસી ગોઠડી, ઉત્તમશું સંયોગ;
પુન્યહ વિણુ નવિ પામીએ, શ્યો કિજે મન સોગ. ૫
હંસ ચાલતો પરખીએ, સરિતા નીર વહંત;
હેમ કસોટી પરખિએ, માણુસ વાત કરંત. ૬
હૃદયાભ્યંતર દવ બલે, બાહિર ધૂમ ન હોય;
કરતાં કીધો નેહડો, હવે કિમ જાશ્યે સોય. ૭
ઈમ કહી વોલાવી વલ્યાં, પિહરીયા પરિવાર;
જોતા ને રોતાં વલ્યાં, સીંચે આંસું ધાર. ૮

રાજ્ય અરધ ગુણપાલને, નિજ થકું સતી સુંપંત;
વિમલજસ ગુણપાલની, આણ સદા વરતંત. ૯
હવે સસરાને પૂછીને, કરતાં કુંઅર પ્રયાણ;
ઋદ્ધિ ઘણી સાથે લહી, ગાજંતે નિસાણ. ૧૦
કેતે દિવસે આવીયા, અધિકાનંદ અપાર;
કંતા ઉભયે પરિવર્યા, ચંપા નગરી બાર. ૧૧
વધામણી ગઈ તતખિણે, આવ્યા અમરકુમાર;
ભૂપ ધનાવહ હરખિયા, હરખ્યા સહુ પરિવાર. ૧૨

## ઢાલ–તેરમી.

[ સાહેલડીયાંની દેશી. ]

સૈન્ય સહિત નૃપ આવીયા જયવંતાજી,
સુરસુંદરીનો તાત ગુણવંતાજી;
નાગર જન સવિ આવીયા જયવંતાજી,
જાણી નૃપ જમાત ગુણવંતાજી. ૧
શેઠ ધનાવહ તતખિણે, જ૦ નંદનસનમુખ જાય; ગુ૦
રિપુમર્દન શણગારતો, જ૦ ચંપાપુરી સોહાય. ગુ૦ ૨
[1]પગર ભરાવ્યા સેરીયે, જ૦ પંચવરણને ફૂલ; ગુ૦
પંથે ધૂપ ઘટા દીએ, જ૦ જાસ સુગંધ અમૂલ. ગુ૦ ૩
પંથે પંક કઢાવતા, જ૦ શણગાર્યા ઘર હાટ; ગુ૦
ધરતી વિષમ સમી કરે, જ૦ જલ છંટાવે વાટ. ગુ૦ ૪
ગોખે ગોખે નારીયો, જ૦ બેઠી ધરી શૃંગાર; ગુ૦
જાણે ઉતરી [2]નાકથી, જ૦ દેખણ સુરની નાર. ગુ૦ ૫
ગીત ધવલ મંગલ તણા, જ૦ રથ બેઠી શુભનાર; ગુ૦
યાચક જન બિરૂદાવલી, જ૦ બોલે સહુ તિણિવાર. ગુ૦ ૬

---

૧–ઢગલા. ૨–સ્વર્ગથી.

સુંદરી શિર બેહડાં ધરી, જ૦ હઈડે હરખ ન માય; ગુ૦
કેઈ બાલા મુગતાફલે, જ૦ હર્ષ ભરંત વધાય. ગુ૦ ૭
શિર સિંદૂરે શોભતાં, જ૦ મદવંતા ગજરાજ; ગુ૦
[1]તેજીતુરીય નચાવતા, જ૦ બહુ વાજિંત્ર વિરાજ. ગુ૦ ૮
ઘર ઘર ગુડી ઉછલે, જ૦ [2]નેજાં ને નિસાણુ; ગુ૦
રથ ચકડોલ ને પાલખી, જ૦ ઇમ મોટે મંડાણ. ગુ૦ ૯
જય જય શબ્દે પરિવર્યા, જ૦ આવે અમરકુમાર; ગુ૦
સુરસુંદરી ગુણમંજરી, જ૦ બેસી સુખાસન સાર. ગુ૦ ૧૦
સહસ નયણુ બાલા જુવે, જ૦ દંપતીને મનોહાર; ગુ૦
આવી સનમુખ ભેટણું, જ૦ ઠવી કરે કેઇ જુહાર. ગુ૦ ૧૧
પુરજન ઇણિપરે બોલતાં, જ૦ સુકૃત કર્યાં ઇણે સાર; ગુ૦
તેહ તણા ફલ ભોગવે, જ૦ સુંદરી અમરકુમાર. ગુ૦ ૧૨
ઈમ મહોત્સવ બહુલે કરી, જ૦ દેતાં અઢલક દાન; ગુ૦
નિજ ગેહે પોહતા સુખે, જ૦ દે સહુને બહુમાન. ગુ૦ ૧૩
માત પિતા હર્ષે મલ્યાં, જ૦ નિજનિજ સૌધે જાણુ; ગુ૦
જે દિન સયણુ મેલાવડો, જ૦ ધન તે દિન સુવિહાણુ. ગુ૦ ૧૪
પૂજા કરે જિનરાજની, જ૦ શુભધ્યાને ત્રણુ ટંક; ગુ૦
સાહુમીવચ્છલ બહુ કરે, જ૦ ટાલે પાપને પંક. ગુ૦ ૧૫
બિંબ ભરાવે જિનતણાં, જ૦ કીધાં બહુ પ્રાસાદ; ગુ૦
કંચનમય તે સવિ કીયા, જ૦ સ્વર્ગશું મંડે વાદ. ગુ૦ ૧૬
સુરસુંદરી સમરે સદા, જ૦ ઉપગારી નવકાર; ગુ૦
દાન દીએ મુનિરાજને, જ૦ નહિ કોઇને નાકાર. ગુ૦ ૧૭
દ્યો દેવરાવો દીજીએ, જ૦ દદ્દો કરે દકાર; ગુ૦
દેવલોક ધુરી તે ઠવો, જ૦ દાતાને નિરધાર. ગુ૦ ૧૮

૧–તેજી જાતના ઘોડો. ૨–વાવટા.

ના નથી નહિ આપીએ, જ૦ કરે મુખથી નાકાર; ગુ૦
નરક તણું ધુર તે ઠવો, જ૦ નિર્મુખને નિરધાર. ગુ૦ ૧૯
કોઇ દિન સવિ સહિયર મલી, જ૦ વનમાં કેલ કરંત; ગુ૦
સુરપરે સુખ સંસારનાં, જ૦ વિલસે રમણી કંત. ગુ૦ ૨૦
સુખિયાને સુખ–સંગમાં, જ૦ જાતો ન લહે કાલ; ગુ૦
દુઃખિયાને પણ જાય છે, જ૦ પણ દાવાનલ ઝાલ. ગુ૦ ૨૧
સુખને ચાહે બહુ જના, જ૦ પણ સુખ પુણ્યપ્રમાણુ; ગુ૦
લોકિક સૌખ્ય અનેકધા, જ૦ લોકોત્તર નિરવાણુ. ગુ૦ ૨૨
સાતે સુખ આવી મલ્યાં, જ૦ લોક કહે રંગ રેલ; ગુ૦
પહિલું સુખ તનુએ નરા, જ૦ બીજું દંપતી મેલ. ગુ૦ ૨૩
ત્રીજું સુખ તે જાણિએ, જ૦ રહે સુખમાં એકઠાય; ગુ૦
સુખ ચોથું શિર રિણુ નહિ, જ૦ પંચમું સઘલે મનાય. ગુ૦ ૨૪
છઠ્ઠું સુખ વિજ્ઞાનતા, જ૦ રૂપ કલા ગુણુસાર; ગુ૦
સુત સજ્જન સુખ સાતમું, જ૦ વિનયી સહુ પરિવાર. ગુ૦ ૨૫
એ સાતે સુખ સામટાં, જ૦ અમરકુમરને સેવે; ગુ૦
કેલ કરે રસરંગશું, જ૦ પર્વે પોસહ લેવે. ગુ૦ ૨૬

## સ્ત્રીનાં સાત સુખો.

[ કવિત–ચોપાઈની દેશી. ]

પહિલું સુખ જે પિહર ગામ, બીજુ સુખ જે ગુણવંત સ્વામ;
ત્રીજું પિયુ પરદેશ ન જાય, ચોથું સુખ લક્ષ્મી ઘરમાંય. ૧
પાંચમું સુખ જે દીલે નરી, છઠ્ઠું સુખ થોડી દીકરી;
સહિયર સાથે વિનોદહ વાત, સુરસુંદરીનાં એ સુખ સાત. ૨

## પુરૂષનાં સાત દુઃખો.

પહેલું દુઃખ પાડોશી ચાડ, બીજું દુઃખ ઘર વિષનું ઝાડ;
ત્રીજું દુઃખ ન જરે આહાર, ચોથું દુઃખ શિર વહવો ભાર. ૩

પાંચમું દુઃખ પાલા ચાલવું, છઠ્ઠું દુઃખ જે નિત માંગવું;
કવિ કહે સાતે નર દુઃખ, નર નિર્ધનને ઝાઝી ભૂખ. ૪

### સ્ત્રીનાં સાત દુઃખો.

પહેલું દુઃખ જે સ્ત્રીઅવતાર, બીજું દુઃખ જે મૂઓ ભરતાર;
ત્રીજું દુઃખ જે નહિ સુતરત્ન, ચોથું દુઃખ જે નહિ ઘર ધન્ન. ૫
પાંચમું દુઃખ જે કરવું પાપ, છઠ્ઠું દુઃખ જે નહિ મા બાપ;
ગર્ભ ધર્યો તો વહેવો ભાર, નારી દુઃખ તણો ભંડાર. ૬

### પૂર્વની ઢાલ ચાલુ.

ઉન્નતિ જૈન-તણી કરે, જ૦ સુંદરી હોઈ કૃપાલ; ગુ૦
ઇમ સુખભર રહતાં થકાં, જ૦ ગયો કેટલો કાલ. ગુ૦ ૨૭
ઇણિ અવસર ઉદ્યાનમાં, જ૦ જ્ઞાનધરૂ મુનિરાય; ગુ૦
સમવસર્યા પરિવારશું, જ૦ [1]ભવ્ય-વનજ બોધાય. ગુ૦ ૨૮
જંગમ તીરથ જાણીએ, જ૦ મુનિ શુભગુણ મણિમાલ; ગુ૦
ચોથે ખંડે તેરમી, જ૦ વીર કહે એ ઢાલ. ગુ૦ ૨૯

[ દોહરા. ]

વનપાલક જઇ વિનવે, રિપુમર્દનને તામ;
જ્ઞાનધરાખ્ય મુનિવરા, આવ્યા તુમ વન ઠામ. ૧
વનપાલકના મુખ થકી, સુણી આગમન [2]ઉદંત;
રોમ રોમ તનુ ઉલ્લસ્યો, પ્રગટયો હર્ષ અત્યંત. ૨
ાવણુ [3]કિરીટ ભૂષણુ દીયા, સોવન રસના દીધ;
પ્રીતદાન વનપાલને, જનમ અયાચક કીધ. ૩
ચતુરંગી સેના સજી, મદ ઝરતા ગજરાજ;
મુનિવંદનને ઉમહ્યા, રિપુમર્દન મહારાજ. ૪

---

૧-ભવ્ય જીવરૂપ કમળ. ૨-સમાચાર. ૩-મુગટ.

ખડ્ગ છત્ર ચામર મુગટ, ઉપાનહ રાજ્યાંગ;
એ સઘલાં નૃપ પરિહરી, કરે પ્રણામ પંચાંગ. ૫
અમરકુમર રમણી બિહું, બહુ પરિવારે તામ;
મુનિ નમી કરીય પ્રદક્ષિણા, બેઠાં નિજ નિજ ઠામ. ૬
હર્ષે ભરે પુરજન સવિ, પહેરી સવિ શણગાર;
અઢલક દાન સમર્પતા, આવ્યા જિહાં અણગાર. ૭
બેઠી છે મુનિ-મંડલી, તેહના વંદી પાય;
ગુરૂ-મુખચંદ નિહાલતા, ભવિ-ચકોર સમુદાય. ૮
વંછે સુણવા ધર્મ તે, તવ મુનિ ધર્મ કહંત;
મુનિનો એહ સ્વભાવ છે, નહિ વિકથા ક્ષણ-મંત. ૯

## ઢાલ-ચૌદમી.

[ નવમી નિર્જર ભાવના ચિત્ત ચેતો રે-એ દેશી. ]

પ્રાણી જિનવાણી સુણી, પ્રતિ બૂઝો રે૦
એ સંસાર અસાર; જીવ પ્રતિ બૂઝો રે૦
તેહમાં ધર્મ તે સાર છે, પ્ર૦ ધર્મ તણો આધાર. જી૦ ૧
[1]નરભવ [2]શ્રુત સુણવો સહી, પ્ર૦ [3]સદ્દહણા [4]બલ ધર્મ; જી૦
પરમ અંગ ચઉ દુલ્લહા, પ્ર૦ પામી લહો શિવ-શર્મ. જી૦ ૨
દશ દૃષ્ટાંતે દુલ્લહો, પ્ર૦ [1]ચુલ્લગ [2]પાસગ [3]ધન્ન; જી૦
[4]દ્યૂત [5]રતન [6]સુપનતણો, પ્ર૦ [7]ચક્ર [8]કૂરમ સુવચન્ન. જી૦ ૩
[9]ચુગ [10]પરમાણુ તણી પરે, પ્ર૦ નરભવ દુર્લભ પાય; જી૦
ઘુણાક્ષર ન્યાયે લહ્યો, પ્ર૦ સરિત ઉપલને ન્યાય. જી૦ ૪
શ્રુત સુણવો ભક્તિ કરી, પ્ર૦ સુગુરૂ તણો લહી યોગ; જી૦
તેર કાઠીયા આંતરે, પ્ર૦ [1]આલસ [2]મોહ ને [3]સોગ. જી૦ ૫

[4]અવજ્ઞા કરે શાસ્ત્રની, પ્ર૦ [5]માની [6]ક્રોધ [7]પમાય; જી૦
[8]કૃપણુ [9]ભય [10]અજ્ઞાણુતા, પ્ર૦ [11]વ્યાક્ષેપ ચિત્ત કહાય. જી૦ ૬
[12]રમણુ [13]કુતૂહલને વશે, પ્ર૦ ન લહે શ્રુતનો યોગ; જી૦
વિણુ શ્રુત તે પશુ નવિ લહે, પ્ર૦ પુન્ય પાપના ભોગ. જી૦ ૭
તે પણુ પામ્યો ગુરૂ તણો, પ્ર૦ વળી લહ્યો શ્રુતનો યોગ; જી૦
પણુ [1]ધૂર્તે વ્યુદ્‌ગ્રાહિયો, પ્ર૦ તિણે ન પડે કાંઈ ભોગ. જી૦ ૮

---

૧–સદ્‌ગુરૂ દ્વારા શ્રુતનો યોગ પામવા છતાં પણુ, જે આત્માઓ કુગુરૂઓ રૂપ ધૂર્તો દ્વારા વ્યુદ્‌ગ્રાહિત બનેલા હોય છે, તેઓ પરમાર્થને પામી શકતા નથી અને અકલ્યાણથી બચી કલ્યાણને ભજનારા બની શકતા નથી. આ વિષયમાં રાસકાર પંડિતશ્રીએ અહીં એક **ધૂર્ત-વ્યુદ્‌ગ્રાહિત યોગીની કથા** સૂચવી છે, જેનો ભાવ નીચે મુજબનો છેઃ–

શ્રી જૈનશાસનને અનુસરનારા સાચા યોગિઓ તો કંચનાદિના સર્વથા ત્યાગી જ હોય છે, પણ કુમતમાં ફસેલા નામ–યોગિઓ તો કંચનનો સંગ્રહ કરનારા હોય છે. એવા એક યોગિનો કોઈ એક સોની મિત્ર હતો. યોગિએ પોતાની પાસેનું સોનું કડાં બનાવવાને માટે તે સોનીને આપ્યું. સોની ધૂર્ત હતો એટલે તેણે વિચાર્યું કે–" આ ઠીક લાગ આવ્યો છે." આથી તેણે બે જાતનાં એકજ સરખા આકાર અને વજનનાં કડાં બનાવ્યાં. પહેલાં તો શુદ્ધ સુવર્ણનાં કડાંની જોડી તેણે યોગિને આપી અને કહ્યું કે–" જૂઓ, હું કોઈને ઠગતો નથી અને તેમાં ય તમારી સાથે તો મારે બહુ નિકટનો સંબંધ છે, એટલે મેં તમે આપેલા ચોખ્ખા સોનાથી આ કડાં બનાવ્યાં છે, છતાં તમને ખાત્રી થાય એ માટે વેપારીઓ પાસે જઈ કસાવી જોજો. પણુ હું તમને એક વાત કહી દઉં. હું બહુ સીધો, સાદો, સાચા–બોલો અને પ્રમાણિક હોવાથી આ ગામના વેપારીઓ મારી ઈર્ષ્યા કરે છે, એટલે –' આ મેં બનાવ્યાં છે '–એમ કોઈને ય કહેશો નહિ. આજે તમે

[ વધુ નોંધ ૧૭૪ મા પાને ]

[ ૧૭૩ મા પાનાથી આગળની નોંધ ]

મારૂં નામ દીધા વિના પૂછી આવો અને તમને ખાત્રી થાય એ માટે કાલે વળી મારૂં નામ દઈને પૂછવા જજો. આજે આ કડાંને સોનાનાં કહેનારા જ કાલે તમને કહેશે કે–' આ તો બનાવટી કડાં છે. સોનાનાં નથી.' આ વાતેય હું તમને ન કહું, પણ કાલે કોઈ તમને ભરમાવવા આવે અને તમારા મનમાં વસવસો પેદા થાય એટલે આપણો સમ્બન્ધ નાશ પામી જાય–એવું ન બને માટે જ મેં તમને આ વાત અગાઉથી કહી છે. મને લોક ધૂર્ત માને એની ચિન્તા નથી, કારણ કે–તેમના કહે કાંઈ પ્રમાણિક માણસ ધૂર્ત બની જતો નથી: **પણ શંકાશીલ ન બનો અને આપણો સંબંધ જળવાય** એ માટે જ આટલું કહું છું." હવે તે યોગી પણ પેલાં શુદ્ધ સુવર્ણનાં કડાં લઈને બજારમાં બતાવવા ગયો અને સૌએ કહ્યું કે-" આ તો શુદ્ધ સુવર્ણનાં જ કડાં છે." યોગિએ આવીને સોનીને વાત કરી. સોનીએ કહ્યું– "હવે કાલે મારૂં નામ દઈને પૂછજો." આમ કહી તેણે પેલાં કડાં ઉજાળવાના બહાને લીધાં અને યોગિના દેખતાં જ તે ઉજાળવા બેઠો, પણ એવી સફાઈથી એણે કડાં બદલી લીધાં કે-યોગિને ખબર ન પડી. હવે સોનીએ જે બીજાં બનાવટી કડાં યોગિને આપ્યાં, તે લઈને યોગી બીજે દિવસે બજારમાં સોનીનું નામ દેવા પૂર્વક પૂછવા ગયો ત્યારે સૌએ કહ્યું કે– આ તો બનાવટી કડાં છે. આ સાંભળી પેલા વ્યુદ્ગ્રાહિત યોગિએ કહ્યું કે–" તમે બધા જૂઠ્ઠા અને દ્વેષીલા છો. કાલે આ કડાંને જ તમે શુદ્ધ સુવર્ણનાં કહેતા હતા અને આજે પેલાનું નામ દીધું એટલે બનાવટી થઈ ગયાં." વેપારીઓએ ઘણું ઘણું સમજાવ્યો, પણ યોગી સમજ્યો નહિ. તેણે પોતાનું સોનું ગુમાવ્યું અને લોકમાં તે મૂર્ખ ઠર્યો. આજ રીતિએ કુગુરૂઓ રૂપ ધૂર્તોથી વ્યુદ્ગ્રાહિત બનેલા આત્માઓ સદ્ગુરૂઓ દ્વારા શ્રવણનો યોગ પ્રાપ્ત થવા છતાં પણ, તેનો લાભ પામી શકતા નથી અને કુમતના જ આગ્રહી બન્યા થકા સ્વપર કલ્યાણનો ઘાત કરનારા બને છે. આથી ધર્મના અર્થી આત્માઓએ તેવી વ્યુદ્ગ્રાહણાથી પણ સદાને માટે સાવધ રહેવું જોઈએ.

કહે ગુરૂ પણ નવિ સદ્દહે, પ્ર૦ નિજ મતિ અગ્ર કરંત; જી૦
તત્ત્વ ન પામે બાપડો, પ્ર૦ છાત્ર [1]બઠર વૃત્તાંત. જી૦ ૯

૧–કેટલાક એવા પણ આત્માઓ હોય છે, કે સદ્દગુરૂઓ દ્વારા શ્રી જિનાજ્ઞાનુસાર દેવાતા ઉપદેશને સદ્દહતા નથી, પણ સ્વચ્છન્દપણે દરેક વસ્તુનો વિચાર કરવા માંડે છે. આવા આત્માઓ પણ સદ્દગુરૂ દ્વારા શ્રુતનો યોગ પામવા છતાં તત્ત્વને પામી શકતા નથી,–એ વાતને દર્શાવતાં અહીં રાસકાર પંડિતશ્રીએ આપમતિને આગળ કરનારા 'બઠર' છાત્રનું દૃષ્ટાન્ત સૂચન કર્યું છે. તેનો વૃત્તાન્ત એવો છે કે–

એક વિદ્યાર્થી પોતાના ગુરૂની પાસે ન્યાયનો અભ્યાસ કરતો હતો. ન્યાયમાં ખૂબ તર્ક–વિતર્ક કરવાના હોય છે. એક વાર એવું બન્યું કે–તે વિદ્યાર્થી જે સમયે બજારમાં ગયેલો, તે સમયે એક ગાંડો બનેલો હાથી દોડતો દોડતો આવતો હતો. ઉપર બેઠેલો માવત તેને અંકુશમાં રાખવા બહુ પ્રયત્ન કરતો હતો, પણ ગાંડપણના યોગે હાથી તેને ગાંઠતો નહિ. આ રીતિએ ગાંડા હાથીને દોડતો આવતો જોઈને લોકો જીવન બચાવવા આમ તેમ નાશભાગ કરી રહ્યા હતા. એ જોઈને પેલો વિદ્યાર્થી વિચાર કરે છે કે–" આ હાથી પ્રાપ્તને મારે છે કે અપ્રાપ્તને? જો એ પ્રાપ્તને જ મારતો હોય તો તે પોતાના ઉપર બેઠેલા માણસને જ મારશે અને અપ્રાપ્તને મારતો હોય તો પછી તે બધાને જ મારશે." આ પ્રમાણે તે વિચાર કરતો ઉભો રહ્યો, એટલામાં જ ગાંડો હાથી આવી પહોંચ્યો અને તેણે પેલા વિદ્યાર્થીને મારી નાખ્યો. આ વસ્તુ સૂચવે છે કે–સ્વચ્છન્દ મતિને નહિ ધરતાં, કલ્યાણના અર્થી આત્માઓએ મહાપુરૂષોનાં વચનો ઉપર શ્રદ્ધા કેળવવી જોઈએ. આમ છતાં વસ્તુનો વિવેક પૂર્વક વિચાર કરવાનો નિષેધ નથી જ: પરન્તુ કેવળ શ્રદ્ધાહીનપણે જેઓ પોતાની મતિને આગળ કરે છે, તેઓ તો તત્ત્વને પામી શકતા જ નથી.

[1]લગન જુએ એક વૃષભનું, પ્ર૦ ભાંગે બડ બડ ભેડ; જી૦
વૈદક લીંબ ગ્રહે ગુણે, પ્ર૦ ઘૃત ગ્રહે તુર્ય અખંડ. જી૦ ૧૦

૧ અહીં રાસકાર પંડિતશ્રીએ-'ભણ્યા પણ ગણ્યા નહિ'-એવા ચાર પંડિત મૂર્ખાઓની કથાનું સૂચન કર્યું છે. તે કથા એવી છે કે-

અષ્ટાપદ નામનું એક ગામ હતું. તે ગામમાં કુલશેખર નામનો રાજા, સુબુદ્ધિ નામનો મંત્રી, ચંદ્રસેન નામનો પુરોહિત અને કમલગુપ્ત નામનો શેઠ વસતો હતો. આ ચારમાં વિવાદ થયો કે-'માત્ર ભણતરથી માણસ કુશલ બને કે નહિ?' આ વિવાદના નિરાકરણને માટે તેઓએ પોતાના એક એક પુત્રને ભોંયરામાં રાખી ભણાવવાનું નક્કી કર્યું. એ ચારને વ્યાકરણ, ન્યાય, જ્યોતિષ અને વૈદક એમ ભિન્ન ભિન્ન ચાર વિષયોનું ચાર પંડિતો દ્વારા જ્ઞાન આપવામાં આવ્યું. જ્યારે તે ચાર ભણીને તૈયાર થયા, ત્યારે વિવાદના પરિણામની ખાત્રી કરવા માટે મંત્રીએ તે ચારેયને મુસાફરી કરી આવવા જણાવ્યું. રસ્તે ચાલતાં તેમને એક ગધાડું મળ્યું. આ ચાર તો ભણ્યા છે કે-'માર્ગમાં મળે તે બન્ધુ કહેવાય.' આથી એક જણે પોતાની પાઘડી ઉકેલીને ગધેડાને ગળે બાંધીને દોરતા ચાલવા માંડયું. થોડે ગયા ત્યાં તેમણે શીઘ્ર ગતિવાળા ઉંચા ઉંટને જોયો. એ જોઈને તેઓ વિચાર કરે છે કે-'આ કોણ હશે?' તેમને યાદ આવ્યું કે-'શાસ્ત્રોમાં ધર્મને શીઘ્ર ગતિવાળો કહ્યો છે અને ધર્મને જ સૌથી મોટો ગણાવ્યો છે.' આથી તેમણે નક્કી કર્યું કે-'આ [ ઉંટ ] ધર્મ છે.' હવે વિચાર કરે છે કે-'બન્ધુને ધર્મનો યોગ કરાવવો એ મહાફળ માટે છે એમ શાસ્ત્રોમાં આપણે ભણ્યા છીએ, માટે આ બન્ધુને [ ગધેડાને ] આ ધર્મનો [ ઉંટનો ] યોગ કરાવી દઈએ.' આમ વિચારીને તેઓએ ઉંટની ડોકે ગધેડાને બાંધ્યો. આથી ઉંટ અકળાયું અને ગધેડું ત્રાસ પામવા લાગ્યું. આમ ઉંટ-ગધેડાને ઉછાળા મારતા અને દુઃખી થતા જોઈને લોકોએ તેમને છોડાવ્યા.

[ વધુ નોંધ ૧૭૭ મા પાને ]

[ ૧૭૬ મા પાનાથી આગળ નોંધ ]

હવે બપોર થઈ જવાથી તે ચારેય જણ પગે દાઝવા લાગ્યા. આથી તેઓ રથ ઉપર બેઠા, પણ લાકડી રાખે નહિ, બળદને મારે નહિ અને હાંકતાં આવડે નહિ, એટલે બળદ જેમ તેમ ચાલવા લાગ્યા. એમ અફળાતા–કુટાતા તે ચાર જણા સાંજના વખતે કોઈ એક ગામના સીમાડે પહોંચ્યા. ભૂખ લાગેલી હોવાથી ગામના નાકે રથને છોડી જ્યોતિષ ભણેલો બળદ ચારવા ગયો, વ્યાકરણ ભણેલો ખીચડી રાંધવા બેઠો, વૈદક ભણેલો શાક લેવા ગયો અને ન્યાય ભણેલો ઘી લેવા ગયો. અહીં પણ તે ચારેય જણા ભણતરનો દુરૂપયોગ કરનારા નિવડે છે.

બળદને ચરતા રાખી જોષી ધૂનમાંને ધૂનમાં એક ઠેકાણે બેસી રહે છે, રખડતા બળદોને ચોર ચોરી જાય છે અને તપાસ કરતાં બળદ નહિ મળવાથી જોષી લગ્નકુંડલી કાઢી–'બળદ જડશે કે નહિ?' તે નક્કી કરવા બેસે છે.

બીજી તરફ શબ્દશાસ્ત્રી ખીચડી ચઢતી વેળાએ થતો ખદબદ ખદબદ અવાજ સાભળીને વિચારે છે કે-'આ કયી જાતિનો શબ્દ?' શાસ્ત્રમાં શબ્દ ત્રણ જાતિના કહ્યા છે: ૧-રૂઢ, ૨–યૌગિક અને ૩–મિશ્ર! આ ત્રણમાંથી એકેય પ્રકારનો આ શબ્દ નથી, માટે અપશબ્દ છે. આમ વિચારી તે ખીચડીવાળા હાંલ્લાને તેવો અપ-શબ્દ નહિ કરવાનું કહે છે. છતાં અવાજ થાય છે એટલે વારંવાર નિષેધ કરે છે, પણ ખીચડીનો અવાજ બંધ થાય શાનો? આથી ખીજાઈને તે ખીચડીના હાંલ્લાને જ ફોડી નાખી અપશબ્દ અટકાવે છે અને ખાવાનું ધૂળમાં મેળવે છે.

હવે શાક લેવા ગયેલો વૈદ વિચાર કરે છે કે–કયું શાક લેવું? આમાં અમુક દોષ અને આમાં અમુક દોષ–એમ વિચાર કરતાં કરતાં તે લીંબડાને જ પસંદ કરે છે:

[ વધુ નોંધ ૧૭૮ મા પાને ]

[ ૧૭૬-૧૭૭ મા પાનાથી આગળની નોંધ ]

કારણ કે-'વૈદક શાસ્ત્રમાં કહ્યું છે કે-લીંબડો વાયુનું હરણ કરનારો છે, પિત્તનો નાશ કરનાર છે, કફ તથા વાયુને શમાવનાર છે, વ્રણ-ફોલ્લાને રૂઝવનાર છે અને પાચક, શોધક તથા કુષ્ઠ, વમન અને વિષનો નાશ કરનાર છે: વળી કૃમિનાશક તથા બાળકોને હિતકારક હોઈ કલિકાલમાં શાખા-પ્રશાખા સહિત કલ્પવૃક્ષ સમાન એવો લીંબડો વિજયવંતો છે. એ લીંબડાને નમસ્કાર હો!' આ જાતિનો વિચાર કરીને વૈદ્ય શાક માટે લીંબડાનાં પાંદડાં લઈ આવ્યો.

હવે ચોથો ન્યાયશાસ્ત્રી જે ઘી લેવા ગયો છે, તે ઘી લઈને આવતાં વિચાર કરે છે કે-"**घृताधारे पात्रं वा पात्राधारे घृतम्?**" એટલે કે-'આ વાસણ આ ઘીના આધારે રહ્યું છે કે આ ઘી આ વાસણના આધારે રહ્યું છે?' આ વાતનો નિર્ણય કરવાને માટે તેણે વાસણને ઉંધું વાળ્યું, એટલે ઘી ઢોળાઈ ગયું એથી '**पात्राधारे घृतम्**' એ વાત તેણે સિદ્ધ કરી.

આમ એકે બળદ ખોયા, બીજાએ ખીચડી ગુમાવી, ત્રીજો લીંબડાનાં પાંદડાં લઈ આવ્યો અને ચોથાએ ઘી ઢોળ્યું: એટલે ચારે જણા વાહન વિનાના પણ થયા. અને ભૂખથી પણ પીડાયા. એટલામાં તેમના ભાગ્યયોગે કોઈ શેઠ ત્યાં આવ્યો અને તેમને ભૂખ્યા જાણીને પોતાને ઘેર જમવા લઈ ગયો. આ ચાર જણા જમ્યા તો ખરા, પણ ભણ્યા છે કે-'કોઈના ય ઉપકારને ભૂલીએ નહિ, પણ બદલો વાળીએ.' આથી પેલા શેઠને કહે છે કે-'અમને કાંઈક કામ બતાવો, કે જેથી અમે બદલો વાળી શકીએ.' તેમની માગણીથી શેઠે એક જણને ઘીનું કુંડલું આપી પરગામ ઘી વેચી આવવા મોકલ્યો અને ભલામણ કરી કે-'ચોરને જોજે.' બે જણને ગાડું લઈ લાકડાં લઈ આવવા મોકલ્યા અને એકને પોતાની દાદીમા માંદી હોવાથી તેની પાસે માખીઓ ઉડાડવા તથા ખબર રાખવા માટે બેસવા કહ્યું. અહીં પણ ચારેય જણા વિવાહની વરસી જેવું કરે છે.

[ વધુ નોંધ ૧૭૯ મા પાને ]

[ ૧૭૬-૧૭૭-૧૭૮ મા પાનાથી આગળની નોંધ ]

ઘી વેચવા માટે નીકળેલો રસ્તામાં આમ-તેમ જોયા જ કરે છે કે-ક્યાંય ચોર દેખાય છે! પણ ચોર દેખાતા નથી, એટલે એ વિચાર કરે છે કે-'શેઠે ચોરને જોવાનું કહ્યું છે અને ચોર દેખાતો નથી, માટે ચોક્કસ તે આ કુંડલામાં પેઠો હશે.' આ પ્રમાણે વિચાર કરી ચોરને જોવા માટે તેણે કુંડલાને ઉંધું વાળ્યું, એટલે બધું જ ઘી ધૂળ ભેગું થઈ ગયું.

હવે જે બે જણા લાકડાં લેવા ગયા છે, તે તાપને લીધે ગાડું તપી જવાથી વિચાર કરે છે કે-'જરૂર, આને તાવ ચઢ્યો' આથી છાંયડે જઈ કપડું ઓઢાડી બેસે છે. કેટલીક વારે ગાડું સાવ ઠંડું થઈ ગયું, એટલે તે વિચાર કરે છે કે-'આ તો મરી ગયું.' આવો નિર્ણય કરીને તેમણે તો ગાડાને અગ્નિદાહ દીધો, પોતે સ્નાન કર્યું અને પોક મૂકતા મૂકતા ગામ તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં પેલો ઘીના કુંડલાવાળો મળ્યો, એટલે તેને પણ સ્નાન કરાવી ત્રણેય રડતા રડતા ઘર તરફ ચાલ્યા.

હવે ચોથો દાદીમા પાસે બેઠો છે, તે વારંવાર માખીઓને ઉડાડે છે પણ માખીઓ આવી-આવીને ડોસીના મોંઢા ઉપર જ બેસે છે. પેલો ના પાડે છે, પણ માખીઓ માનતી નથી, એટલે-'આજ્ઞાલોપકને શિક્ષા કરીને પણ ઠેકાણે લાવવો જોઈએ'-એ વાત સંભારી, ત્યાં પડેલું મોટું લાકડું ડોસીના મોંઢા ઉપર બેઠેલી માખીઓને મારે છે. આથી ડોસી મરી જાય છે.

એટલામાં પેલા ત્રણ રડતા આવે છે, તેમાં આ પણ ભળી જાય છે. શેઠ રડવાનું કારણ પૂછે છે અને બનેલી હકીકત જાણતાં ચારેયને કાઢી મૂકે છે. આ દૃષ્ટાન્ત દ્વારા રાસકાર પંડિતશ્રી સમજાવે છે કે-શાસ્ત્રનાં વાક્યોનો જેઓ મનસ્વી રીતિએ ઉપયોગ કરે છે, તેઓ આ ચારની માફક સીદાય છે માટે આપમતિને આગળ નહિ કરતાં જ્ઞાનિઓના વચનને સદ્દહતાં શીખવું જોઈએ.

પાત્ર ચિંતન ઘૃત ઢોળિયું, પ્ર૦ આપમતિ ચઉ જાણ; જી૦
અથવા સહુ કરે તિમ કરે, પ્ર૦ [1]સમુચ્છિમ પ્રાય અજાણ. જી૦ ૧૧
ઈમ સદ્દહણા દોહિલી, પ્ર૦ જિનવર વચને થાય; જી૦
તે વિણુ સમકિત કિમ હુવે, પ્ર૦ સમકિત શ્રદ્ધા કહાય. જી૦ ૧૨
શાસ્ત્ર સકલ ચિત્તમાં રૂચે, પ્ર૦ જો ન રૂચે પદ એક; જી૦
તે મિથ્યાત્વી જાણીએ, પ્ર૦ સાખી સંઘયણ વિવેક. જી૦ ૧૩

---

૧–રાસકાર પંડિતશ્રી કહે છે કે-જેમ આપમતિને આગળ કરનારાઓને માટે સદ્દહણા દુર્લભ છે, તેમ સંમૂર્ચ્છિમની જેમ વર્તનારને માટે પણ શ્રી જિનવચનની સદ્દહણા દુર્લભ છે. આ વિષયમાં તેઓશ્રી મારવાડના વણિકોનું નીચે મુજબનું એક દષ્ટાન્ત સૂચવે છે:–

મારવાડના કોઈ એક ગામડામાં સાધુ આવ્યા. ત્યાંના શ્રાવકો ભદ્રિક હોવા છતાં પણ અજ્ઞાની છે. વંદન કરીને બેઠેલા શ્રાવકોને સાંજના સાધુ પૂછે છે કે–' પ્રતિક્રમણ કરશો ? ' શ્રાવકો કહે છે કે–' કરીએ તો ખરા, પણ અમને કશું જ આવડતું નથી.' સાધુએ કહ્યું કે–' હરકત નહિ તમે તમારે હું કરૂં તેમ કરજો.' શ્રાવકો પ્રતિક્રમણ કરવા બેઠા અને સાધુએ ક્રિયા શરૂ કરી. થોડિક ક્રિયા થયા પછી બન્યું એવું કે–મહારાજને વાઈનું દર્દ હોવાથી તેનો ઉછાળો આવ્યો. આથી મહારાજ પડી ગયા અને આમ-તેમ પછાડ ખાવા લાગ્યા તથા મોંઢે ફીણ આવી ગયાં. બીચારા ભદ્રિક શ્રાવકો તો એમજ માને છે કે–' આય વિધિ હશે ' એટલે તેઓ પણ પછાડા ખાયા કરે છે. આમ છતાં પોતાને મોંઢે ફીણુ નહિ આવવાથી શ્રાવકો માને છે કે–' આપણી ક્રિયા બરાબર નહિ, એટલે આપણને ફીણુ આવ્યાં નહિ. ' થોડી વારે મહારાજને વાઈનું દર્દ શમ્યું અને તેમણે પ્રતિક્રમણની બાકીની ક્રિયા કરી. પછી મહારાજે શ્રાવકોને પૂછ્યું કે–' કેમ, પ્રતિક્રમણ કર્યું ને ? ' શ્રાવકો કહે છે કે–હા કર્યું તો ખરૂં પણ ' આપને ફીણુ આવ્યાં અને અમને ન આવ્યાં એટલી ક્રિયા અમારે અધુરી રહી. ' આવી ક્રિયાને સંમૂર્ચ્છિમ ક્રિયા કહેવામાં આવે છે.

સત્તર પાપનાં સ્થાનથી, પ્ર૦ એક મિથ્યાત્વ અધિક; જી૦
કષ્ટ કરો ઈંદ્રિય દમો, પ્ર૦ પણ સમિથ્યાત્વ અલીક. જી૦ ૧૪
[1]ધર્મે અધર્મ મતિ ઠવે, પ્ર૦ [2]અધરમે ધમ્મ સન્ન; જી૦
[3]મગ્ગે ઉમગ્ગ [4]કુમારગે, પ્ર૦ મારગની ધરે સન્ન. જી૦ ૧૫
[5]સાધુ અસાધુ [6]અસાધુને, પ્ર૦ સાધુ તણી મતિ રંગ; જી૦
[7]જીવે અજીવ [8]અજીવે જીવા, પ્ર૦ [9]મૂર્ત્તે અમૂર્ત્ત પ્રસંગ. જી૦ ૧૬
[10]અમૂર્ત્તે રૂપી – તણી, પ્ર૦ સન્ના એ દશ ભેદ; જી૦
આભિગ્રહિક ખર પૂંછ જર્યું, પ્ર૦ નિજ મત ગ્રહિત અછેદ. જી૦ ૧૭
સહુ સરખા અનભિગ્રહી, પ્ર૦ અભિનિવેશ તે પંક; જી૦
જે જાણી જૂઠું કહે, પ્ર૦ સંશય જિન–વચ–શંક. જી૦ ૧૮
અનાભોગી તે અવ્યક્તતા, પ્ર૦ એ પણ પાંચ મિથ્યાત; જી૦
દેવ· ગુરૂ પર્વ ત્રિકે, પ્ર૦ લોક લોકોત્તર થાત. જી૦ ૧૯
લૌકિક ત્રણ પ્રગટારથે, પ્ર૦ લોકોત્તર દેવગત તેહ; જી૦
માનતા માને દેવને, પ્ર૦ પુત્રાદિકની જેહ. જી૦ ૨૦
લોકોત્તર ગુરૂમિથ્યાત તે, પ્ર૦ ગુરૂ તે લક્ષણ હીન; જી૦
પર્વ ઈષ્ટ ઈહ લોકને, પ્ર૦ કારણે માને દીન. જી૦ ૨૧
ખટ મિથ્યાત્વ મલે થકે, પ્ર૦ એ એકવીસ મિથ્યાત; જી૦
પરમરોગ અંધકાર છે, પ્ર૦ તજીએ મિથ્યા વાત. જી૦ ૨૨
[1]દોષ અઢાર રહિત જિના, પ્ર૦ ધારો હૃદયે દેવ; જી૦
તે દેવે પરકાશિયો, પ્ર૦ દયા સંયમ તપ સેવ. જી૦ ૨૩
દશ વિધ ધર્મ મુનિ–તણો, પ્ર૦ ખંત્યાદિક ગુણવંત; જી૦
ત્રિવિધ ત્રિવિધ જે આદરે, પ્ર૦ મુનિવર કહિએ સંત. જી૦ ૨૪

---

૧–દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, વીર્યાંતરાય, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, રાગ અને દ્વેષ. આ અઢાર દોષ શ્રી જિનેશ્વર દેવોમાં હોતા નથી.

શ્રદ્ધા સમકિત મૂલ છે, પ્ર૦ તે વિણુ કિરિયા ધંધ; જી૦
હાવ ભાવ નારી કરે, પ્ર૦ જિમ પામી પતિ અંધ. જી૦ ૨૫
સમકિત લહતાં જીવને, પ્ર૦ આઠ દોષ અંતરાય; જી૦
[1]ક્ષુદ્ર [2]લોભરતિ [3]દીનતા, પ્ર૦ [4]મચ્છરી [5]શઠ કહેવાય. જી૦ ૨૬
[6]અજ્ઞ તે કુલપુત્રક પરે, પ્ર૦ શ્રાદ્ધવિધિશું કથાન; જી૦
[7]ભવાભિનંદી જાણીએ, પ્ર૦ દોષ અષ્ટમ [8]ભયવાન. જી૦ ૨૭
સમકિત લહે અડગુણા, પ્ર૦[9]સૌમ્ય[10]ગંભીર[11]ધૃતિમાન;જી૦
[12]દક્ષ[13]ધીર[14]ભવ–ઉદ્વિગો,પ્ર૦ [15]ભદ્રક[16]ગુણિરાગવાન. જી૦ ૨૮
ધર્મે પરાક્રમ ફોરવે, પ્ર૦ તે પણ દુર્લભ અંગ; જી૦
શ્રાવક સામાયક કરે, પ્ર૦ પોસહ દુર્ગતિ ભંગ. જી૦ ૨૯
દિન પ્રતે લક્ષ સવા દીએ, પ્ર૦ કંચન જે નર સાર; જી૦
એક નર સામાયક કરે, પ્ર૦ તેહને લાભ અપાર. જી૦ ૩૦
નિંદા પ્રશંસા સમ ગણે, પ્ર૦ માન અને અપમાન; જી૦
સજ્જન પરજન સમ ગણે, પ્ર૦ સામાયક શુદ્ધ જાણ. જી૦ ૩૧

---

૧–તુચ્છ અને અગંભીર મનોવૃત્તિવાળો તે ક્ષુદ્ર. ૨–બાહ્ય પદાર્થોની અત્યન્ત તૃષ્ણાવાળો તે લોભરતિ. ૩–યાચવાની વૃત્તિ તે દીનતા. ૪–પારકી સંપત્તિ જોઈ અદેખાઈ કરે તે મત્સરી. ૫–ઠગવાની વૃત્તિવાળો તે શઠ. ૬–શ્રાદ્ધવિધિ તથા ગૌતમકુલકમાં દષ્ટાન્ત તરીકે આવતા કુલપુત્રકની જેમ તત્ત્વની વાત ન સમજી શકે તે અજ્ઞ. ૭–પૌદ્ગલિક સુખમાં આનંદ માને તે ભવાભિનંદી. ૮–ધર્મ કરતાં ભય પામે તે ભયવાન. ૯–પ્રશાન્ત ચિત્તને લીધે સુન્દર સ્વભાવવાળો તે સૌમ્ય. ૧૦–ઠરેલ બુદ્ધિવાળો તે ગંભીર. ૧૧–ધર્મકાર્યમાં વિઘ્નો આવે તો પણ મક્કમ રહેનારો તે ધૃતિમાન. ૧૨–હેયોપાદેયને સમજવામાં કુશલ તે દક્ષ. ૧૩–સર્વજ્ઞદર્શનમાં સ્થિર ચિત્તવાળો તે ધીર. ૧૪–સંસારને દુ:ખરૂપ માની મોક્ષ માટે પ્રયત્ન કરે તે ભવઉદ્વિગ્ન. ૧૫–માધ્યસ્થ્ય આદિ ગુણો વાળો તે ભદ્રક. ૧૬–ગુણવંતનો રાગી તે ગુણિ રાગવાન.

સામાયક લહી આતમા, પ્ર૦ ઘરના કાર્ય કરાય; જી૦
આરત ધ્યાને આતમા, પ્ર૦ કિરિયા નિરર્થક થાય. જી૦ ૩૨
સુરપતિ સરીખા ચિંતવે, પ્ર૦ સુરના સુલભ ભોગ; જી૦
પામીએ પણ જગ દુલ્લહો, પ્ર૦ સામાયકનો યોગ. જી૦ ૩૩
મુનિવર સંયમ આચરે, પ્ર૦ મોક્ષ તણું મંડાણ; જી૦
હોય ધરમ એ દાખિયો, પ્ર૦ યોગ્ય ભવિજન જાણ. જી૦ ૩૪
યોગ્ય વિના શી દેશના ?, પ્ર૦ જિમ વાઘણનું દૂધ; જી૦
કુંસાદિક નવિ સાંસહે, પ્ર૦ સોવન ભાજન શુદ્ધ. જી૦ ૩૫
સાધુ સંગતિ આદરો, પ્ર૦ પાળો શ્રી જિન આણ; જી૦
જે નર જિનઆણે રહે, પ્ર૦ કીજે તાસ વખાણ. જી૦ ૩૬
સુખશીલ સ્વછંદ ચારિયા, પ્ર૦ વિરાધે જિન આણ; જી૦
તે પાપી નર જાણીએ, પ્ર૦ શિવપથ વૈરી સમાન. જી૦ ૩૭
એક સાહુ વર સાહુણી, પ્ર૦ સાવય સાવિયા વિખ્યાત; જી૦
સંઘ આણ જુત્ત ભાખિયો, પ્ર૦ શેષ આઠું–સંઘાત. જી૦ ૩૮
રત્નત્રયી–જુત્ત ભાખિયો, પ્ર૦ સંઘ સકલ ગુણવંત; જી૦
તે સંઘ દુર્લભ પામવો, પ્ર૦ માને જસ અરિહંત. જી૦ ૩૯
આણાએ તપ સંયમ કહ્યો, પ્ર૦ પૂજા કરે ત્રણ ટંક; જી૦
આણા વિણ નિષ્ફલ સવે, પ્ર૦ શૂન્ય યથા વિણ અંક. જી૦ ૪૦
થોડી પણ આણા વહે, પ્ર૦ રવિ તમપરે ટલે પાવ; જી૦
આણા સહિત સમાચરો, પ્ર૦ દાન શીયલ તપ ભાવ. જી૦ ૪૧
દાન સુપાત્રે દીજીએ, પ્ર૦ મુનિવર લહી ગુણવંત; જી૦
ભાવ દાન પ્રાણી લહે, પ્ર૦ ફલ શિવસૌખ્ય અનંત. જી૦ ૪૨
[1]ગુજ્ઝ–ખલે [2]તેલહુ–જલે, પ્ર૦ પ્રજ્ઞાવંતને શાસ્ત્ર; જી૦
અલ્પ યથા તિમ વિસ્તરે, પ્ર૦ પામી ઉત્તમ પાત્ર. જી૦ ૪૩

૧–ખલપુરૂષમાં ગુપ્ત વાત. ૨–જલમાં તેલ.

[1]અનાદર [2]વિલંબતા, પ્ર૦ [3]પરાઙ્મુખ [4]કુવાચ; જી૦
[5]પશ્ચાત્તાપ સંતાપતા, પ્ર૦ દાન દૂષણ એ પાંચ. જી૦ ૪૪
[1]આનંદ-અશ્રુ [2]રોમાંચતા, પ્ર૦ [3]બહુમાન ને [4]પ્રિયવાચ; જી૦
[5]અનુમોદન દીધા પછે, પ્ર૦ દાનનાં ભૂષણ પાંચ. જી૦ ૪૫
શીયલે સુખ સંપદ લહે, પ્ર૦ શીયલ વડો સંસાર; જી૦
શીયલને બત્રીસ ઉપમા, પ્ર૦ દશમે અંગે વિચાર. જી૦ ૪૬
દ્વાદશ ભેદે તપ કહ્યો, પ્ર૦ કર્મેંધન શિખી જાણ; જી૦
કર્મ તપાવન તપ કહ્યો, પ્ર૦ તપથી કેવલ નાણ. જી૦ ૪૭
ભાવ વિના દાનાદિકા, પ્ર૦ જાણે અલૂણો ધાન; જી૦
[૧]પાડોશણ વૃષ્ટિ લહી, પ્ર૦ દેતી મુનિને દાન. જી૦ ૪૮

---

૧-ભાવ વિનાનાં દાનાદિક, એ મીઠા વિનાના આહાર જેવાં છે, એ સમજાવવાને માટે રાસકાર પંડિતશ્રીએ અહીં એક બાઈનું દૃષ્ટાન્ત ફરમાવ્યું છે, જે નીચે મુજબનું છે:—

કોઈ એક ગામમાં એક શ્રાવિકાએ ઉત્તમ પાત્રભૂત એક મહા તપસ્વી મુનિવરને શુદ્ધ ભાવે દાન દીધું. શુદ્ધ ભાવનાપૂર્વક ઉત્તમ પાત્રમાં આપેલા દાનના પ્રભાવે આકર્ષાઇને ક્ષેત્રદેવતાએ તે શ્રાવિકાના ઘરમાં પંચકોટિ સુવર્ણની વૃષ્ટિ કરી. આ વસ્તુ એક ભાંડે અને એક વેશ્યાએ જોઈ. ભાંડને એમ થયું કે-'સુન્દર ભોજન મેળવવાને માટે આવો વેષ ધરીને ભિક્ષાએ નીકળવું એ મજેનો ઉપાય છે.' વેશ્યાને એમ થયું કે-' પૈસા મેળવવાને માટે આવા સાધુઓને દાન દેવું એ મજેનો ઉપાય છે.' હવે ભવિતવ્યતાના યોગે બન્યું એવું કે-પેલો ભાંડ મુનિવર જેવો વેષ સજીને ભિક્ષાએ નીકળ્યો અને પેલી વેશ્યા પણ ક્યારે કોઈ સાધુ આવે ને હું તેમને વહોરાવી પંચ કોટિ સુવર્ણ મેળવું-એ વિચારથી વેશ્યા સાધુના આગમનની રાહ જોતી ઉભી રહી. તેવામાં મુનિવેષને ધરનારા ભાંડને જોતાંની સાથે જ પુલકિત મનવાળી બની થકી આમંત્રણ કરવા લાગી

[ વધુ નોંધ ૧૮૫ મા પાને ]

વૃષ્ટિ ન થઈ કંચન તણી, પ્ર૦ ભાવ વિના સવિ કષ્ટ; જી૦
ભરતાદિક કેવલ લહે, પ્ર૦ ભાવથી કર્મ વિનષ્ટ. જી૦ ૪૯
ભાવો બારહ ભાવના, પ્ર૦ અનિત્યપણું સંસાર; જી૦
કુશ-શિરસિ જલબિંદુઓ, પ્ર૦ [1]વજીચાપ અનુહાર. જી૦ ૫૦
એ યૌવન ધન સંપદા, પ્ર૦ સંધ્યારાગ વિલાસ; જી૦
આયુ તનુ સવિ અથીર છે, પ્ર૦ પામો ભવી ભવ ત્રાસ. જી૦ ૫૧
શેષ છ માસ જીવિત રહે, પ્ર૦ ઉપજે સુરને ભાવ; જી૦
દેખે સુરદ્રુ પ્રકંપતા, પ્ર૦ માલ્ય તે મ્લાનિ લહાવ. જી૦ ૫૨
શ્રી હ્રી નાસ નિદ્રા લહે, પ્ર૦ વસ્ત્ર-તણો ઉપરાગ; જી૦
કામ રાગ અંગભગ્નતા, પ્ર૦ દૃષ્ટિભ્રાંત [2]દીનવાગ. જી૦ ૫૩
માત પિતા સુત કામિની, પ્ર૦ ધર્મ વિના નવિ શર્ણું; જી૦
ગિરિકંદર જઈને વસે, પ્ર૦ પણ નવિ મૂકે મર્ણું. જી૦ ૫૪
ઈણે સંસારે જીવડો, પ્ર૦ ભમતો નવ નવ વેશ; જી૦
દેવ નિરય ધની નિર્ધની, પ્ર૦ કીટ પતંગ નરેશ. જી૦ ૫૫

[ ૧૮૪ મા પાનાથી આગળની નોંધ ]
અને પેલા ભાંડે પણ તેનું આમંત્રણ સ્વીકાર્યું. વેશ્યા ધનુલુબ્ધતાના વશે કરીને બનાવેલું ઉત્તમ ભોજન વહોરાવતી જાય અને ધનની વૃષ્ટિ થાય છે કે નહિ, તે જોવા માટે વારંવાર ઉપર જોયા કરે. મુનિવેષ-ધારી ભાંડ સમજી ગયો. ભોજન વહોર્યા પછી તે વેશ્યાને પૂછે છે કે –'ઉંચે કેમ જૂએ છે?' વેશ્યા કહે છે કે–'ધનવૃષ્ટિ કેમ ન થઈ એ જોઉં છું. મારી પાડોશણને ઘેર તો હમણાં થઈ હતી.' એટલે મુનિ-વેષધારી ભાંડ કહે છે કે–'**વો સાધુ, વો શ્રાવિકાઃ થેં વેશ્યા, મેં ભાંડ, થારા મારા યોગસેં પત્થર પડશે રાંડ.**' સમજી? માટે ઉંચું ન ભાળ. આ દૃષ્ટાન્ત આપી રાસકાર પંડિતશ્રી ફરમાવે છે કે –ભાવ વિના ક્રિયા કષ્ટ રૂપ છે, માટે કલ્યાણના અર્થી આત્માઓએ ભાવપૂર્વક ક્રિયા કરનારા બનવું એ જરૂરી છે.

૧–ઈન્દ્રધનુષ. ૨–દીનવચન.

રૂપ કુરૂપ સોભાગિયો, પ્ર૦ વિપ્ર હુએ ચંડાલ; જી૦
સ્વામી દાસ પૂજનિક થયો, પ્ર૦ જિમ અરહટ્ટની માલ. જી૦ ૫૬
નાટકીયા પરે જીવડે, પ્ર૦ કીધા નવ નવ વેશ; જી૦
કર્મ વિવશ એ બાપડો, પ્ર૦ વિણુ જિન શ્રુત ઉપદેશ. જી૦ ૫૭
એકપણું ભવી ભાવીએ, પ્ર૦ તું એકાકી જીવ; જી૦
આવ્યો તિમ જાઈશ વલી, પ્ર૦ મૂક તું મમતા ટેવ. જી૦ ૫૮
ધન ઘર સ્ત્રી વિશ્રામતા, પ્ર૦ પ્રેતવને સુત લોક; જી૦
ચય તનુ આખર એકલો, પ્ર૦ જીવ ચલે પરલોક. જી૦ ૫૯
અન્યપણું ભવી ભાવજો, પ્ર૦ સ્વારથિયો પરિવાર; જી૦
પંથ શિરે પંથી મલે, પ્ર૦ પ્રેમ કરે કિણી લાર ? જી૦ ૬૦
એકણુ વૃક્ષ સમારૂઢા, પ્ર૦ નાના જાતિ વિહંગ; જી૦
પ્રાતર દિશિ દિશિ સંચરે, પ્ર૦ એ સંસારહ રંગ. જી૦ ૬૧
નયર ખાલ પરે તનુ વહે, પ્ર૦ કફ મલ મૂત્ર ભરીજ; જી૦
માંસ રૂધિર મેદારસે, પ્ર૦ અસ્થિમજ્જા નરબીજ. જી૦ ૬૨
આશ્રવ પંચ નિવારીએ, પ્ર૦ દશમે અંગ વિચાર; જી૦
વિરતિ વિવેકી આદરો, પ્ર૦ નિસ્તરીએ સંસાર. જી૦ ૬૩
અવિરતિથી એકેંદ્રિને, પ્ર૦ પાપસ્થાન અઢાર; જી૦
લાગે વિણુ ભોગ્યજ થકાં, પ્ર૦ પંચમ અંગ વિચાર. જી૦ ૬૪
મિત્ર શત્રુ સમ ભાવતાં, પ્ર૦ જીવિત મરણુ સમાન; જી૦
આશ્રવ ભાવથી ઓસરે, પ્ર૦ સંવર એહ નિદાન. જી૦ ૬૫
શ્રાવક ચિંતે હું કદા, પ્ર૦ કરશું કુશસંસ્તાર; જી૦
સજ્જન ધન સંપદ તજી, પ્ર૦ લેશું સંયમ ભાર. જી૦ ૬૬
મુનિ નિત ચિત્તહિત ચિંતવે, પ્ર૦ નિર્દૂષણુ ગ્રહી [1]ગ્રાસ; જી૦
એકલ મલ્લ પ્રતિમા રહી, પ્ર૦ સૂત્ર ભણું ગુરૂ પાસ. જી૦ ૬૭

---

૧—આહાર.

વ્રત પચ્ચખાણે નિર્જરા, પ્ર૦ ઉર્ધ્વ પુરૂષ આકાર; જી૦
પગ પોહળા કર દો કટિ, પ્ર૦ ભાવો લોક વિચાર. જી૦ ૬૮
ધર્મ સામગ્રી સવિ લહી, પ્ર૦ બોધિબીજ મમ હાર; જી૦
ચિંતામણિ ચક્ષે દીઓ, પ્ર૦ હાર્યો જેમ ગમાર. જી૦ ૬૯
હિતકર ધર્મને ધારીએ, પ્ર૦ વારીએ મિથ્યાસલ્લ; જી૦
ક્રોધ માન માયા તજો, પ્ર૦ લોભ કુગતિનો મલ્લ. જી૦ ૭૦
[1]સાત વ્યસનને સેવતાં, પ્ર૦ આડાં આવે પાપ; જી૦
બંધન ચિંત ઉદય સમે, પ્ર૦ શ્યો કરવો સંતાપ. ? જી૦ ૭૧
કર્મ–વિવશ જગ જીવડા, પ્ર૦ સુખ દુઃખ વિશ્વ વરંત; જી૦
કર્મ જંજાલ તજી હજ્યો, પ્ર૦ સિદ્ધિ—વધૂ–વરકંત. જી૦ ૭૨
ઇણિ પેરે દીધી દેશના, પ્ર૦ જિમ પુષ્કર ઘન નીર; જી૦
ચોથે ખંડે ચૌદમી, પ્ર૦ ઢાલ કહે શુભ વીર. જી૦ ૭૩

[ દોહરા. ]

ઇત્યાદિક ગુરૂ દેશના, ગુરૂ મુખથી સુણી લોક;
હરખ્યા ધર્મ રસિક જના, જિમ પ્રહ સમયે કોક. ૧
સમકિત બહુ જીવે લહ્યું, દેશવિરતિ કેઈ ભાવ;
કેઈક સર્વવિરતિ લહે, ભવજલ તરવા નાવ. ૨
ધર્મ–તણો અવસર લહી, કરશે જેહ વિલંબ;
તે પસ્તાવો પામશે, પાકી ચાંચે અંબ. ૩
ઇણિ પરે નિસુણી દેશના, જે કહ્યા મુનિ ગુણવંત;
લહી આશ્ચર્ય નરેસરુ, ઇણિ પરે પ્રશ્ન કરંત. ૪
મુઝ કુમરી સુરસુંદરી, શ્યે કરમે ? ભગવંત;
સુખ દુઃખ કંત વિયોગડો, પામી કહો વિરતંત. ૫

---

૧–જુગાર, માંસ, દારૂ, વેશ્યાગમન, શિકાર, પરસ્ત્રીસેવન અને ચોરી એ સાત વ્યસન જીવને અતિ ઘોર નરકમાં ખેંચી જાય છે.

यतः

१"वैद्या वदन्ति कफमारुतपित्तदोषम्,
भूतप्रवेशमथ मंत्रविदो वदन्ति।
ज्योतिर्विदो ग्रहगुणान् परिकल्पयन्ति।
प्राचीनकर्मफलमत्र वदन्ति सन्तः॥ १ ॥"

## ઢાલ–પંદરમી.

[ જગપતિ નાયક નેમિજિણંદ–એ દેશી. ]

નરપતિ કહે મુનિ પૂર્વ વૃત્તાંત, કરમ ભરમ જગ વિસ્તરે;
નરપતિ કર્મ–વિવશ વાસુદેવ, નરક પ્રતે તે સંચરે. ૧
નરપતિ ભવ નાટિકમાં જોય, અવ્યવહારી રાશિમાં;
નરપતિ અનંત પુદ્ગલ પરાવર્ત્ત, ભ્રમણ નિગોદની રાશમાં. ૨
નરપતિ અનાદિ નિગોદ અવશ્ય, ઉદ્ધરી પૃથ્વીકાયમાં;
નરપતિ સૂક્ષ્મ–બાદરમાંહી, તે વ્યવહારી રાશિમાં. ૩
નરપતિ ગિરિસરિદુપલને ન્યાય, દુઃખ સહતાં સંસારમાં;
નરપતિ પુણ્ય વિહુણો જીવ, ભમિયો વિષય વિકારમાં. ૪
નરપતિ બહુવિધ કર્મ બનાવ, કર્મે જીવને સાંકળ્યો;
નરપતિ પૂરવ ભવ વૃત્તાંત, તેહ ભણી તુમે સાંભલો. ૫
નરપતિ ગામ સુદર્શન નામ, નૃપ સુરરાજ તિહાં વસે;
નરપતિ અરિગણમાં તે શૂર, વીર પરાક્રમ ઉલ્લસે. ૬

---

૧–ભાવાર્થઃ–વૈદ્યો કફ વાયુ અને પિત્તનો દોષ કહે છે, માંત્રિકો ભૂતનો પ્રવેશ થયો છે એમ કહે છે, જ્યોતિષીઓ ગ્રહના ગુણોને વિચારે છે પણ [ દુઃખ એ તો ] પૂર્વોપાર્જિત અશુભકર્મનું ફળ છે એમ તો માત્ર સત્પુરૂષોજ કહે છે.

નરપતિ રેવતી રાણી તાસ, જાસ વિલાસ ગતિ ભણી;
નરપતિ પ્રમદા પ્રીતમ પ્રીત, સંપદ સેવે સુર તણી. ૭
નરપતિ એક દિન દંપતી દોય, ક્રીડા કારણ સંચર્યાં;
નરપતિ સુભટ સવે પરિવાર, વનમાં તરૂ-અધ ઉતર્યાં. ૮
નરપતિ ઇણિ અવસર તરૂ પાસ, મુનિવર ધ્યાન-ઘટા વર્યા;
નરપતિ એકણુ કૃત કાઉસ્સગ્ગ, દંપતી દગપથ સંચર્યા. ૯
નરપતિ નૃપ કહે તવ સુણુ નારી, એ મુનિવર રૂડો યતિ;
નરપતિ ધ્યાન ધરે એક ચિત્ત, ધન ધન જગમાં એ વ્રતી. ૧૦
નરપતિ કહે સુણી રાણી તામ, સાચી વાત તમે કહી;
નરપતિ પણ કહો તો ક્ષણમાંહી, ધ્યાન ચૂકાવું હું સહી. ૧૧
નરપતિ ઇમ સુણી રેવતી રાણી, મુનિવર પાસે સા ઘણી;
નરપતિ હાસ્ય વિલાસ કરંત, કરત દુગંછા ગુરૂ-તણી. ૧૨
નરપતિ કરત હસામસ તાસ, મુહપત્તિ ઓઘો સા ગ્રહે;
નરપતિ અનુકૂલ મુનિ ઉત્રસગ્ગ, પણ મુનિવર ધ્યાને રહે. ૧૩
નરપતિ બાર ઘડી મુનિરાજ, વિગોવ્યા ધ્યાને છતે;
નરપતિ મુનિવર ન ચલે ધ્યાન, તવ નૃપ કહે રાણી પ્રતે. ૧૪
નરપતિ એ રૂડો અણગાર, ન ઘટે હાંસી સુંદરી;
નરપતિ ઇમ વારી તવ નારી, હાસ્ય કરણથી ઓસરી. ૧૫
નરપતિ ધ્યાન પૂરણ મુનિરાજ, યોગ્ય જીવ જાણી કરી;
નરપતિ દંપતી આગળ તામ, મુનિએ વાણી ઉચ્ચરી. ૧૬
નરપતિ દાન દીયો સુપાત્ર, નિર્મલ શીયલ ધરો સદા;
નરપતિ તપ કરો વિવિધ પ્રકાર, શુભ ભાવન શિવ સંપદા. ૧૭
નરપતિ ધર્મ સુણી બિહું તામ, નિજ નિજ ચિત્તે સદ્દહ્યો;
નરપતિ તત્ત્વ-ત્રયી ઓલખંત, ઉપગારી મુનિ જે કહ્યો. ૧૮
નરપતિ રાણી તવ શુભ ભાવ, દાન દીએ મુનિરાજને;
નરપતિ બાંધે પુન્ય અનંત, પાત્ર સવે શિરતાજને. ૧૯

નરપતિ અણઆલોઈ પાપ, સુરપદવી બેહુ વર્યા;
નરપતિ ભોગવતાં શુભ ભોગ, આયુ સંપૂરણ કર્યા. ૨૦
નરપતિ સુરરાજાનો જીવ, અમરકુમર સંપદ વરી;
નરપતિ રેવતીનો ચવી જીવ, અંગજા તુઝ સુરસુંદરી. ૨૧
નરપતિ બાર ઘડી મુનિરાજ, ધ્યાન ચૂકાવ્યો જિણે કરી;
નરપતિ બાર વરસ તિણે હેત, કંત વિયોગ સતી વરી. ૨૨
નરપતિ મુનિય દુગંછા કીધ, મચ્છ-ઉદર વસતી સતી;
નરપતિ મુનિવર દીધ આહાર, વિદ્યા રાજ્ય અધિપતિ. ૨૩
નરપતિ નવપદ શીયલ પ્રભાવ, જગ જસ સુખ લહી સંપદા;
નરપતિ નિસુણી મુનિ-વચ દોય, જાતિસ્મરણ લહે તદા. ૨૪
નરપતિ મુનિવરને સતી તામ, અમરકુમર પણ ઇમ કહે;
નરપતિ મુઝ આતિમ ઉદ્ધાર, કારણ તુમ વિણ કુણ કહે. ૨૫
નરપતિ તુમ સરીખા મુઝ નાથ, માથે ગાજે ગુણનિલો;
નરપતિ તિહાં નહિ કર્મ પ્રચાર, કેસરી આગલ છાગલો. ૨૬
નરપતિ રશ્મિ પ્રસર દિનનાથ, તિમિર તિહાં નવિ સંચરે;
નરપતિ તાર તાર ભવ તાર, તવ મુનિવર ઇમ ઉચ્ચરે. ૨૭
નરપતિ દુરિત હરણ શિવ દાન, સાધન છે શિવકાજની;
નરપતિ જેહ ગ્રહે શુભ ભાવ, દીક્ષા શ્રી જિનરાજની. ૨૮
નરપતિ અકુલી કુલીય કહાય, જ્ઞાન લહે મૂરખ વલી;
નરપતિ સુરવર-નૃપ-નતપાય, દીક્ષાએ જિન કેવલી. ૨૯
નરપતિ અમરકુમર સતી તામ, કહે સાહિબ તે આપીએ;
નરપતિ ભવ ભવ સંચિત પાપ, દીક્ષા દેઈ કાપીએ. ૩૦
નરપતિ આજ્ઞા તવ માગંત, નિજ નિજ માતપિતા-તણી;
નરપતિ મુનિવર તવ ભાખંત, માતપિતા ઉચ્છક ભણી. ૩૧
નરપતિ સંયમ લેતાં પુત્ર, રાખે માત પિતા ઘરે;
નરપતિ ઘાલે કૂપમાં તેહ, બાપડા કિણી પરે નીસરે. ૩૨

નરપતિ માતપિતા દીએ દીખ્ખ, નિશ્ચલ કાજ તે સુત તણો;
નરપતિ શિવ નગરીને પંથ, પ્રસ્થાનો મેલ્યો તિણે. ૩૩
નરપતિ સંયમ પાખે જીવ, ભવ ભવ નાટકમાં પડે;
નરપતિ જીવાયોનિ ભમંત, કિમહિ ન શિવ પંથે ચડે. ૩૪
નરપતિ પરણાવી મા બાપ, મનમાંહી રૂડું વહે;
નરપતિ છાર ઉપર લીંપંત, કેતીવાર લીંપણ રહે. ૩૫
નરપતિ ઇમ નિસુણી નૃપ શેઠ, દીએ આજ્ઞા દીક્ષા-તણી;
નરપતિ બહુ મહોત્સવ પરિવાર, સંયમ ગ્રહણ ઉચ્છક ઘણી. ૩૬
નરપતિ બેસી સુખાસન દોય, પ્રથમ પ્રભુ પૂજા કરી;
નરપતિ આવ્યા મુનિવર પાસ, અમરકુમર સુરસુંદરી. ૩૭
નરપતિ અરિહંતાદિક સાખી, સામાયક વ્રત ઉચ્ચરે;
નરપતિ ભેદ સત્તર શ્રીકાર, સંયમ શુદ્ધ સમાચરે. ૩૮
નરપતિ વિચરે ગુરૂને સાથ, અનુમતિ સજ્જનની વરે;
નરપતિ રાજાદિક પરિવાર, ઉભા રહી વંદન કરે. ૩૯
નરપતિ ચોથે ખંડે ઢાલ, પન્નરમી રમી ગુણ સતી;
નરપતિ **વીર** કહે જગમાંહી, ધન ધન એ વ્રતી દંપતી. ૪૦

[ દોહરા. ]

રાજાદિક સવિ પુર જના, પહુતા નિજ નિજ ગેહ;
ઋદ્ધિ જિણે છોડી છતી, ધન વ્રતી દંપતી તેહ. ૧
પંચાશ્રવથી વિરમતા, કોહ-ચઉ ત્રણ-દંડ;
પાંચે ઇન્દ્રિય વશ કરે, સંયમ ધરત અખંડ. ૨
સંયમ પાલે બિહું જણા, પાલે ગુરૂની આણ;
વિષય-કષાયથી ચૂકીયાં, મન રાખે વ્રત ઠાણ. ૩
કેશ મ લોચો અપ્પણા, કેશે કિયો શ્યો દોષ; ?
તિણે મન લોચો અપ્પણું, જે જગ ભમે સરોષ. ૪

## ઢાલ–સોલમી.

[ ભરત નૃપ ભાવશું—એ દેશી. ]

સંયમ ધરે સુરસુંદરી એ, સત્તર ભેદે સાર;
વિહાર ભુવિતલે એ, પાલે [1]પંચાચાર.
જયો જગ દંપતી એ૦ એ આંકણી૦ ૧
પંચ સમિતિ સમતા ધરા એ, ત્રણ્ય ગુપતિ મનોહાર;
છકાયને પાલતાં એ, સંયમ નિરતિચાર. જ૦ ૨
શાસ્ત્ર ભણે ગુરૂ સન્નિધે એ, [2]ખટ કારણે લહે આહાર;
વળી ખટ કારણે એ, [3]આહાર તજે અણગાર. જ૦ ૩
[4]નવ વિધ જીવનિકાયની એ, હિંસા મન વચ કાય;
કૃતાદિક ત્રિક મલી એ, ભેદ એકાશી થાય. જ૦ ૪
કાલ ત્રિકે તસ વર્જવું એ, અરિહંતાદિક સાખી;
સતી પતિ પાલતાં એ, પ્રથમ મહાવ્રત ભાખી. જ૦ ૫

---

૧–જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રચાર, તપાચાર અને વીર્યાચાર એ પાંચ આચાર.

૨–ક્ષુધાવેદના સહન ન થવાથી, વૈયાવચ્ચ માટે, ઈર્યાસમિતિ પાળવા માટે, સંયમના પાલન માટે, જીવિતવ્યની રક્ષા માટે અને ધ્યાનને સ્થિર કરવા માટે આ છ કારણે મુનિ આહાર ગ્રહણ કરે.

૩–રોગના કારણે, ઉપસર્ગ આવ્યે છતે, બ્રહ્મચર્યના પાલન માટે, જીવદયાના કારણે, તપના માટે અને શરીર ત્યાગના કારણે આ છ કારણે મુનિ આહાર ન કરે.

૪–પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, બેઈંદ્રિય, તેઈંદ્રિય, ચઉરિંદ્રિય અને પંચેંદ્રિય એ નવને મન વચન કાયાથી ગુણતાં ૨૭ તેને કરવું, કરાવવું અને અનુમોદવું એ ત્રણથી ગુણતાં ૮૧ તેને અતીત, અનાગત અને વર્તમાન કાલથી ગુણતાં ૨૪૩ તેને અરિહંત, સિદ્ધ, સાધુ અને આત્મા એ ચારની સાક્ષીએ ગુણતાં ૯૭૨ થાય એટલા ભદે પહેલું પ્રાણાતિપાતવિરમણ મહાવ્રત–અમરકુમાર અને સુરસુંદરી પાળે છે.

[૧]સત્ય અસત્ય મિસર ત્રિહું એ, દશવિધ ત્રિગુણા ત્રીશ;
ભેદ દ્વાદશ વલી એ, વ્યવહારભાષા જગીશ. જ૦ ૬
બેતાલીશ ભેદે કરી એ, બીજું મહાવ્રત સાર;
મધુર હિત મિત વચ એ, બોલે શ્રી અણગાર. જ૦ ૭
[૨]જિન–ગુરૂ–સ્વામી–જીવથી એ, અદત્ત ચતુર્વિધ હોય;
દ્રવ્યાદિક ચઉગુણા એ, સોલ ભેદ એમ જોય. જ૦ ૮
કાલત્રિકે મન વચ તનુ એ, એકસો ચુંઆલીશ ભેદ;
તૃણાદિક વિણુ દીઓ એ, અદત્ત ન ગ્રહે ગત–ખેદ. જ૦ ૯
[૩]દેહ ઉદારિક વૈક્રિયે એ, ભેદ અઢારહ થાય;
દ્રવ્યાદિક ચઉ ગુણે એ, સર્વથી વિરતિ કરાય. જ૦ ૧૦
[૪]નવવિધ પરિગ્રહ ટાળતા એ, મન વચ કાય અમાય;
મહાવ્રત પંચમું એ, અંતર બાહ્ય ટલાય. જ૦ ૧૧
જ્ઞાન ક્રિયા ધોરી બિહું એ, વૃષભ જોતરીયા વેગ;
સુસંયમ રથે ચઢયા એ, વિચરે ભુવિ સંવેગ. જ૦ ૧૨

---

૧–સત્યના દશભેદ, અસત્યના દશભેદ, સત્યાસત્યા [ મિશ્ર ]ના દશભેદ અને અસત્યા–મૃષા [ વ્યવહાર ] ભાષાના બાર ભેદ. એ પ્રમાણે ચાર પ્રકારની ભાષાના ૪૨ ભેદે બીજું મહાવ્રત પાળે છે.

૨–તીર્થંકરઅદત્ત, ગુરૂઅદત્ત, સ્વામીઅદત્ત, અને જીવઅદત્ત, આ ચારને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ગુણતાં સોલ. એ સોલને મનવચનકાયાથી ગુણતાં ૪૮ તેને અતીત, અનાગત અને વર્તમાન-કાળથી ગુણતાં ૧૪૪ ભેદ થાય. એટલા ભેદે ત્રીજું મહાવ્રત પાળે છે.

૩–ઔદારિક અને દિવ્ય કામને મનવચનકાયાથી સેવે નહિ, સેવરાવે નહિ અને સેવતાને અનુમોદે નહિ. એ અઢાર ભેદને દ્રવ્યક્ષેત્રકાળ-ભાવથી ગુણતાં ૭૨ ભેદ થાય, તે ૭૨ ભેદથી ચોથું મહાવ્રતપાળે છે.

૪–ધન, ધાન્ય, ક્ષેત્ર, મકાન, રૂપું, સોનું, બીજી ધાતુઓ, દાસ-દાસી અને પશુ આ નવ પ્રકારના પરિગ્રહને મનવચનકાયાથી ગુણતાં ૨૭ ભેદ થાય. એ ૨૭ ભેદે પાંચમું મહાવ્રત પાળે છે.

ગારવ ત્રણ્ય નિવારતા એ, ત્રણ્ય વિરાધન ટાળી;
ચાર વિકથા તજે એ, કિરિયા [1]પંચ નિવારી. જ૦ ૧૩
ખટ જીવ વધ નિવારતા એ, [2]સાતે ભય પરિહાર;
અરિ મિત્તસમગણે એ, [3]મદ આઠે અપહાર. જ૦ ૧૪
નવવિધ નવ વાડે કરી એ, [4]દશ વિધ સામાચાર;
અમરમુનિ આદરે એ, પામવા ભવનો પાર. જ૦ ૧૫

૧--કાયિકી, અધિકરણિકી, પ્રાદ્વેષિકી, પરિતાપનિકી અને પ્રાણાતિપાતિકી એ પાંચ ક્રિયા. ૨--ઈહલોક, પરલોક, મરણ, આજીવિકા, અપયશ, અકસ્માત અને આદાન એ સાત ભય. ૩--જાતિ, કુલ, બલ, રૂપ, તપ, શ્રુત, લાભ અને ઐશ્વર્ય એ આઠનો મદ કરનારો તે તે વસ્તુ ભવાંતરમાં હીન પામે છે. ૪--**ઈચ્છા**=ઈચ્છાનુસાર ( બળાત્કાર વિના) બીજા પાસે કરાવવું અગર સામાની ઇચ્છાનુસાર તેનું કાર્ય પોતે કરવું. **મિથ્યાકાર**=સંયમયોગમાં વિપરીત આચરણ થયે "મિથ્યાદુષ્કૃત" દેવું તે. **તથાકાર**=વડિલાદિકના વચનને "તહત્તિ" કહેવાપૂર્વક સ્વીકારવું તે. **આવસ્સિયા**=આવશ્યકીય પ્રયોજને ઉપાશ્રયાદિથી બહાર જતાં તત્સૂચક "આવસ્સહી" કહેવું તે. **નિસીહિયા**=ઉપાશ્રયાદિમાં પ્રવેશ કરતાં સાવદ્યયોગક્રિયા નિષેધસૂચક "નિસીહિ" કહેવું તે. **પૃચ્છા**=તથાવિધ વિનયપૂર્વક સર્વ કાર્યમાં ગુર્વાદિને તે તે પ્રવૃત્તિમાટે પૃચ્છા કરવી (રજા લેવી) તે. **પ્રતિપૃચ્છા**=પ્રથમ ગુર્વાદિકે અમુક કાર્ય કરવામાટે આજ્ઞા કરી હોય તો પણ કાર્ય કરતી વખતે ફરીથી પૂછવું તે. **છન્દના**= આહારાદિક લાવ્યા પછી દરેક સાધુઓને "આપને જે કાંઈ ઉપયોગી હોય તે આપની ઈચ્છાપૂર્વક ગ્રહણ કરો" એમ વિજ્ઞપ્તિ કરવી તે. **નિમંત્રણા**=આહારાદિક લેવા જતાં પહેલાં જ સાધુઓને "હું આપને માટે આહારાદિક લાવું ?" એમ વિજ્ઞાપ્ત કરવી તે. **ઉપસંપદા**=જ્ઞાનદર્શનચારિત્રની પ્રાપ્તિ માટે પોતાના સમુદાયને છોડી બીજા સમુદાય-ગુરૂનો આશ્રય કરવો તે. જ્ઞાન માટે આશ્રય કરે તો જ્ઞાનઉપસંપદા. દર્શન માટે કરે તો દર્શનઉપસંપદા. ચારિત્ર (તપ વિગેરે) માટે કરે તો ચારિત્ર ઉપસંપદા. એ દશ પ્રકારે સામાચારી જાણવી.

આશાતન શ્રીગુરૂ–તણી એ, જે ટાલે તેત્રીશ;
વિનય ગુરૂનો વહે એ, નામું તેહને શીશ. જ૦ ૧૬
ગુરૂકુલવાસ તે સેવતા એ, ભાવના બાર વિશુદ્ધ;
ગુરૂ–શિક્ષા ગ્રહે એ, મારગ પાલે શુદ્ધ. જ૦ ૧૭
સંભ્રમ ચપલપણું તજી એ, નવકલ્પિત ગુરૂ સાથ;
વિહાર કરે મુનિ એ, દૃષ્ટિ દીએ ચઉ હાથ. જ૦ ૧૮
શીલાંગરથ સંભારતાં એ, જે કહ્યો સહસ અઢાર;
વિચાર સહિત મુનિ એ, ભણી ગણી લહે પાર. જ૦ ૧૯
ઉણોદરી તપ આદરે એ, વલી રસ સ્વાદ સદોષ;
વિવર્જિત ગોચરી એ, કરતાં સંયમ પોષ. જ૦ ૨૦
સૂત્ર અરથ લેઈ કરી એ, પહિલી પોરિસી ભણંત;
દ્વિતીયે ધ્યાનજ ધરે એ, ત્રીજીએ આહાર કરંત. જ૦ ૨૧
પઢમ પોરિસી સજ્ઝાયમાં એ, બીજીએ કરતાં ધ્યાન;
ત્રીજીએ નિદ્રા લહે એ, ચોથી સજ્ઝાય માન. જ૦ ૨૨
તુચ્છ લોહી સૂકાં સહી એ, લૂખાં જેહનાં મંસ;
મમત મચ્છર નહિ એ, વિષય કષાય ન અંસ. જ૦ ૨૩
નિરાગી પરિગ્રહ નહિ એ, ખિમા–ગુણ–ભૃત–દેહ;
શશિપરે શીયલા એ, સાચા સદગુરૂ તેહ. જ૦ ૨૪
સુરસુંદરીના રાસનો એ, ચોથો ખંડ રસાલ;
માલ ગુણ સોલમી એ, વીર કહે એ ઢાલ. જ૦ ૨૫

[ દોહરા. ]

ઇણિપરે સંયમ પાલતાં, સુંદરી અમર મુણિંદ;
વિચરે ભુવિ પડિબોહતા, જિમ કજવૃંદ દિણંદ. ૧
સાંસારિક સુખ વિસર્યા, રહતાં સંયમ વાસ;
સાતે સુખ આવી વસ્યાં, મુનિવરનાં તસ પાસ. ૨

## ઢાલ—સત્તરમી.

**[ ધન્ય દિન વેલા ધન્ય ઘડી તેહ, અચિરાશે નંદન—એ દેશી. ]**

સંયમ ધરતા અમર મુણિંદ, સુરસુંદરી ચિત્ત શુદ્ધ [1]હરિકસ્યાંજી;
આતમરામ રમાવે રે ધ્યાન, સાતે રે સુખ બિહુંને આવી વસ્યાંજી. ૧
પહિલું રે સુખ સહુ વિનય કરંત, બીજું રે સુખ ગુરૂની બહુ માનતાજી;
ત્રીજું રે સુખ પાલે જિનઆણુ, ચોથું રે સુખ સંવેગ સુજ્ઞાનતાજી. ૨
પંચમ સુખ સઘલે લહે [2]પૂજ, છઠું રે સુખ ઉત્સૂત્ર ન ભાખવુંજી;
પાપ ઉત્સૂત્ર સમો નહિ કોય, જેહુથી રે નરક નિગોદ પડે જવુંજી. ૩
સાતમું સુખ જે પદવી રે ધાર, સાતે રે સુખ દંપતીને સેવતાંજી;
ચરણ કરણ સિત્તરી ગુણવંત, વંદે રે એહવા મુનિને દેવતાજી. ૪
કાઢયો રે જેણે વિષયનો પંક, કાલ અનાદિ તણો પસર્યો હતોજી;
સ્નાતા રે સમતા સરિત મોઝાર, ક્રોધ રે યોધ તનુમલ નાસતોજી. ૫
બોલ્યા રે ભૂપસમા મુનિરાજ, ભૂપ સમાન સમૃદ્ધે શોભતાજી;
ધૈરય જાસ પિતા અનુકૂલ, માત ક્ષમા મુનિવરની ગુણલતાજી. ૬
કાંતા રે વિરતિ સુગતિ પ્રદાત, વિવેક મંત્રીશ્વર ગુણ દક્ષતાજી;
સંવેગ પુત્રને નિત સમરંત, પોલિયો સંવર અહનિશ રક્ષતાજી. ૭
આર્જવ પટ્ટહસ્તી કહેવાય, વિનય તુરંગમ બહુવિધ જાણીએજી;
આરૂઢ રથ શીલાંગ સહસ્સ, શમદમ આદે ભૃત્ય વખાણીએજી. ૮
ચામર ઉભય ધરમસુક્ક ઝાણ, સંતોષ રૂપ સિંહાસને રાજતાજી;
જિનવર આણ સુમસ્તક—છત્ર, શય્યા ભૂમિતલ શયન સઆજતાજી. ૯
આત્મસ્વભાવ સુમંદિર ઠામ, દુરિતતિમિરહર દીપ સુજ્ઞાનતાજી;
એહવું રે જાસ કુટુંબ કહાય, તે મુનિરાજને જિનવર માનતાજી. ૧૦

---

૧—સોનાની જેમ કસોટીએ ચઢયા. ૨—પૂજા.

ગતક્રોધમાન જિસી જસ મુદ્ર, સંત પ્રસંત વશી ઉપસંતતાજી;
અનાશ્રવ અમમ અકિંચન ધર્મ, છિન્નગ્રંથી ને નિરૂપલેપતાજી. ૧૧
કાંસ પાત્ર પરે નિસનેહ, શંખતણી પરે મુનિ નિરંજણીજી;
અપ્રતિહતગતિ જીવ સમાન, ગગન–તણી પરે નિરાલંબણીજી. ૧૨
અપ્રતિબદ્ધ અનિલપરે જાણ, શુદ્ધ હૃદય સારદપાણી પરેજી;
નિરૂપલેપ કમલ પરે સાધ, કૂર્મ પરે ગુપ્તેંદ્રિય મુનિવરેજી. ૧૩
ભારંડ પક્ષી પરે અપ્રમત્ત, કેસરી–સિંહતણી પરે દુદ્ધરાજી;
ગંભીર સાગર રવિદીપ્ત તેજ, સૌમ્ય સ્વભાવ શશિપરે સુખ કરાજી. ૧૪
નહિ પ્રતિબંધ મુનિને રે ક્યાંહિ, તે પ્રતિબંધ ચતુર્વિધ જિન કહેજી;
દ્રવ્યહ ક્ષેત્ર કાલ વળી ભાવ, દ્રવ્ય સચિત્ત અચિત્ત મિસર નહેજી. ૧૫
ખેત્રથી ગામ નગર ખલ ગેહ, કાલથી આવલી ક્ષણ લવ વચ્છરેજી;
ભાવથી કોહાદિક ભય હાસ્ય, રાગ ને દોષ કલહ દૂરે કરેજી. ૧૬
સમ તૃણ મણિ ને કંચણ લેષ્ઠુ, સુખ દુઃખ ઇહ પરલોક સમઠીયાજી;
જીવિત મરણ મુગતિ ને સંસાર, કર્મશત્રુ–નિગ્ઘાયણ ઉઠીયાજી. ૧૭
ઇણિપેરે સંયમ કેટલો કાલ, વાસિત આતમ મુનિવર સાધવીજી;
ક્ષાંતિથી ક્રોધ મદ્દવગુણે માન, આર્જવે કરીને માયા ટાલવીજી. ૧૮
સબલ સંતોષશું થોભિયો લોભ, રાગ ને દ્વેષ તે ભવતરૂ મૂલ છેજી;
સમ પરિણામથી તેહ ટલાય, ઘાતીયાં ચાર કરમ પ્રતિકૂલ છેજી. ૧૯
શુકલધ્યાને ક્ષયશ્રેણી આરૂઢ, સાધીઓ રાધાવેધ જિણપરેજી;
કેવલનાણ લહે સતી કંત, સુરવર જય જય રવ તિહાં ઉચ્ચરેજી. ૨૦
ભવ્ય કમલ પ્રતિબોધતાં તેહ, આયુ ક્ષયે વરિયા શિવસુંદરીજી;
દંપતી સિદ્ધ સ્વરૂપી અરૂપ, અકલ નીરૂજ કરમને ક્ષયકરીજી. ૨૧
પ્રણમો રે પ્રાણી દંપતી સિદ્ધ, શીયલ ને નવપદમહિમા સુખકરોજી;
ઢાલ સત્તરમી ચોથે રે ખંડ, **વીર** કહે શ્રોતા શિવસુખ વરોજી. ૨૨

[ દોહરા. ]

એ સુરસુંદરીની કથા, વ્યથા ભવાબ્ધિ નિવાર;
ભવિયણુ શ્રવણે સાંભળી, પામો ભવનો પાર. ૧
શીયલ ધરો ભવિ-પ્રાણીયા, પરમેષ્ઠી નવકાર;
સમરો એક ચિત્તે કરી, કમલ-કર્ણિકાકાર. ૨

## ઢાલ—અઢારમી.

[ કલશ. ]

[ ગાયો ગાયો રે મહાવીર જિનેસર ગાયો—એ દેશી. ]

**ગાવો ગાવો રે સુરસુંદરીના ગુણ ગાવો,**
મોતીય થાલ ભરી ભરી ભવિયાં;
સતી ગુણ ગાઈ વધાવો રે. સુરસું૦ ૧
વિકથા વાતે નિરર્થક પ્રાણી, નર ભવ કાંઇ ગમાવો;
સતી ગુણ ગાવો હર્ષ ભરાવો, જિમ સુખ સંપત્તિ પાવો રે. સુ૦ ૨
શ્રી નવપદનો મહિમા મોટો, સુરમાં ઇંદ્ર કહાવો;
શૈલગણે જિમ સુરગિરિ મોટો, તરૂમાં સુરતરૂ પાવો રે. સુ૦ ૩
તિમ નવપદ ગુરૂ મંત્ર સયલમાં, હૃદય-કમલમાં લાવો;
આતમ અનુભવ ભાવ જગાવો, પાપ સમસ્ત હરાવો રે. સુ૦ ૪
સંત સુલાયક શિવસુખ દાયક, ત્રાયક ભવજલ નાવો;
પંચ પરમેષ્ઠી સમરણ શુદ્ધે, પંચમ ગતિએ સધાવો રે. સુ૦ ૫
નવપદ સંપદ આઠ સુહાવો, સાત ગુરૂઅખર ઠાવો;
ઇગસઠ્ઠિ અક્ષર લહુય કહીજે, તે નવપદ ચિત્ત લાવો રે. સુ૦ ૬
સર્વ મલી અડસઠિ મણિમાલા, સંત સુકંઠે ઠાવો;
ગુરૂ મુખ કરી ઉપધાનની કિરિયા, નવપદ શુદ્ધ કરાવો રે. સુ૦ ૭
**સુરસુંદરીનો** રાસ સુણીને, સજ્જન સમચિત્ત લાવો;
રાગ દ્વેષ વાયસ ઉડાવો, જો હોય શિવપુર જાવો રે. સુ૦ ૮

## ઢાલ–ઓગણીસમી.

## [ પ્રશસ્તિ. ]

[ વીરજિણંદ જગત ઉપગારી—એ દેશી. ]

તપગચ્છ કાનન કલ્પતરૂપમ, **હીરવિજયસૂરિ** રાયાજી;
હિંસક **અકબર** જસ ઉવએસે, જીવ અમાર પલાયાજી. ૧
તાસ પટ્ટપૂર્વાચલ સવિતા, **વિજયસેન** ગુણધારીજી;
**વિજયદેવસૂરિ** સૂરિમંત્રે, તેજ પ્રતાપ ઉદારીજી. ૨
મિથ્યાત્વી ગજ સિંહ સમાના, વિજયો **સિંહસૂરીંદા**જી;
જિનશાસન જયકાર સૂરીશ્વર, [1]ભવિ–કજ વિકસિત ચંદાજી. ૩
તાસ શિષ્ય વૈરાગ્ય વિલેપિત, સત્યવચન ગુણગેહાજી;
**સત્યવિજય** જયમાલ જગતવર, લક્ષણ લક્ષિત દેહાજી. ૪
કપૂર સમુજ્જલ જસ તનુ શોભિત, **કપૂરવિજય** નિરીહોજી;
નાણ વિન્નાણ પ્રમાણ અલંકૃત, વાદિમતંગજ–સિંહોજી. ૫
તાસ શિષ્ય શશિસમ શીતલતા, ખિમાગુણ ભંડારોજી;
સંવેગી ગીતારથ સારથ, **ખિમાવિજય** જયકારોજી. ૬
સંત પ્રસંત વિમલ જસવંતા, ખંત્યાદિક ગુણવંતાજી;
[2]ભવ્યવનજ વિકસિત [3]સવિતાસમ, શ્રી **જસવિજય** મહંતાજી. ૭
તાસ શિષ્ય વૈરાગી ત્યાગી, રાગી શ્રુત સોભાગીજી;
ઉત્તમસંગી પરિણતિ રંગી, શુભકીરતિ જસ જાગીજી. ૮
પંડિત સુગુણ સનેહી સુખકર, અહનિશ જે અપમાઇજી;
શુભ શુભકાર્ય કરણ મતિગતિવર, શ્રી **શુભવિજય** સવાઇજી. ૯
તાસ ચરણ સુપસાય લહીને, વયણ વિલાસહ કીધોજી;
[4]પરભૃત મંજરી આસ્ય પ્રવેશન, મધુર વહેતું પ્રસિદ્ધોજી. ૧૦

---

૧–ભવ્યજીવરૂપી કમલ. ૨–ભવ્ય જીવરૂપી કમલ. ૩–સૂર્ય સમાન. ૪–કોયલ.

મુનિ શર હસ્તિ શશિ (૧૮૫૭) સંવત્સર, નમી શંખેશ્વર પાસુજી;
શ્રાવણ શુદિ ગુરૂવાર ચતુર્થી, રાજનગર ચોમાસુંજી. ૧૧
રાસ-તણી રચના એ કીધી, ભવિયણને હિત હેતેજી;
બાવન ઢાલ રસાલ મનોહર, વયણ સુયુક્તિ ઉપેતેજી. ૧૨
એક સહસ શત પંચ ઉપર વળી, ચઉરાશી અધિકેરીજી;
ગાથા રાસની સકલ ઢાલની, સંખ્યા એહ ભલેરીજી. ૧૩
અધિકો ઓછો અક્ષર પદ અણ-જાણપણે જે ભાખ્યોજી;
તે મુજ મિચ્છા દુક્કડ હોજો, સંઘ સકલની સાખ્યોજી. ૧૪
દોય સહસ શત દ્વય એક સત્તરી, શ્લોકની સંખ્યા જાણોજી;
મૂલ સૂત્રની સંખ્યા ભાખી, બત્રીસ વર્ણ પ્રમાણોજી. ૧૫
પંડિતજન મત કરશો હાંસી, મંદમતિ મુજ દેખીજી;
**વીરવિજય** કહે કંચન કસીએ, કરો કવિ શુદ્ધ ગવેખીજી. ૧૬
જે નર ભણશે સુણશે તસ ઘર, નવનિધ ઋદ્ધિ વિશાલાજી;
કુંજર શિર સિંદૂરે શોભિત, તસ ઘર ઝાકઝમાલાજી. ૧૭
જીહા શ્રવણ સફલ તે કરશે, વરશે મંગલિક માલાજી;
સુરસુખ અનુક્રમી કંઠ ઠવે તસ, શિવસુંદરી વરમાલાજી. ૧૮

[ ચોપાઈની-દેશી. ]

**સુરસુંદરીનો** રાસ રસાલ, શ્રોતાને ઘર મંગલમાલ;
તિણે કારણ સુણી આદર કરો, **વીર** કહે જયલીલા વરો. ૧

## चतुर्थ खण्ड समाप्त.

इति श्रीसुरसुंदरीरासः समाप्तः

# धम्मो आणाए पडिबद्धो

સાધુ સંગતિ આદરો, પાળો શ્રી જિન-આણ:
જે નર જિનઆણે રહે, કીજે તાસ વખાણ.
સુખશીલ સ્વચ્છંદચારિયા, વિરાધે જિન-આણ:
તે પાપી નર જાણીએ, શિવપથ-વૈરી સમાન.

*

એક સાહુ વર સાહૂણી, સાવય-સાવિયા વિખ્યાત:
સંઘ આણાજુત્ત ભાખિયો, શેષ અટ્ઠિસંઘાત.
રત્નત્રયીજુત્ત ભાખીઓ, સંઘ સકલ ગુણવંત:
તે સંઘ દુર્લભ પામવો, માને જસ અરિહંત.

*

આણાએ તપસંયમ કહયો, પૂજા કરે ત્રણ ટંક:
આણાવિણ નિષ્ફલ સવિ, શૂન્ય યથા વિણઅંક.
થોડી પણ આણા વહે, રવિ તમ પરે ટલે પાવ:
આણા સહિત સમાચરો, દાન-શિયલ-તપ-ભાવ.

*

**નિન્દા-પ્રશંસા સમ ગણે,**
**માન અને અપમાન;**
**સ્વજન-પરજન સમ ગણે,**
**સામાયક શુદ્ધ જાણ.**

*

એડવાન્સ પ્રિન્ટરી, સાકર બજાર, અમદાવાદ.